પ્રાથે જ થાય છે. હર્ષવર્ધનથી માંડી આજ સુધીનાં ૧૨૦૦–૧૩૦૦ લોને 'પૂર્વરંગ'ના લેખકોની પેઠે પ્રસ્તુત લેખક પણ સ્પર્ષ્યા નથી. પરી રીતે પ્રસ્તુત પુસ્તક એ 'પૂર્વરંગ'ની એક વિશિષ્ટ પૂર્તિ જ હિ પણ ઘણી બાબતોમાં તેનું સ્પષ્ટીકરણ પણ છે. કાકા જેવા પ્રસ્તુત પ્રતિભાસંપન્ન અને શ્રી. નરહરિભાઈ જેવા પારદર્શી વિચારક, એ બંનેને તે વખતે પલાંઠી બાંધી બેસવાનો અને સ્વસ્થ મને લખવાનો જોઈતો સળંગ સમય મળ્યો હોત તો એ 'પૂર્વરંગ'ની ભાત જુદી જ હોત. પણ તે યુગ વિદેશી સત્તા સામે ગાંધીજીએ ડેલ સત્યાગ્રહના બ્રહ્માસ્ત્રમાં સાથ દેવાનો વીરયુગ હતો. એટલે નું જોઈતું કામ કાંઈક રહી જ ગયું. પ્રસ્તુત લેખક જેમ એક શાળાના શિક્ષક છે, તેમ એ અધ્યાપનમંદિરના પણ અધ્યાપક એટલું જ નહિ પણ સાથે સાથે તેમને લોકજીવનનાં બધાં પાસાંનો પ્રત્યક્ષ સંપર્ક સાધવાના પ્રસંગો પણ મળતા જ રહે છે. તેથી ...નુભાઈએ પલાંઠી વાળી સ્વસ્થ મને પોતાના વર્ગો માટે જે તૈયારી કરેલી તેનું સળંગ સંકલન આ પુસ્તકમાં નજરે પડે છે.

પ્રસ્તુત પુસ્તક ૧૩ પ્રકરણમાં પૂરું થાય છે. આગળ આગળના પ્રકરણ પહેલાંનાં પ્રકરણો સાથે કાળક્રમની દૃષ્ટિએ તેમ જ વિષયની દૃષ્ટિએ એવાં સુસંબદ્ધ ગોઠવાયાં છે કે પહેલું પ્રકરણ પૂરું થાય ત્યારે બીજા પ્રકરણમાના વિષયની જિજ્ઞાસાનાં બીજ નંખાઈ જાય છે એટલે વાચક સહેલાઈથી આગલું પ્રકરણ વાંચવા લલચાય છે અને વાંચ્યા વિના તેને તૃપ્તિ જ થતી નથી.

લેખકનો આ ઇતિહાસ શાળા-મહાશાળામાં ચાલતા ઇતિહાસ કરતાં જુદો પડે છે, કેમ કે એ માત્ર રાજાને ન સ્પર્શતાં સમગ્ર પ્રજા-જીવનવ્યાપી સંસ્કારને સ્પર્શે છે; અર્થાત્ પ્રસ્તુત ઇતિહાસ સંસ્કૃતિનો ઇતિહાસ છે.

પાંચમા પ્રકરણમાં મહાભારતનો પરિચય આવે છે. રામાયણના પરિચય કરતાં આ પરિચય કાંઈક વિસ્તૃત છે, તે ગ્રંથનું કદ અને વિષયવૈવિધ્ય જોતાં યોગ્ય જ છે. 'વેરથી વેર શમતું નથી' એવી તથાગતની વાણી 'ધમ્મપદ'માં માત્ર સિદ્ધાંતરૂપે રજૂ થઈ છે, જ્યારે મહાભારતમાં એ સિદ્ધાંત અનેક કથા, ઉપકથા અને બીજા પ્રસંગો દ્વારા સુરેખ રીતે વ્યંજિત થયેલો છે, એટલે તે વાચકને પોતાના રસપ્રવાહમાં ખેંચે જ જાય છે, ને જરાય કંટાળો આવવા દેતો નથી. બુદ્ધની એ વાણી અશોકે એવું જીવન જીવી શિલાલેખોમાં મૂર્ત કરી છે, જ્યારે મહાભારતમાં એ વાણી કવિની રસવાહી શૈલી દ્વારા તેમ જ ઐતિહાસિક, અર્ધ-ઐતિહાસિક અને કાલ્પનિક કથા-પ્રસંગો દ્વારા મૂર્ત થઈ છે. આમ મહાભારત અને તથાગતનો મૂળસૂર એક જ છે, કે જીતનારના હાથમાં છેવટે પસ્તાવો ને દુઃખ જ રહે છે.

લેખકે મહાભારતનો પરિચય આર્યમર્યાદાને ઉલ્લંઘી નાખનાર યુદ્ધરૂપે આપેલ છે તે બરાબર છે. રામાયણ અને મહાભારતનાં કેટલાંક પાત્રો ઉપરથી જ આ અંતર સ્પષ્ટ થઈ જાય છે. જેમ કે રામ નિષ્ઠાવાન, તો યુધિષ્ઠિર તક 'જોઈ જૂઠું' પણ બોલે; સીતા બધું હસતે મોઢે સહી લે, તો પતિભક્તા છતાં દ્રૌપદી પતિઓ અને બીજા વડીલોને પણ વાઘણની પેઠે ત્રાડી ઊઠી ઠપકો આપે; વિશ્વામિત્ર અને વસિષ્ઠનું ગુરુપદને છાજે તેવું વર્તન ને વર્ચસ્વ, જ્યારે દ્રોણ, કૃપાચાર્ય આદિનું, અર્થ તેમ જ ક્ષત્રિયોનું દાસત્વ. મહાભારતમાં કૃષ્ણનું જે ચરિત્ર આલેખાયું છે તે, ને રણાંગણમાં ગીતાના ઉપદેશક તરીકે એની જે ખ્યાતિ છે તે, કૃષ્ણ પ્રત્યે ભક્તિ ઉપજાવ્યા વિના નથી રહેતાં. કૃષ્ણ જ્યારે મહાભારત યુદ્ધમાં મહાસંહાર માટે અર્જુનને ઉત્તેજે છે, ત્યારે જ સાથે સાથે એક ટિટોડીનાં બચ્ચાંને બચાવવા અહિંસક માધુ જેટલી કાળજી રાખે છે. મહાભારતમાં ગ્રંથકાર વૈશ્ય તુલાધાર જાજલિને ત્રાજવાની દાંડીથી સમતોલ રહેવાનો ઉપદેશ

આપે છે અને એક કર્તવ્યપરાયણ ગૃહસ્થ બ્રાહ્મણી માબાપની સેવા છોડી કઠોર તપ તપેલ દુર્વાસાં પ્રકૃતિના કૌશિક તાપસને ધર્મવ્યાધ દ્વારા પ્રાપ્ત ધર્મ છોડી વનમાં નીકળી જવા બદલ શીખ આપે છે. આવાં અનેક સુરેખ ચિત્રો આ પ્રકરણમાં છે.

છઠ્ઠા પ્રકરણમાં ઉપનિષદનું વાતાવરણ તાદૃશ આલેખતાં લેખકે જે તે વખતના વિચારણીય પ્રશ્નો મૂકયા છે, તે ઉપનિષદોનાં તત્ત્વજ્ઞાનને સમજવા માટે આવીરૂપ છે. એ પ્રશ્નો આ રીતેઃ 'યજ્ઞો શાશ્વત સુખ આપે છે? દાન-તપ એ આપે છે? આ સુખની ઇચ્છા એ શું છે? કોણે એ ઇચ્છાને જન્મ આપ્યો? મૃત્યુ શું છે? પુનર્જન્મ છે ખરો? કે વાયુ સાથે વાયુ ભળી ગયા પછી કશું રહેતું જ નથી? જીવ, જગત ને ઈશ્વર વચ્ચે શો સંબંધ છે? બધું એકાકાર છે કે અલગ અલગ? કોણ આ રચે છે? કોણ ભાંગે છે? શું છે આ બધી ભાંજગડ?" ઇત્યાદિ. આવા પ્રશ્નોના ચિંતનને પરિણામે પ્રકૃતિ અને દેવોની બ્રહ્માંડગત વિવિધતામાં એકતા જોવાની વેદકાલીન પ્રાચીન ભાવના, પિંડોમાં એકતા જોવામાં પરિણમી; કે જે 'तत्त्वमसि' જેવાં વાકયોથી દર્શાવવામાં આવી છે. આવો ભાવનાપરિપાક ફૂદકે ફૂદકે ભૂસકે ભાગ્યે જ થઈ શકે. તેનું ખેડાણ સદીઓ લગી અને અનેક દ્વારા થયેલું છે. એ ખેડાણમાં ક્ષત્રિયવર્ગનો ક્રાંતિકારી સ્વભાવ મુખ્ય ભાગ ભજવે છે, અને બ્રાહ્મણો પણ કેવા નવતત્ત્વવિદ્યાન્તરરસ્યા કે જેઓ ગમે તેવાં સંકટ વેઠીને પણ વિદ્યા મેળવે. આનું ઉદાહરણ નચિકેતા જેવાં અનેક આખ્યાનો પૂરું પાડે છે.

તે કાળે યજ્ઞનો મહિમા ઓસરતો જતો હતો છતાં સામાન્ય જનસમાજ ઉપર તેની પકડ હતી જ, એમ કહી લેખકે (૧) યજ્ઞને સહેલે માર્ગે વળવું, પુરુષાર્થ બાજુ પર રાખવો, (૨) બ્રાહ્મણ પુરોહિતોની સર્વોપરિતા (૩) યજમાન-પુરોહિત બંનેનું પરસ્પરાવલંબન, આદિ જે યજ્ઞયુગનાં ત્રણ પરિણામો સૂચિત કર્યાં છે તે યથાર્થ છે.

સાતમા પ્રકરણમાં શ્રમણધર્મનાં બે સમકાલીન આગેવાનો—

બુદ્ધ અને મહાવીરનું ચિત્રણ છે. બુદ્ધ અને મહાવીરના આચાર-વિચારમાં મુખ્ય સામ્ય શું છે તે સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે અને બુદ્ધની જીવનકથા ઠીક ઠીક વિસ્તારપૂર્વક આપી તેનાં અનેક પાસાં દર્શાવવામાં આવ્યાં છે. ઉપનિષદના વિચારકોમાં ક્ષત્રિયો હતા. પણ તેમના સંઘો અસ્તિત્વમાં આવ્યા જાણ્યા નથી. જ્યારે બુદ્ધ અને મહાવીરના સંઘો માત્ર અસ્તિત્વમાં જ ન આવ્યા પણ તે દેશના અનેક ભાગોમાં અને દેશ બહાર પણ ફેલાયા એનું શું કારણ? એ પ્રશ્ન ઉઠાવી લેખકે જે જવાબ આપ્યો છે તે યથાર્થ છે. જવાબ એ છે, કે બુદ્ધ અને મહાવીર પોતે સિદ્ધ કરેલ કરુણા અને અહિંસા-મૂલક આચારને સ્વપર્યાપ્ત ન રાખતાં સમાજવ્યાપી કરવાની વૃત્તિ વાળા હતા. અને તેથી જ તેમના સંઘોને અનાર્યો, આદિવાસીઓ તેમ જ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે અનેક વર્ગોનો ટેકો મળી ગયો.

આઠમા પ્રકરણમાં ધ્યાન ખેંચે એવી મુખ્ય ચર્ચા એ છે કે ગણરાજ્યોમાંથી મહારાજ્યો કેવી કેવી રીતે અને કયા કારણથી અસ્તિત્વમાં આવ્યાં. મહારાજ્યના વિચારનો મજબૂત પાયો નાખનાર ચાણક્ય કહેવાય છે. તેની કઠોર રાજનીતિનું દિગ્દર્શન તેના અર્થ-શાસ્ત્રના આધારે કરાવવામાં આવ્યું છે—જે ચાણક્યની અનુભવ-સિદ્ધ કુશળતાનું પ્રતિબિંબ પાડે છે. ચન્દ્રગુપ્ત પછી વધારે ધ્યાન ખેંચે એવી વ્યક્તિ છે અશોક. તેનો યુદ્ધવિજય ધર્મવિજયમાં કેવી રીતે પરિણમ્યો, ને તે જોતજોતામાં ચોમેર કેવી રીતે પ્રસર્યો એનું હૃદયહારી વર્ણન લેખકે આપ્યું છે.

નવમા પ્રકરણમાં આર્યોએ આજેન સંસ્કૃતિનાં અંગોનો નિર્દેશ કરી તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. તે અંગો આ છે:

(૧) અનેકમાં એક જોવાની દૃષ્ટિ અને અહિંસા

(૨) સ્ત્રીસન્માન (૩) વર્ણાશ્રમવ્યવસ્થા

(૪) તર્કશુદ્ધ વ્યવસ્થિત વિચાર કરવાની ટેવ

દસમા પ્રકરણમાં વેદકાળથી માંડી બુદ્ધના સમય સુધીની વિવિધ રાજ્યપ્રણાલિઓનું નિરૂપણ છે. અને ત્યાર બાદ અંતમાં રાજકીય, ધાર્મિક તેમજ આર્થિક જીવનની સુરેખ છબી આવે છે. જીવનનાં આ ત્રણે પાસાંમાં ગણ અને સંઘનું તત્ત્વ મુખ્ય દેખાય છે. રાજ્યોમાં ગણવ્યવસ્થા છે, ધર્મોમાં સંઘવ્યવસ્થા છે અને ઉદ્યોગધંધા આદિમાં નિગમ કે શ્રેણી–વ્યવસ્થા છે.

અગિયારમા પ્રકરણમાં હિન્દુસ્તાનની અંદર અને એની બહાર એશિયાના ખૂણે ખૂણે બૌદ્ધ ભિક્ષુકોએ, શિલ્પીઓએ, વ્યાપારીઓએ અને રાજાઓએ કેવી રીતે, કેટલા પ્રમાણમાં ને કયાં કયાં સંસ્કૃતિ વિવિધ રીતે વિસ્તારી, વિકસાવી ને અમર બનાવી તેનું દૂબહૂ ચિત્ર છે.

અહીં ફાહિયાન અને હ્યુએનત્સંગના સમયનું સંસ્કૃતિવિનિમયનું ચિત્ર છે, પણ 'પૂર્વરંગ'માં ફાહિયાન અને હ્યુએનત્સંગે કરેલ લોકસ્થિતિનું જેટલું વિગત વર્ણન છે તેટલું અહીં નથી; તે હોત તો ભારે અસરકારક પૂરવણી થાત.

બારમા પ્રકરણમા 'અશ્વમેધપુનરુદ્ધારયુગ'નું લગભગ છસો વર્ષનું ચિત્ર છે. મૌર્યયુગ પછી જે પુરોહિતવર્ચસ્વનો યુગ આવ્યો અને જેમાં બ્રાહ્મણ કે શ્રમણ બધા જ મુખ્યપણે પોતપોતાના ધર્મપ્રચાર અને પ્રભાવ અર્થે રાજ્યાશ્રય તરફ વળ્યા અને છેવટે શ્રમણો ઉપર પુરોહિતોનું વર્ચસ્વ સ્થાપિત થયું તેનું ઐતિહાસિક ચિત્ર છે. બૌદ્ધસંઘની સિદ્ધિઓ અને નબળાઈઓ તેમ જ પુરોહિતવર્ગની પણ સિદ્ધિઓ અને નબળાઈઓ એ બધું વિશ્લેષણપૂર્વક લેખકે દર્શાવ્યું છે, અને શ્રમણપ્રભાવ કરતા પુરોહિતપ્રભાવ વધ્યા છતાં તેણે શ્રમણપરંપરાના કયા કયા અંશો અપનાવી લીધા અને નવા પૌરાણિક ધર્મને કેવો આકાર આપ્યો એ બધું નિરૂપવામા આવ્યું છે.

શ્રમણ અને પુરોહિત વર્ગે પોતપોતાની ભાવના તેમજ સંસ્કૃતિનાં વિવિધ અંગોના પ્રસાર માટે જે હોડ શરૂ કરેલી તેનાં અનેકવિધ સુંદર અને સુંદરતમ પરિણામો આવ્યાં છે. એ પરિણામો વૈદક, ગણિત, ખગોળ, શિલ્પ, સ્થાપત્ય, કાવ્ય, સાહિત્ય, ભાષા, લિપિ આદિ અનેક રૂપમાં આવેલાં છે તેનું લેખકે છેલ્લા પ્રકરણમાં પુરુષાર્થપ્રેરક ચિત્ર રજૂ કર્યું છે અને છેવટે એ પુરુષાર્થમાં જે ઓટ આવી તે પણ સૂચવ્યું છે.

આ રીતે વેદ પહેલાંના યુગથી માંડી મધ્યકાળ સુધીના કાળપટને સ્પર્શતાં સંસ્કૃતિચિત્રો લેખકે આધારપૂર્વક આલેખ્યાં છે.

અવનવી તેમજ રોચક–અરોચક ઘટનાઓ અને બનાવોના વર્ણન દ્વારા વિદ્યાર્થીઓના માનસને તૃપ્તિ આપવી એ જ ઇતિહાસશિક્ષણનું મુખ્ય પ્રયોજન નથી. એવી તૃપ્તિ તો ચમત્કારી કિસ્સાઓ દ્વારા અને બીજી ઘણી રીતે આપી શકાય. પણ ઇતિહાસશિક્ષણનું ખરું અને મૂળ પ્રયોજન તો એ છે કે ભણનાર વિદ્યાર્થી એ દ્વારા પ્રત્યેક બનાવનો ખુલાસો મેળવી શકે, કે આ અને આવાં કારણોને લીધે જ એ બનાવ બનવા પામ્યો છે, તેની કાર્યકારણભાવની સાંકળ સમજવાની શક્તિ સાચું ઇતિહાસશિક્ષણ એટલી હદ સુધી કેળવી શકે કે એવો વિદ્યાર્થી અમુક પરિસ્થિતિ જોઈને જ કહી શકે કે આમાંથી આવું અને આ જ પરિણામ નીપજશે ખરી રીતે ઇતિહાસશિક્ષણ જૂના અનુભવોને આધારે કેળવેલ કાર્યકારણભાવના જ્ઞાન દ્વારા માણસને સાચો પુરુષાર્થ કરવા પ્રેરે છે, અને ભૂતકાળની ભૂલોથી બચી જવાનું જ્ઞાનસામર્થ્ય પણ અર્પે છે. પ્રસ્તુત પુસ્તક એ માત્ર ઘટનાઓ કે બનાવોનું વર્ણન નથી કરતું, પણ દરેક ઘટના અને પરિણામની પૃષ્ઠભૂમિકામાં કેવી પરિસ્થિતિ હતી કે જેને લીધે તેવાં પરિણામ આવ્યાં, એવી કાર્યકારણભાવની શૃંખલા જોડતું એક

સંકલિત નિરૂપણ છે. તેથી જ આ પુસ્તક ગુજરાતી ઐતિહાસિક સાહિત્યમાં એક ગણનાપાત્ર ફાળો ગણાવું જોઈએ.

લેખકે જે જે મુખ્ય સામગ્રીને આધારે પ્રકરણો લખ્યાં છે તે તે સામગ્રીનો પ્રકરણવાર નિર્દેશ અંતમાં કર્યો છે, જેથી પોતાનું કથન કેટલું સાધાર છે એ વાચકને માલૂમ પડે અને વધારામાં જેઓ આ વિષયનો મૂળગામી અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેઓને આની સામગ્રીનો પરિચય થાય.

એકંદર શ્રી. મનુભાઈનો આ પ્રયત્ન બહુ જ સફળ થયો છે, જેની પ્રતીતિ હરકોઈ વાચકને થયા વિના નહિ રહે. એમની ભાષા તો સિદ્ધહસ્ત ગુજરાતી લેખકની ભાષા છે, એ એમનાં લખાણો વાંચનાર સૌ કોઈ જાણે છે. પણ એમનું જે વિશાળ વાચન છે, જે વિચારની સમૃદ્ધિ છે અને તેથી યે ચઢી જાય એવું તેમનામાં જે મધ્યસ્થતાનું ને નિર્ભયતાનું બળ છે—એ બધું તેમના આ લખાણને ચિરંજીવી અને સર્વપ્રિય બનાવવા માટે પૂરતું છે. શ્રી મનુભાઈ મેટ્રિક પણ નથી થયા અને છતાં એમણે જે વ્યવસ્થિત સાધાર અને તર્કસંગત નિરૂપણ સમતોલપણે કર્યું છે, તે સૂચવે છે કે જેનામાં સહજ પ્રતિભા અને પુરુષાર્થનો સુભગ યોગ હોય તે મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોનાં આંગણાંમાં ગયા સિવાય પણ ધાર્યો ફળો નિપજાવી શકે છે. જેઓને ગુજરાતી ભાષાની શક્તિ વિષે—અર્થપ્રકટન-સામર્થ્ય વિષે, થોડી પણ શંકા હોય તેઓને આ પુસ્તક ખાતરી કરી આપશે કે વિદ્યાનાં વિવિધ ક્ષેત્રો ખેડવાની શક્તિ ગુજરાતી ભાષામાં કેટલી છે! આ પુસ્તક વિનીત કક્ષાના વિદ્યાર્થીઓને અને શિક્ષકોને પણ ઉપયોગી થઈ પડે તેવું છે. એકવાર વાંચવું શરૂ કરીએ કે પૂરું કર્યો સિવાય ઊઠવાનું મન ન થાય એવી સરસ શૈલી હોવાથી તે હરકોઈ સંસ્કૃતિપ્રિય જિજ્ઞાસુને આકર્ષ્યા વિના નહિ જ રહે.

પંડિત સુખલાલજી

લેખકનાં પુસ્તકો :—

૧ જલિયાંવાલા
૨ ૧૮૫૭
૩ કલ્યાણયાત્રા
૪ બંધન અને મુક્તિ
૫ પ્રેમ અને પૂજા : ભાગ ૧-૨
૬ દીપનિર્વાણ
૭ બે વિચારધારા
૮ પરીક્ષા
૯ ઝેર તો પીધાં છે જાણી જાણી, ખંડ ૧
૧૦ આપણો વારસો ને વૈભવ, ખંડ ૧
૧૧ રોમ
૧૨ ગ્રીસ, ભાગ ૧
૧૩ ગ્રીસ, ભાગ ૨

હવે પછી :—

૧ ઝેર તો પીધાં છે જાણી જાણી, ખંડ ૨ ભાગ ૨
૨ આપણો વારસો ને વૈભવ ખંડ ૨
૩ ઇતિહાસકથાઓ

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧૧ | દિગ્મૂઢ | દિગ્મૂઢ |
| ૧૨ | ૧૬ | એમનાં | એમ તો |
| ૧૪ | ૧ | વાડી | વાડા |
| ૧૬ | ૭ | કપાસ | સિંધનો કપાસ |
| ૧૬ | ૧૨ | હડપ્પ | હરપ્પા |
| ૧૭ | ૭ | બખુમીસ્તાન | બલુચીસ્તાન |
| ૨૬ | ૬ | પોતાતા | પોતાના |
| ૭૦ | ૧૫ | સૂઝ્યો | સૂઝ્યો |
| ૮૮ | ૪ | માણુણ | માણુસ |
| ૯૩ | ૩ | ક્રોશૂ | શુદ્રો |
| ૯૪ | ૨૦ | ઘણીવાર | ઘણીવાર |
| ૯૮ | ૭ | ગણુાતા | ગણુતા |
| ૧૦૩ | ૨૨ | થઓ | થાઓ |
| ૧૦૭ | ૮ | વ્યવાસાયિક | વ્યાવસાયિક |
| ૧૧૧ | ૧ | હિંદુસ્તાનને | હિંદુસ્તાને |
| ૧૩૪ | ૧૬ | સ્થળોઓ | સ્થળોએ |
| ૧૪૨ | ૨૧ | આજ્ઞાતપણે | અજ્ઞાતપણે |
| ૧૫૩ | ૭ | રત્નિઓને | રત્નીઓને |
| ૧૫૫ | ૭ | સ્વતંત્ર્યપ્રિય | સ્વાતંત્ર્યપ્રિય |
| ૧૫૮ | ૯ | પૂછાવેલું | પુછાવેલું |
| ૧૬૧ | ૩ | અપાવી | આપવી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૧ | ૨૩ | અર્થપ્રાકૃત | અર્ધપ્રાકૃત |
| ૧૭૨ | ૪ | આળેખેલાં | આલેખેલાં |
| ૧૭૩ | ૧ | સંધમિત્રા | સંઘમિત્રા |
| ૧૭૫ | ૧૩ | ભીંતાચિત્રો | ભીંતચિત્રો |
| ૧૭૮ | ૩ | ઈલુરા | ઈલોરા |
| ૧૮૫ | ૫ | વૃષભ | વૃષલ |
| ૧૯૬ | ૭ | पार्थ | पार्श्व |
| ૨૦૮ | ૬ | અવદાતશતક | અવદાનશતક |
| ૨૧૨ | ૫ | ફુટ | ફૂટ |
| ૨૧૨ | ૨૨ | લાબી | લાંબુ |
| ૨૧૪ | ૧૩ | ઓરોગે | આરોગે |
| ૨૧૯ | ૨૪ | બૃહદ્ | બૃહદ્ |

आ ब्रह्मन्ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम्। अस्मिन् राष्ट्रे राजन्यः इषव्यः शूरो महारथो जायताम्। दोग्ध्री धेनुः। वोढा नड्वानः। आशुः सप्तिः। पुरन्धिर्योषा। जिष्णूरथेष्ठाः। सभेयो युवा। अस्य यजमानस्य वीरो जायताम्। निकामे निकामे नः पर्जन्यो वर्षतु। फलिन्यो न ओषधयः पच्यन्ताम्। योगक्षेमो नः कल्पताम्।

कृष्णयजुर्वेद संहिता, ७, ५–१८–१

હે બ્રહ્મ ! આ રાષ્ટ્રમાં બ્રહ્મવર્ચસથી દીપતા બ્રાહ્મણો જન્મો, શૂર, ધનુર્ધર, મહારથી રાજકર્તાઓ જન્મો, દૂધાળ ગાયો, ભાર વહેવામાં જબરા બળદ, તેજ ઘોડા, રૂપવતી યુવતીઓ, વિજયી રથીઓ, સભાઓમાં બેસવા યોગ્ય યુવાનો તથા યજમાનોને વીર પુત્રો જન્મો, ચાહ્યા મેઘ વરસો, ઔષધિઓ ફળોથી લચી પડો—અમને સમૃદ્ધિ ને કુશળતા પ્રાપ્ત થાઓ.



# આમુખ

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥
विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

[ જેઓ અવિદ્યા ( ભૌતિક વિદ્યાઓ ) ને ઉપાસે છે, તે અંધારામાં આથડે છે પણ જેઓ કેવળ વિદ્યામાં ( ઉત્કટના તત્ત્વની ખોજ કરવાની વિદ્યામાં ) જ પરિપૂર્ણતા માને છે, તે તો તેથીયે મોટા અંધારામાં આથડે છે

જેઓ વિદ્યા ( તત્ત્વજ્ઞાન ) તથા અવિદ્યા બંનેને સાથે જાણે છે તે અવિદ્યા ( ભૌતિક શાસ્ત્રો ) વડે મૃત્યુલોકને તરી જાય છે, ને વિદ્યા ( તત્ત્વજ્ઞાન ) વડે અમૃતને પામે છે ( શાંતિ મેળવે છે ) ]

ઇતિહાસ શરૂ કરીએ તે પહેલાં જ એક વાત સમજી લઈએ જે ઇતિહાસ સામાન્ય રીતે ભણાવાય છે, તેવો ઇતિહાસ આ નથી ઇતિહાસમાં સામાન્ય રીતે રાજાઓની વાતો આવે છે એમ જ લડાઈઓ, સવારીઓ, સંધિઓ, ને ખૂનખરાબાથી ઇતિહાસ ભરેલો દેખાય છે

જાણે સારામારા સ્તૂકો કરીને સિંહાસને ચડી જનારાઓ સિવાય આ વિરાટ દેશમાં કોઈ અગત્યનું નહોતું નહોતા સામાન્યજનો કે નહોતા નગરજનો કે શિલ્પીગણો પ્રજાને કોઈ સ્વપ્નું નહોતું કે જેને માટે જીવન ને મૃત્યુનો મહિમા ગવાતો હતો તેનું કશું હતું કે નહિ? હોય તો શું હતું? કેટલું એમાં સિદ્ધ થયું, કેટલું નિષ્ફળ ગયું? કોણ એમાં આડે આવ્યા? કોણે એ માટે ન્યોચ્છાવરી કરી—આ બધા વિષે સામાન્ય રીતે ઇતિહાસના અભ્યાસમાં લગભગ કશું કહેવાતું નથી

કહેવાનું જોઈએ તો તે જ—તેનું નામ જ સંસ્કૃતિનો ઇતિહાસ ભારતીય સંસ્કૃતિનો આવો સળંગસૂત્ર ઇતિહાસ ઇતિહાસકારો લખશે તો ખરા જ કારણ કે તે સિવાય પ્રજા શાના માટે જીવે ને શાના માટે મરે? પણ તેવું થાય તે દરમિયાન પણ, જે તૂટક તૂટક તાર આપણને દેખાય છે તે જોવો ઘટે રાજાની સવારીની શોભા કરતાં આ પ્રજાજીવનના તારની શોભા પણ કંઈ ઊતરતી નથી

ભારતીય સંસ્કૃતિના ઇતિહાસ વિષે વાત કરીએ તે પહેલાં આપણે આ સંસ્કૃતિ શબ્દ વિષે થોડું વિચારી લઈએ 'સંસ્કૃતિ' શબ્દ આપણે ઘણીવાર વાપરીએ છીએ, પણ એનો સ્પષ્ટ અર્થ આપણને પૂછાય તો આપણે ઝટ લઈને જવાબ ન આપી શકીએ અમુક માણસ સંસ્કારી છે, કે અમુક લોકોએ સંસ્કૃતિ ખીલવી, તેમ આપણે કહીએ છીએ તેનો અર્થ આપણે શું કરતા હોઈએ છીએ?

વિલાયતના સુખ્યાત વિચારક જોડે આ વિષે ટૂંકમાં સુંદર રીતે કહ્યુ છે. એના કહેવા પ્રમાણે માણસની વિશિષ્ટતા અન્ય જીવનસૃષ્ટિ કરતાં શી શી છે? તે ત્રણ ગણાવે છે:

1. કાર્યકારણ બુદ્ધિ
2. સૌંદર્યાભિમુખતા
3. નીતિ વિષે અંતરનો અવાજ

માણસ કરતાં કદાવર પ્રાણીઓ પ્રાચીન કાળમા પણ હતા. અત્યારે પણ હાથી, વ્હેલ વગેરે જાનવરો છે જ. માણસ કરતા વિશેષ સામાજિક પ્રાણીઓ પણ છે. ઊધઈ, કીડી, મધમાખી, બીવર વગેરે. પ્રાણી સમૂહો જે સમાજો રચે છે તેની વાતો સાભળીએ તો આપણે ઘડીક આશ્ચર્યમા ગરકાવ થઈ જઈએ! ઊધઈની શહેરરચના આપણા કરતાં ક્યાય ચડિયાતી છે. ઊધઈ ખેતી કરે છે, એક જાતના જંતુને ઉછેરે છે ને દૂધ જેવો રસ એની પાસેથી લે છે એટલે, આપણે સામાજિક છીએ તે કાઈ આપણી જ વિશેષતા નથી. પણ આપણને બુદ્ધિ મળી છે, સૌંદર્યદૃષ્ટિ મળી છે, ને ધર્મવૃત્તિ મળી છે તે બીજામા દેખાતી નથી.

પતગિયુ આજે લાખો વર્ષથી દીવામા પડ્યા કરે છે. બીજા પતગિયા એ જાણે છે પણ છતા એગણે એવો સાર નથી ખેચ્યો કે દીવા પાસે ન જવુ

વસત ઋતુ આવી છે. રગબેરગી ફૂલો ઊઘડ્યા છે, સુગધનો ફુવારો ફૂટ્યો છે, આમ્રા ઉપર શાખો ઝૂલે છે એ વખતે આમ્રા વાડિયામાથી આપણે પસાર થઈએ, ને સાથે એક જનાવર પણ પસાર થાય. આપણે ઘડીભર થભી જઈએ, આજુબાજુ જોઈને આનદ અનુભવીએ. જનાવર પોતે જે ઊકરડો ખોળતુ હશે તે ખોળ્યા કરશે. પહાડની શોભા પર હરણાઓએ કાવ્ય કર્યાનું નોંધાયુ નથી.

તેવી જ રીતે નીતિ વિષે કૂતરાઓ રોટલા મથરે છે તે જોયુ

હશે. કોઈ કૂતરાએ બીજા ભૂખ્યા, ને મરવા પડેલા કૂતરાને સંતાડેલ રોટલાના ટુકડા આપ્યા હશે ખરા ? નબળી ગાયોને રક્ષણ આપવાનો કાયદો ગાયોના સમાજમાં નથી. કારણ કે, એ સૃષ્ટિમાં નીતિનો ખ્યાલ પ્રકૃતિએ આપ્યો નથી.

માણસના સમાજમાં પણ લડાઈ ઝગડા થાય છે, ગરીબોને–અનાથને પીડ તેવું બને છે, પણ એમ કરવું યોગ્ય નથી મનાતું. દહાડે દહાડે તેવું ઓછું બને તે જ શોભે, તે જાતના અંતઃકરણના સૂક્ષ્માતિસૂક્ષ્મ અવાજને કોઈ દબાવી શકતું નથી.

આપણી સંસ્કૃતિએ પણ સાદી રીતે આ જ વાત કરી છે—

आहार निद्रा भय मैथुनं च
सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
धर्मो हि तेषां अधिको मतो मे
धर्मेण हीनाः पशुभिः समाना ॥

પશુઓ આપણી જેમ જ ખાય છે, ઊંઘે છે, જીવ બચાવવા નાસભાગ કે લડાઈ કરે છે ને સંતતિવિસ્તાર પણ કરે છે. માત્ર આપણી ને એની વચ્ચે ફેર હોય તો ધર્મવૃત્તિનો છે. અંતઃકરણમાં ધર્માધર્મનો સૂક્ષ્મ કાંટો પ્રકૃતિએ આપણામાં મૂક્યો છે. આ સૂક્ષ્મ કાંટાનો જે પ્રજા વિશેષ ઉપયોગ કરે, તે પશુ કરતા વિશેષ આગળ વધે.

આ જ વાતને બીજા એક શ્લોક દ્વારા આપણા પૂર્વજોએ સ્પષ્ટ કરેલ છેઃ

विद्या विवादाय धनं मदाय
शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य, साधोर्विपरीतमेतद्
ज्ञानाय दानाय च रक्षणाय ॥

પશુવૃત્તિ અને માનવવૃત્તિ વચ્ચે શો તફાવત છે ? દુષ્ટો શું જોરાવર નથી હોતા ? એમની પાસે બુદ્ધિ નથી હોતી ? ના, તેવુ નથી હોતું.

રાવણના બળનો કોઈ પાર ન હતો. કહે છે કે એણે વેદો પર એક પેરાયણભાષ્ય લખ્યું હતું. તપ કરવાની શક્તિ પણ જેવી તેવી ન હતી. તેના દીકરા ઇન્દ્રજિતે પણ તપ કરીને જ ઇન્દ્રને હરાવ્યો હતો. તો ફેર શો છે? આજે પણ જે વૈજ્ઞાનિકો એકાગ્રપણે ઝેરી વાયુ કે 'એટમબૉમ્બ' શોધે છે તેની તપસ્યા જેવી તેવી નથી. શ્લોક રચનાર કહે છે કે ખલ માણસ પાસે જો વિદ્યા હોય તો એનો ઉપયોગ વાદવિવાદ વધે તેવો કરે છે. ધન હોય તો અભિમાન પોષવામાં કરે છે, ને શક્તિ હોય તો બીજાને દબાવવામાં કરે છે. સાધુ માણસ પાસે આ વિદ્યા હશે તો બીજાને જ્ઞાન આપવામાં વાપરશે, ધન હશે તો દાન આપવામાં વાપરશે, ને બળ હશે તો બીજાનું રક્ષણ કરવામાં વાપરશે. અત્યંત ટૂંકાણમાં છતાં અત્યંત કુશળતાથી, કવિએ સંસ્કારી ને જંગલી માણસ વચ્ચેનો ભેદ બતાવી દીધો છે. કવિના મત પ્રમાણે તો જે બુદ્ધિશાળી વૈજ્ઞાનિકો પોતાની બુદ્ધિનો ઉપયોગ વી. ૧, વી. ૨, કે એટમબૉમ્બ બનાવવામાં કરે છે તે અસંસ્કારી ગણાય. ભલે તે સુંદર સગવડોવાળાં મકાનોમાં રહેતા હોય કે અણીશુદ્ધ ઉચ્ચારોવાળી ભાષા બોલતા હોય.

બધી જ વિદ્યાઓ સારી છે. બ્રહ્મવિદ્યા કે આત્મવિદ્યા અથવા તો માનવીને પ્રાકૃતિક, સામાજિક કે માનસિક કલેશોમાંથી મુક્ત કરનારું વિવેકજન્ય જ્ઞાન, તે રાજવિદ્યા–રાણી છે. બાકીનાં સૌ શાસ્ત્રોએ એની આજુબાજુ ગોઠવાઈ તેની સેવા કરવી જોઈએ, એવું ભારતીય સંસ્કૃતિના ડાહ્યા ઋષિઓએ ઊંચા હાથ કરીને કહ્યું છે, તે આપણે આના પાંચ હજાર વર્ષના ઇતિહાસ દરમિયાન જોઈશું. અલબત્ત, કોઈ વાર આવા દીર્ઘદૃષ્ટિવાળા ઋષિઓ કે ચિંતકોનું લોકોએ માન્યું છે, ઘણી વખત નથી પણ માન્યું.

સંસ્કારિતા કે સંસ્કૃતિની વ્યાખ્યા આપણે તપાસી. એ વ્યાખ્યાને લઈને આપણે ભારતીય ઇતિહાસભવનમાં પ્રવેશ કરીએ.

★

# પ્રકરણ : ૧

**સા**માન્ય રીતે એમ કહેવામાં આવે છે કે હિંદુસ્તાની લોકોને ઇતિહાસ લખવાની ઇંદ્રિય નથી એ લોકો પરલોક વિષે એટલો બધો વિચાર કરવામાં મશગૂલ રહે છે કે આ લોકમાં ચાલતી ગડમથલો વિષે કશું નોંધતા નથી. આપણા પ્રાચીનકાળનો ઇતિહાસ શોધીએ તો ઇજિપ્તની જેમ રાજાઓના ઇતિહાસની ક્રમબદ્ધ પાકી વંશાવળી મળતી નથી તે વાત સાચી છે, પણ આપણા પ્રાચીનકાળના વડવાઓ આ લોકના જીવન વિષે બેદરકાર રહેતા હતા તે વાત આંધળો પણ હસી કાઢે તેવી છે. ઊલટું. આપણા જે આર્યપૂર્વજો અહીં આવીને વસ્યા, ને જેમણે વેદની ઋચાઓની રચના કરી, ને એકેએક શ્લોક મચવાય તેવી વ્યવસ્થા કરી, તે લોકોને આ લોકના જીવનમાં ભરપૂર રસ ને અખૂટ આહ્લાદ દેખાય છે.

ભાંભરડા નાખતી ગાયો, સંતોષપૂર્વક ખાણુ ખાનારા બળદો, વાછરડાને ધવરાવવા જતી હોય તેમ ધમતી વેગવતી નદીઓ, ઉષાનો ઝગઝગાટ લખલખાટ, સભાગૃહમાં પિવાતો સોમરસ, વચમાં વચમાં આવતા જુગારશોખીનોના અવાજો—આ બધુ સાદી સરલ બાનીમાં જે સમાજ સંઘરી રાખે, તે સમાજને આ પૃથ્વીના જીવન પ્રત્યે કેવી મમતા હશે?

એક સૂક્ત કહે છે—

'હળ તૈયાર કરો, પશુઓને જોતરો ને તૈયાર ખેતરમાં વાવણી શરૂ

કરી દો આપણા ગાનેગાને, કણેકણ ઊગો આ પાકી ગયેલા પડખેના ખેતરમા લાણી પડવા દો '

'હળો જૂતી ગયા છે, દાસો હળ હાંકે છે, મોટેરા દેવોને પ્રાર્થના કરે છે'

'તરસ્યા પશુઓ માટે થાળુ તૈયાર કરો આ સદાય ભર્યાં ઊંડા શુક્નવતા કૂવામાથી પાણી સીંચવા માંડો '

'થાળા તૈયાર છે, ઊંડા ને શુકનવતા કૂવામા હમેશ કોસ છલકે છે એ ચો, પાણી એ ચો '

'ઘોડાઓને તાજામાજા થવા દો ખેતરમા કરેલ ઓધા ગાડે ગાડે ઉપાડવા માંડો '

' ક્ષેત્રપાલની કૃપાથી અમે ખેતર ખેડીશુ અમારા ઢોરને, અમારા અશ્વોને એ તાજામાજા રાખે આ રીતે અમારા પર એની કૃપા ઊતરો '

'હે ક્ષેત્રપાલ, અમારા ખેતરમા સ્વચ્છ, મધુરો ને ઘી જેવો, આનંદદાયી અતૂટ, અમારી ગાયોના દૂધ જેવો વરસાદ વરસાવો મેઘરાજ અમારા પર પ્રસન્ન થાઓ '

'વનસ્પતિ અમારા પર પ્રસન્ન રહો, આકાશ અમારા પર પ્રસન્ન રહો, ક્ષેત્રપાલ અમારા તરફ માયાળુ થાઓ દુશ્મનોથી અક્ષત રહી અમે પોતે પ્રસન્ન રહીએ '

'બળદો આનંદથી કામ કરો માણસો આનંદથી કામ કરો, હળ આનંદથી ચાલો આનંદથી નાડણુ બાંધો, આનંદથી બળદોને હાંકો '

આ સૂક્તનો દેવો સ્વીકાર કરો, આકાશમા તમે જન્માવેલ વર્ષા અમારી ધરતીને પલાળો '

હે ભાગ્યવાન ચાસ, આગળ ચાલો અમે તને પ્રાર્થીએ છીએ અમને સુ મબલક પાક ને સંપત્તિ આપ '

'ઇંદ્ર આ ચાસને સ્વીકાર પૂષન્ એને આગળ લઈ લે વરસાદના જળે એ ભરાઈ જાય, અને વર્ષોવર્ષ અમને ધાન્ય આપે '

'ચનકુ જમીનમા આહ્‌લાદથી ચાલો માણસો બળદોની વાગે વાગે આહ્‌લાદથી ચાલો મેઘ પૃથ્વીને મધુરા વરસાદથી ભીંજવો હે દેવો, અમારા પર સુખ વરસાવો.'

પાછલા સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં, પૃથ્વી ને આત્મીયો માટેનો આવો સરલ પ્રેમ મળવો દુર્લભ છે.

ઋગ્વેદ એ સામાન્ય અર્થમાં ભલે ઇતિહાસ નથી, પણ પ્રજાજીવનની છબી એ જો ઇતિહાસનો હેતુ હોય, તો ઋગ્વેદ, એ કાળના આર્યોના જીવનની છબી તરીકે ઇતિહાસ છે.

આપણામાના ઘણાને એવો ખ્યાલ છે, કે ઋગ્વેદમાં તો ભગવાનની પૂજા ને બ્રહ્મચર્યા જ આવતી હશે, ને તેમા સમાધિસ્થ ઋષિઓની હારમાળા હશે; પણ તેવુ નથી. તેમા એક સીધાસાદા, ભલા ભોળા, આવેગશીલ, છતાં વચમા વચમા મનોમંથનમા ઊતરી જતા પ્રજાસમૂહના વિવિધરંગી ચિત્રો છે. એમા દેવોની સ્તુતિઓ આવે છે, કોઈ કોઈ વાર આજનો અદ્યતન વૈજ્ઞાનિક પણ દિઙ્મૂઢ થઈ જાય તેવી મૂળગામી અંત પ્રેરણા ને ઉદ્ગારો આવે છે. પણ તેમાં જુગારમા હારીને પશ્ચાત્તાપ કરતો જુગારી, પરિણિત જીવન સુખી જાય તેવુ માગતી કન્યાઓ, લગ્નના દેવો પાસે વિવિધ માગણી કરતી નારીઓ, શત્રુને હણનારા અનેક પુત્રોની માગણી કરતા પિતાઓ, ગોવાળોને જાગ્રત કરી ગાયો લઈ જવાનુ સૂચવતો ગૃહપતિ—આ બધુ એમા ભરચક ભર્યું છે પાછના યુગમા આ દુન્યવી જીવન વિષે જે એક પ્રકારનો અવસાદ, કંટાળો, નિરાશા ને પરલોક તરફ જ જોઈ રહેવાની ઉત્કટા દેખાય છે, તેનુ તો ત્યા નામનિશાન પણ નથી ઊલટુ, મરનારાઓને સુખ ઇચ્છી, જીવનારાઓના જીવનમા પડેલ વિવિધ સુંદરતા ને રમ તરફ પાછા વળવાનુ આમંત્રણ છે.

આ લોકમા જ્યારે સુખ હોતુ નથી, વ્યવસ્થા હોતી નથી, ભૂખમરો ને તંગી હોય છે, ત્યારે માણસનુ પરલોક તરફ વિશેષ ધ્યાન ખેંચાય છે. જો પ્રાચીન યુગના પ્રથમ ખંડમા આપણે પ્રવેશીએ છીએ, ત્યાં આપણા પૂર્વજોની સામે સઘન વનોવાળા સરિતાજળે

ભરપૂર, વિશાળ મેદાન પડ્યાં હતાં. છાતીકઢા માણસ માટે બધે મોકળાશ હતી. આ મુક્ત આશાભર્યાં વાતાવરણ વચ્ચે આપણા પૂર્વજોએ વેદોનાં સૂક્ત ગાયાં છે, ને હમેશ પુષ્કળ પ્રજા ને પશુ માગ્યાં છે. (પ્રજાવત્)—કોણ હતા આપણા એ પૂર્વજો, ક્યાંથી આવેલા?

આર્યો ક્યાંથી આવ્યા તે વિશે ગ્રંથો ભરાય તેટલી ચર્ચાઓ થઈ છે. કોઈ કહે છે આપણે વોલ્ગા નદીને કાંઠેથી આવ્યા. કોઈ કહે છે આપણે ડાન્યુબને કાંઠેથી આવ્યા. કોઈ વળી મધ્ય એશિયાખંડના વિશાળ ખીંડાને આપણું મૂળ વતન માને છે, ત્યારે તિલક મહારાજ જેવા કેટલાકનો મત આપણે મૂળ ઉત્તરધ્રુવમા વસતા, તેવો પણ છે. કોઈનો તો મૂળે આપણે અહીં જ રહેતા, ને અહીંથી ઈરાન ને બીજે બધે ગયા તેમ પણ છે. પંડિતો જ્યાં એકમત ન થઈ શકતા હોય ત્યાં સામાન્ય માણસનુ શું ગજું? પણ આપણે મૂળ ઉત્તરધ્રુવ પાસે રહેતા હોઈ એ, ત્યાંથી મધ્ય એશિયામાં આવ્યા હોઈ એ, ત્યાંથી ઈરાનમા, અને એમ આપણા આ છેલ્લા વતનમાં પહોંચતાં આપણા પૂર્વજોએ ઘણાં વતનો કર્યાં હોય તો તેમાં કશી નવાઈ નથી.

ઘણીવાર તહેવારો દ્વારા આપણે ઇતિહાસને સંઘરી રાખીએ છીએ. રામનવમી, જન્માષ્ટમી, રેંટિયાજયતી, વૈશાખી પૂનમ, એ બધા તહેવારો આપણા ભૂતકાળનુ કરી સ્મરણ કરી પૂર્વજોની પૂજા કરવા સારુ છે, ને તે સમજાય તેવુ છે. પણ મકરસંક્રાન્તિ આપણે શા સારુ ઊજવીએ છીએ? કેવી રીતે ઊજવીએ છીએ?

ભાગ્યે જ એવુ કોઈક ગામ હશે કે જેમાં તે દિવસે ગોંદરે ગાયોને ખડ ન નિરાતુ હોય, દાનપુણ્ય ન થતુ હોય, ઘરનાં ઢોર માટે બાજરાની ઘૂઘરી ન રંધાતી હોય.

શા સારુ આ દાનપુણ્ય ને ગાયોને ખવડાવવાનું આટલું સાર્વજનિક મહત્ત્વ?

લગભગ મકરસંક્રાન્તિને દિવસે સૂર્ય દક્ષિણાયનમાથી ઉત્તરાયનમા જાય છે એટલે કે, ઉત્તરના લોકોને તે દિવસથી સૂર્યનો પ્રકાશ મળવાનુ શરૂ થાય છે. ને સૂર્યનો પ્રકાશ એટલે પ્રાણ વનસ્પતિ તેના સિવાય જીવે નહિ અગને થીજવી નાખતી ટાઢ, ને ઘોર અધકાર કબરની જેમ આપણા પર ફરી વળે

આપણને હિંદુસ્તાનમા વસનારાને કાંઈ ઉત્તરાયણનુ બહુ મહત્ત્વ નથી. કારણ, ઉનાળો એ કાંઈ આપણી બહુ પ્રિય ઋતુ નથી અહીં તો તાપ ઘણો આકરો પડે છે ઊલટુ, આપણને અહીંનો પ્રમાણસરનો ટાઢવાળો શિયાળો ગમે છે

તો આપણે ઉત્તરાયણનો રાષ્ટ્રવ્યાપી મહિમા ઠરાવવાનુ કારણ શુ?

આપણા ભૂતકાળની સ્મૃતિ માટે તો ન હોય?

ઉત્તરધ્રુવમા જે લોકો રહેતા હોય, છ મહિના સુધી કંટાળાભરેલી રાત જેમને વિતાવવી પડી હોય, છ મહિના સુધી કામ નહિ કાજ નહિ. ઘર થી થીજી ગયેલી ધરતી નીચે ગુફાઓ ખોદી સૂઈ જ રહેવાનુ ખાવાનુ જે મેળવ્યુ હોય તે ખાવાનુ, ને ખૂટે તો ધીમે ધીમે મરવાનુ આજે પણ જે ધ્રુવપ્રવાસીઓ ત્યા જાય છે, બધા વૈજ્ઞાનિક સાધનો સાથે ત્યા જાય છે, તેમને પણ આ લાંબી રાત કાઢવી ભારે કંટાળાભરેલી લાગે છે, તો પ્રાથમિક દશાના આર્યોને શુ થતુ હશે?

આવા યમની દાઢ જેવા અંધકારભર્યા શિયાળામા પહેલવહેલુ સૂર્યકિરણ પડે તે કેવા ઉત્સવનો દિવસ ગણાય! હવે છ મહિના સુધી સૂર્યનો પ્રકાશ મળવાનો, બરફનો અભેદ્ય કિલ્લો તૂટવાનો, કૂણુ કૂણુ ઘાસ ઊગવાનુ, નીચે મોકલી આપેલા ઢોર પાછા આવવાના, ફરી પ્રવૃત્તિ શરૂ થવાની થીજી ગયેલી સૃષ્ટિ ઓગળતા જીવન પણ ફરી વહેવાનુ શરૂ થવાનુ

આ આશા—આ ઉમંગનો દિવસ મકરસંક્રાન્તિનો તે દિવસે મૃત્યુમાથી છૂટ્યા સમજી સહુ દાનપુણ્ય કરે તેમા નવાઈ નથી

આપણે પહેલેથી ગાયો ચરાવવાવાળા છીએ ગાયો આપણા લોહી સાથે મળી ગઈ છે. આપણી ભાષાના કેટલા ય શબ્દો ગાય પરથી થયા છે દા ત. ગોષ્ઠ, ગવાક્ષ ગોત્ર દુહિતા ગોપુર, ગોકુલ વગેરે.

આ ગાયો ૭ મહિનાની લાંબી રાત દરમિયાન ત્યાં રહેવી મુશ્કેલ હોય, એટલે નીચે દક્ષિણમા સો નસો ગાઉ મોકલી આપી હોય, ભુવાનિયા ગાયો લઈને ગયા હોય તે મકરસંક્રાન્તિને દિવસે સૌ પોત પોતાને ગામે પહોચે સૌનો મેળાપ થાય, થાકેલી ગાયોને થાક ઉતારના નીરણ ખાણુ અપાય

આવા રૂડા દિવસનુ આર્યો જ્યા ગયા ત્યા સ્મરણ રાખ્યુ હોય તો એમા કાઈ નવાઈ નથી કુભકર્ણની ૭ મહિનાની ઊંઘ, મુચુકુંદની લાંબા કાળની નિદ્રા, તે પણ આપણા કોઈ કાળના ઉત્તરધ્રુવના વસવાટની સ્મૃતિ જ હશે. આજે પણ ત્યા રીંછો ૭ મહિના ઊંઘ્યા કરે છે

તે ગમે તે હોય, પણ આપણે છેલ્લે ઈરાનથી અફઘાનિસ્તાનમા થઈને અહીં આવ્યા, તે વિષે વિદ્વાનોમા ઓછો મતભેદ છે કારણકે, વેદની ભાષા ને ઈરાનીઓના ધર્મગ્રંથ અવેસ્તાની ભાષા વચ્ચે ઘણુ સામ્ય છે દેવો વિષે પણ ઘણુ મળતાપણુ છે એમના ગ્રીક દેવદેવીઓ પણ વેદકાળના દેવદેવીઓ સાથે મળતા છે એટલે એમ મનાય છે કે આર્યોનું એક કુટુમ યુરોપ તરફ ગયેલું, ને આજના યુરોપની ઘણી ખરી પ્રજાઓ તે આ આર્યોનો કુટુંબવિસ્તાર છે

આર્યો ભારે પ્રવાસપ્રિય લોકો હશે એમનુ એક સુવાક્ય કહે છે—

चरन्वै मधु विन्दति
चरैवेति चरैवेति ।

आस्ते भग आसीनस्य, ऊर्ध्वस्तिष्ठति तिष्ठत
शेते निपद्यमानस्य चराति चरतो भग ॥

'ચાલ્યા કરો, ચાલ્યા કરો જે ચાલે છે તેનું નસીબ ચાલે છે. જે બેસી રહે તેનું નસીબ પણ બેસી રહે છે.'

ચાલવામાં આ ઉત્સાહી આર્યોએ અફઘાનિસ્તાનની સુવાસ્તુ નદીથી માંડીને છેક બિહારની ગંડકી નદી સુધીનાં જંગલો કાપી, નદીઓ ઓળંગી, ભૂમિ ખેડી, પોતાનો વિસ્તાર કર્યો. એ વિસ્તારમાં ઊભા થયેલા પ્રશ્નો આપણા વેદો, બ્રાહ્મણો, આરણ્યકો ને ઉપનિષદોમાં ને બુદ્ધના ઉપદેશોમાં પડેલા છે. એમાં તકરારો છે. મતભેદો છે, ઘર્ષણો છે. સમન્વય સાધવાની કલા ને ઔદાર્ય છે. સ્વાતંત્ર્યરક્ષા ને આખરી–શાશ્વત–પારગામી સત્યની શોધના અણથાક્યા પ્રયાસો છે. ધરતીને ખેડતાં, રાજ્યો ચલાવતાં, પ્રતિપક્ષીઓ સાથે લડતાં, એમણે આ બધા પ્રયાસોની વાત છંદમાં ને સૂરમાં રચી છે.

આપણે એ સોંસરવા જ્યારે નીકળીએ છીએ ત્યારે પહેલી છાપ તો આપણે એ પડે છે કે આ સંસ્કૃતિ, એ અનેક હાથો વડે ઘડાયેલી સંસ્કૃતિ છે. કોઈ એક વિરાટ માનવે, અન્ય અજાન, વામણા અનુયાયીઓ માટે યોજેલી આ વ્યવસ્થા નથી. વેદો ઋષિઓએ રચ્યા છે. પણ ઋષિઓ કોણ હતા? આજે આપણે જેને બ્રાહ્મણો કહીએ છીએ તે એ હતા ખરા? ઋગ્વેદના એક મંડળ સિવાય ક્યાંય બ્રાહ્મણ જેવો કોઈ અલગ વર્ણ દેખાતો નથી. આજે જે ચૌદસો વર્ણો થઈ ગયા છે, તે તો નથી જ. કોઈ મંદિર નથી. મૂર્તિપૂજા નથી. ખુલ્લા આકાશ નીચે દરેક ગૃહપતિ પોતાના ઘરમાં નાની એવી વેદિમાં પોતે જ પોતાનો યજ્ઞ કરી લે છે. જે ઋષિઓ આ ઋગ્વેદની ઋચાઓ રચે છે, તેમને યજ્ઞ કરાવવો એ જ કામ નથી. તે બધા લડવા જાય છે, ગાયો પણ ચારે છે, કાવ્યો પણ રચે છે. ગૃત્સમદ જેવા વણાટનો પ્રયોગ કરે છે. એક ઋષિ કહે છે: 'મારી મા દળણા દળે છે, મારા પિતા વૈદું કરે છે, હું કાવ્ય કરું છું. સાંજે જેમ

ગાયો જુદા જુદા ગોચરમાં ચરીને પાછી વાડીમાં આવે છે, તેમ અમે અમારા કુટુંબમાં સાંજે સાથે મળીએ છીએ.'

સ્ત્રીઓ પણ ઋષિઓ બની શકે છે લોપામુદ્રા ને વિશ્વવારા તેના પ્રસિદ્ધ ઉદાહરણો છે વિવિધ ધંધા કરવાવાળા ને વિવિધ દર્શન કરવાવાળા નિષ્ણાત સ્ત્રી-પુરુષોએ વેદની રચના કરી છે ઇસ્લામ ધર્મના પ્રવર્તક એક પુરુષ છે, ને એનો એક જ સૂર છે. ખ્રિસ્તી ને પારસી ધર્મનું પણ તેમ જ છે. ઋગ્વેદ, જે આર્યસંસ્કૃતિનું મૂળ ગણાય છે, તે એક વ્યક્તિનું સર્જન નથી એ વિવિધ સૂરોવાળી સુમેળની રચના કરવાનો પુરુષાર્થ છે. તેમાં વિવિધ દેવો છે, પણ એક જ મહાદેવનાં તે વિવિધ રૂપો છે. વેદના કવિ કહે છે

'एकं सत् विप्रा बहुधा वदन्ति ।'

આપણે આ જ સૂરમાં પાછળથી પણ કહેતાના છીએ—

'एको देव केशवो वा शिवो वा ।'

'ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં,<br>અંતે તો હેમનું હેમ હોયે.'

પણ આપણે યાદ તો એ રાખવાનું છે, કે એ રચનારા કેવળ બ્રાહ્મણો જ હતા તેવું નથી. ઋગ્વેદકાળના ચાર વર્ણો પડ્યા ન હતા. એટલે આર્યોમાં વર્ણાભિમાન આવ્યું ત્યારે પણ, જ્ઞાનની પ્રામાણિક ઓજે એમનામાથી વર્ણની શ્રેષ્ઠતાનું મિથ્યાત્વ અને ગુણની શ્રેષ્ઠતાનું સત્ય બતાવનાર નીકળ્યા એટલે જ, વેદની રચના પૂરી થતા જેમ ચાતુર્વર્ણ્યવ્યવસ્થા મત્નેગાનુસાર જન્મી, તેમ જ સાથેસાથ એ વ્યવસ્થાને પેલે પાર રહેલ એકત્વની કલ્પનાનો પણ જન્મ થયો. ને એ કાંઈ નાનીસૂની વાત નથી ગઈ કાલ સુધી આપણા બધા વૈજ્ઞાનિકો સાજ સરંજામ વડે—મોટા દૂરબીનો ને સૂક્ષ્મદર્શક યંત્રોની મદદથી પણ મૂળતત્ત્વો ૯૨ છે એમ કહેતા હતા. છેક ગયા દસકામા સમગ્ર વિશ્વ

એક જ જાતના વિદ્યુત-અણુઓનું બનેલું છે. માત્ર વિવિધ વસ્તુઓમાં એ વિદ્યુત-અણુઓની સંખ્યામાં જ ફારફેર છે, એમ આપણે જાણ્યું. તે વાત પાંચ હજાર વર્ષ પહેલાં જો એમણે કશાયે સાધન વિના કેવળ ચિત્તની પ્રયોગશાળામાં પેસીને માત્ર જોઈ જ ન હોય, પણ દૃઢતાપૂર્વક સમજાવી હોય, તો તેઓ ધન્યવાદના અધિકારી તો છે જ. પાછળી આપણી સમગ્ર સંસ્કૃતિનો વિકાસ આ દર્શન પર ગયો છે.

આવા, જીવનના ઊંડાણ સુધી પહોંચવા મથનારા છતાં ઉદ્દામ ને ઉત્સાહપ્રિય આપણા પૂર્વજો આ દેશમાં આવ્યા ત્યારે એમની સામે એક મહાપ્રશ્ન ઊભો થયો. ને તે, અહીં વસતા આદિવાસીઓ સાથે કયા પ્રકારનો વ્યવહાર રાખવો તે. એ વખતે અહીં ત્રણ જાતિના લોકો વસતા હતા. એક, સિંધુની ખીણમાં અસુર, બીજા દક્ષિણ ને મધ્ય ભારતમાં દ્રાવિડીઅનો, ને ત્રીજા હતા વિવિધ ટોળીઓમાં વહેંચાયેલા કોલ શાખાના વિવિધ અનાર્યો.

આ અનાર્યો( આર્યો નહિ તે )મા, મુખ્યત્વે ધ્યાન ખેંચે તેવા છે સિંધુ નદીની ખીણમા વસેલા લોકો. થોડા વર્ષ પહેલા સુધી એમ મનાતુ કે આ દેશમા આર્યો આવ્યા પહેલા નોંધ લેવા જેવી સંસ્કૃતિ એકે ન હતી. વીશ પચીશ વર્ષ પહેલા સિંધુની ખીણમા ફેલાયેલી આ સંસ્કૃતિની જાણ થયા પછી, આર્યોએ જ આ દેશમા સંસ્કૃતિ ફેલાવી તેમ કહી શકાય તેવુ નથી. આ સિંધુખીણમા ને દક્ષિણ બલુચિસ્તાનમાં વિસ્તરેલી સંસ્કૃતિના બે શહેરોના નામ તો હવે સૌને જાણીતાં થયા છે. એક હતુ રાવી નદીના કાંઠા પર હરપ્પા—પંજાબની દક્ષિણે, હાલના ભાવલપુર રાજ્યમા ને બીજું ઉત્તર સિંધમા મોહેં-જો-દરો. ઇતિહાસવિદોએ શોધખોળો ને ચર્ચાઓ પછી એવો મત બાંધ્યો છે કે, આર્યો આવ્યા તે પહેલા સાતસો વર્ષથી આ સંસ્કૃતિ ફેલાઈ હતી. એના બે મથકો હતા. ઉત્તરમા હરપ્પા, ને

દક્ષિણમા મોહેં-જો દરો. એનું છેલ્લું દક્ષિણી નાકુ હતું સૌરાષ્ટ્રમા લીંમડી પાસે રંગપુર, ને ઉત્તરમાનું છેલ્લુ નાકું હિમાલયની તળેટીમા દામરકોટ. આ વિશાળ વિસ્તારમા હજુ બહુ ઓછુ ખોદાણકામ થયુ છે. પણ તે છતા, બે મહાન નગરો ને નાનામોટા બીજા ત્રીશેક શહેરોની ભાળ લાગી છે. આ સંસ્કૃતિ, વ્યાપારી સંસ્કૃતિ દેખાય છે આખા વિસ્તારને સાંકળનાર સિંધુ આ વ્યાપારમા મદદ કરે તેમ હતી કાશ્મીરનો શિલાજિત, ચીન, કપાસ, અફઘાનિસ્તાનના કીમતી પથ્થરો, સૌરાષ્ટ્રના શખ ને કોડીઓ, વગેરે વ્યાપારની મુખ્ય ચીજો હશે તેમ લાગે છે મોટા શહેરો ને વ્યાપાર છે, તેના બે અર્થો સ્પષ્ટ છે આ પ્રદેશમા ખેતીનુ ઉત્પન્ન ને કક્ષા એવા હશે કે શહેરની વસ્તીને આપવા જેટલુ વધારાનુ અન્ન થતુ હોય, ને બીજુ નાના નાના ઉદ્યોગો ચાલતા હોય મોહ જો દરો ને હડપ્પાના ખોદ કામે આ બન્ને વસ્તુઓ સાબિત કરી છે હડપ્પાના કિલ્લામાં એક વિશાળ ધાનકોઠાર મળી આવ્યો છે ને તે જ કિલ્લાની નીચેના ભાગમા મજૂરોની ચાલીઓ, મજૂરોને કામ કરવાના અલગ મકાનો, કારીગરોના વાડા, આ બધુ છે. આ વિશાળ વ્યાપારી સંસ્કૃતિમા તોલ ને માપ એક જ પ્રકારના હતા બન્ને શહેરોમા નગર-રચના પર દેખરેખ રાખનારુ કોઈ વ્યવસ્થિત તંત્ર હતુ તેમ દેખાય છે કારણ કે ૫૦૦–૭૦૦ વર્ષના આયુષ્યમા મકાનો ઘણા ભાગ્યા ને બંધાયા દેખાય છે, પણ કોઈ મકાન વાકુચૂકુ કે અવ્યવસ્થિત નથી

વિશાળ પહોળા રસ્તાઓને કોઈ ઘરવાળાએ દબાવ્યા કે કાપ્યા નથી બન્ને નગરોમા બંધ ગટરની વ્યવસ્થા છે મોહે જો-દરોની મુખ્ય ગટર તો ૬ ફૂટ ઊંચી છે ને મોહ જો દરોનો વિશાળ જાહેર હોજ ૪૦ ફૂટ લાંબો ને ૨૫ ફૂટ પહોળો છે આજે પણ આપણા કેટલા શહેરોમા બંધ ગટર ને જાહેર સ્નાનઘરની વ્યવસ્થા છે? આ જોતા આર્યો આવ્યા પહેલા વસતા આ લોકોને આર્યોએ ભલે બૂચા,

કાળા, દાસ કહ્યા હોય પણ તટસ્થ રીતે જોનાર તેમને સંસ્કારી કહ્યા સિવાય રહી શકે તેવું નથી.

આ બન્ને શહેરો, ને સમગ્ર સિંધુસંસ્કૃતિ પર દેખરેખ ને કાબૂ રાખવાનું કામ તેમના પુરોહિતોનું હશે, તેમ ધારવામાં આવે છે. તેમના દેવતાઓમાં ભૂમિમાતા દેખાય છે. કેટલીક મૂર્તિઓમાં શંકરના જેવા યોગીની મૂર્તિ પણ દેખાય છે. લિંગપૂજાના ચિહ્નો પણ છે. પરદેશમાં તેઓ બલુચીસ્તાન મારફત ઈરાની અખાતમાં માલ પહોંચાડતા. સુમેર (મેસોપોટેમિયા–ઈરાક) ને એસીરિયાના શહેરોમાં આ સિંધુસંસ્કૃતિના વ્યાપારીઓએ વસવાટ કરેલો તેમ જણાયું છે. પણ તે પ્રજા લડાયક દેખાતી નથી. એમની પાસે રથ નથી, ને મોટી સેના પણ દેખાતી નથી.

પંજાબ ને સિંધમાં આર્યોને જેનો મુકાબલો કરવાનો હતો, તે આ સંસ્કૃતિ હતી.





# પ્રકરણ : ૨

**આ** અને બીજા આદિવાસીઓને આર્યોએ કાળા, ચીબા, અનાર્ય, દસ્યુ, અસુર વગેરે નામોએ ઓળખાવેલ છે. એ બધા ઠીંગણા છે, ગંદા છે, એમને બોલતાં આવડતુ નથી, એમ આર્યો વારંવાર એમના દેવો પાસે ફરિયાદો કરતા હોય છે. આ બધા હતા અહીંના આદિવાસી લોકો. એમાંય પેટાજાતિઓ હતી, સંસ્કારમાં ઊંચી નીચી કક્ષાઓ હતી. આપણા પ્રાચીન ગ્રંથોમાં એ બધા શબર, કિરાત, પિશાચ, અસુર, રાક્ષસ, વગેરે નામે ઓળખાયા છે. પણ એ જ અહીંના મૂળ ભોમવાસીઓ. આજે આપણા આ ગુજરાત દેશમાં પણ એમની સંખ્યા દર દસે એકની છે. છોટાનાગપુરના સંતાલો, દક્ષિણ ગુજરાતના હળપતિઓ, નીલગિરિના મુંડા, કોલ; આસામના નાગા—એ બધા છે આર્યો આવ્યા પહેલાંની અહીંની વસ્તી આ દેશના જો કોઈ મૂળવતનીઓ હોય, તો એ છે આજે પણ એમની ખેતી પ્રાથમિક છે, એમનુ જ્ઞાન પણ વહેમ ને જાદુ ટોણાનુ સગ્રહસ્થાન છે.

આર્યો જ્યારે સપ્તસિંધુ પ્રદેશમા આવ્યા ત્યારે એ પ્રદેશ અનાર્યોથી ભરેલો હતો. શુ કરવુ ? શરૂઆતમાં તો આર્યોએ સૌ લે છે તેજ માર્ગ લીધો—અનાર્યોને મારીને સાફ કરવાનો. આર્યો પાસે રથ ને ઘોડા હતા, ધનુષ્યબાણ હતા ને ચડિયાતી બુદ્ધિ હતી, એટલે અનાર્યો હારતા ગયા. વેદોમાં અનાર્યો સાથેના આ ઝગડાનાં વર્ણનો આવે છે:

"હે રાજન્! અમે ચારે બાજુએ દસ્યુઓથી ઘેરાયલા છીએ. તેઓ યજ્ઞ કરતા નથી. તેઓને કશામાં શ્રદ્ધા નથી. તેમના ક્રિયાકાંડો જુદી જાતના છે. તેઓ માણસ નથી. તેમનો નાશ કર. દાસોનો નાશ કર."

'ઇંદ્ર એના ભક્ત આર્યને રક્ષે છે. અગણિત પ્રસંગે તે જ તેમનો રક્ષક છે. લડાઈમાં પણ તે જ રક્ષક છે. જે યજ્ઞ નથી કરતા તેને, તે આર્યોને વશ કરે છે. કૃષ્ણવર્ણીઓની ચામડી એ ઉતરડે છે, ને તેમની રાખ કરી નાખે છે.'

'હે ઇંદ્ર! આ કાળા મુખવાળા ને ભયકર ચીસો નાખતા પિશાચોનો નાશ કર. આ બધા રાક્ષસોને સંહાર.'

આવી ઘણી પ્રાર્થનાઓ છે.

પણ જેમ જેમ સમય જતો ગયો અને અનાર્યો સાથેનો આ ઝગડો તીવ્ર બનતો ગયો, તેમ તેમ કેટલાક વિચારશીલ આર્યોએ મનમાં મનમાં પૂછવા માંડ્યું કે ખરેખર આ રસ્તો ન્યાયી હતો? ધર્મ્ય હતો? આ રીતે અનાર્યોને મારી શકાશે ખરા? દેવ વિવિધરૂપે જગતમાં પ્રગટ થાય છે તેમ જો આર્યો કહેતા હોય, તો અનાર્યોનો સંહાર કેમ થઈ શકે? ઈશ્વરનું એ પણ એક રૂપ નહોતું? વ્યવહારદૃષ્ટિએ પણ અનાર્યરૂપી દરિયાની વચ્ચે આર્યો નાના બેટડા જેવડા જ નહોતા?

સામી બાજુએ એમ પણ વિચારવાનું કે આ લોકો ગંદા છે, બેડોળ છે, હીન અને દુષ્ટ દેવોને પૂજનારા છે. એમની સાથે આપણે કેમ રહી શકીએ? એમની સાથે ભળીએ તો આપણું આર્યપણું રહ્યું ક્યાં? આપણી શ્રદ્ધા એમના પ્રવાહમાં તણાઈ તો નહિ જાય? એમનાં ભળીએ હળીએ, તો મર્યાદાની રેખા ક્યાં આંકવી? ઉત્તમ દેવવર્ણી પ્રકાશમયી આર્યકન્યાઓની પવિત્રતા ને યજ્ઞભૂમિની પવિત્રતાની રક્ષા કેમ થાય? ને જો એક વખત આર્યો નમતું મૂકે તો આ અનાર્યોનો સમુદ્ર એમને સંપૂર્ણપણે તાણી ન જાય તેની

શી ખાતરી ? મધ્ય એશિયામાંથી વિલીન થઈ જવા માટે અહીં સુધી આર્યો આવ્યા હતા ?

આ બન્ને વિચારોનું ઘમસાણ ઘણો વખત ચાલ્યું હશે તેમ લાગે છે. ઓછામાં ઓછું પંજાબ આખો આર્યોએ સર કર્યો ત્યાં સુધી તો આર્ય-અનાર્યનો મેળ થઈ શકે તે વિચાર બળવાન નહિ જ હોય. કારણ કે બીજા બધા પ્રાંતના લોકોમાં અનાર્ય પ્રજાનું લોહી આજે દેખાય છે. એકલા પંજાબમાં જ આર્ય આકૃતિ ઘણા શુદ્ધરૂપે જળવાઈ દેખાય છે. એનો અર્થ એ, કે અનાર્ય વસ્તી ત્યાં રહેવા પામી જ ન હતી. એ વિભાગમાંથી આર્યોએ અનાર્યોનો મૂળોચ્છેદ કર્યો હતો.

પણ જેમ જેમ આર્યો આગળ વધતા ગયા, તેમ તેમ એમને માટે આર્ય-અનાર્યનો સવાલ તીવ્ર થતો ગયો. અનાર્યો પણ બીકણ ને કાયર લોકો નહોતા. લડવા તૈયાર હતા. શંબર જેવા અનાર્ય રાજાઓ આર્યોને પણ નાકલીંટી ખેંચાવતા હતા. કહે છે કે શંબર પાસે સો કિલ્લેબંદીવાળા ગઢ હતા. આર્યોને આ કિલ્લા સર કરતાં ખૂબ વીત્યું હતું. વેદોમાં કહેલા ગઢો તે જ હરપ્પા, મોહં-જો દરો વગેરે સ્થળે નીકળેલા ગઢો હશે.

આ સ્થિતિમાં છેવટે આર્ય-અનાર્ય સંમિલનની વિચારધારા ઊગી હશે. આર્યો જો પવિત્ર હોય તો અનાર્યોની અપવિત્રતા એમણે દૂર કરવી જોઈએ. આર્યો જો જ્ઞાની હોય તો અજ્ઞાન અનાર્યોને એમણે જ્ઞાન આપવું જોઈએ આર્યત્વ લોહીમાં નથી પણ સંસ્કારમાં છે. આપણે એમને શા માટે એ સંસ્કાર ન આપી શકીએ ? વિરોધ નહિ, પણ સમન્વય એ જ ઉપાય છે. એવી વાત જેમ જેમ આર્યો આગળ વધતા ગયા તેમ તેમ વધારે ને વધારે દેખાતી ગઈ. અનાર્ય સ્ત્રીપુરુષોને આર્યોએ આ સંગ્રામમાં દાસ બનાવ્યા હતા. માનવ-

સહજ દુર્બળતાએ આર્યોને આવી દાસ સ્ત્રીઓ સાથે સંબંધો બાંધવા પ્રેર્યાં હતા. એમનાં સંતાનો નહોતાં પૂરાં આર્ય—નહોતાં અનાર્ય. એમનું શું કરવું તે પણ કોયડો હતો. આ બધી પરિસ્થિતિએ આર્યોને અનાર્યોને પોતાની પાંખમાં લેવાની પ્રેરણા આપી. એ સહેજે કાંઈ સ્વીકારાય તેવું નહોતું. આર્યોમાં બે પક્ષો પડી ગયા. પૂર્વપંજાબમાં વસતા આર્યો એને અક્ષમ્ય અધર્માચરણ ગણવા લાગ્યા, ને શસ્ત્રો દ્વારા ધર્માધર્મનો ફેંસલો કરવાનું પણ અંદર અંદર શરૂ થયું. અનાર્યો તો સહેજે એમનો ઉદ્ધાર કરનાર પક્ષ સાથે જ ભળે. ને પછી ફેંસલો શું આવે તે કહેવું મુશ્કેલ નથી.

આની અસર આપણા ભાવિ પર પણ થઈ.

આપણે ત્યાં તે પછી તો હૂણો આવ્યા, શક આવ્યા, સીથિયન આવ્યા. આપણે એમની સાથે જાતિને કારણે ઝગડ્યા નથી. એમને આપણામાં સમાવી લેવા પ્રયત્ન કર્યો છે. પાણીમાં જેમ મીઠું ઓગળી જાય તેમ આવનાર આપણી વચ્ચે એકરસ થઈ ગયા છે. આ વાત આપણા સમાજના ચહેરા જોતાં જ આપણે કહી શકીએ તેમ છીએ. આપણામાં કેટલીયે વિવિધ પ્રકારની જાતિઓ એકત્રિત થઈ છે. આપણે બધા શું શુદ્ધ આર્યો છીએ ખરા? આર્યોનું નાક તો લાંબું હોવું જોઈએ. વર્ણ ગૌર જોઈએ. ઊંચાઈ તો જોઈએ જ. આપણા-માંના ઘણા તો ઠીંગણા છે. ઘણાનાં નાક પહોળાં ને ચીબાં છે. ગાલનાં હાડકાં ઉપસેલાં છે. જે બતાવે છે, કે આપણા પૂર્વજોમાં કોઈક ચીની કિરાત હોવો જોઈએ. આપણામાંના ઘણાનો રંગ કાળો છે. જેને આપણે બ્રાહ્મણ કહીએ છીએ તેમાં કાળા નથા હોતા? વાણિયા કાળા નથી હોતા? આપણા કાઠી-ગરાસિયાના પગના નળા લાંબા હોય છે, તે સીથિયનોનું લક્ષણ છે. આપણામાંના ઘણાના વાળ વાંકડિયા ગૂંચળાપડતા હોય છે. આ કાંઈ શુદ્ધ આર્ય લોહીનું લક્ષણ નથી. છતાં આપણને કોઈ આપણે આર્ય લોહીના નથી તેમ કહે,

તો માઠું લાગે છે. કાઠી-ગરાસિયાને આપણે કહીએ કે તમે તો કાસ્પિયન કાંઠેના બીડમાં વસતી એક જંગલી જાતિના વંશજ છો, તો એ ગુસ્સે થવાના, ને કહેવાના કે અમે તો રાજા રામચંદ્ર ને શ્રીકૃષ્ણના વંશજ છીએ. સૂર્ય ને ચંદ્રવંશી છીએ. લોહીથી આર્ય નહિ હોવા છતાં આર્ય વિચારધારા સાથે તેઓ એવા એકરસ થઈ ગયા છે કે એમને કોઈ જૂના જન્મસ્થાન કે જાતિનો ઇશારો કરે તો તે પણ અપમાન જેવું લાગે છે! આપણે સૌ લોહીથી વિવિધ જાતિઓનાં સંતાનો હોવા છતાં આર્યત્વથી અલગ કપાવાનું અસહ્ય થઈ પડે છે. આ જ છે ઋષિઓની તાકાત. આપણી સંસ્કૃતિનું આ જ છે રસાયન. ઇતિહાસકાર જેક્સન કહે છે કે 'જે હિંદુસ્તાની, એની સંસ્કૃતિએ જંગલી ને તોફાની સીથિયનમાંથી આજનો ટેકીલો, ધર્મનિષ્ઠ ને શ્રીદાક્ષિણ્યપ્રિય ક્ષત્રિય કેમ બનાવ્યો તે જાણતો નથી, તે ઇતિહાસમાં કશું જ જાણતો નથી.'

જે પરદેશી–પરભોમવાસી ઇતિહાસવિદ્ કથી ગયો, તે શું આપણે બધા આજે જાણીએ છીએ ખરા?

શંકા છે. જો સમન્વયકારી, શાંત, ધીર, આર્યદૃષ્ટિવાળી આપણી સંસ્કૃતિનો મહિમા આપણે સૌએ પિછાન્યો હોત, તો આ હિંદુ-મુસ્લિમ કલહ ન હોત. આપણે ત્યાં અસ્પૃશ્યતા ન હોત. આપણા માનવ-સાગરમાં એ ક્યારનાયે ઓગળી ગયા હોત. આપણે એ મંત્ર ભૂલી ગયા છીએ જાતિ ને જન્મના અભિમાને આપણી દૃષ્ટિ ઘેરી લીધી છે. એટલે જ, આજે ફરી વાર આપણી સંસ્કૃતિના એ મૂળપ્રવાહનું પાન કરવાની જરૂર છે. કોણ હતા આ વિચારના સર્જક?

વૈદિક સાહિત્ય જોતા બે નામો તરી આવે છે. એક અગત્સ્ય ને બીજા વિશ્વામિત્ર.

એક શ્લોક કહે છે—

'સામર્થ્યવાન એવા ઋષિ અગસ્ત્યે બંને વર્ણોનો ઉત્કર્ષ કર્યો ને દેવલોકમાં ખરેખરા આશીર્વાદ મેળવ્યા.'×

ને એ બંને ઋષિઓને પ્રતાપે વેદોમાં પહેલાં જ્યાં એમ ગવાતું કે 'હે ઇંદ્ર, તમે દાસને ધરતીનું ઓશીકું કરાવ્યું' તેને બદલે 'શૂદ્રોને તેજસ્વિતા આપો' તેવી પ્રાર્થના દાખલ થાય છે.

જંગલી જાતિઓની સાથે આગળ વધેલી જાતિઓને ભળવાનો પ્રસંગ ઇતિહાસમાં બીજા દેશોમાં પણ આવ્યો છે. આપણી જેમ જ અંગ્રેજો જ્યારે અમેરિકામાં ગયા ત્યારે એ દેશ પણ ગાઢાં જંગલોથી છવાયેલો ને જંગલી રેડ ઇંડિયનોથી ભરપૂર હતો. ત્યાં જનારા યુરોપિયનોએ એ પ્રશ્નનો ફેંસલો કેમ કર્યો? તત્કાળની ધારથી જે થોડા રેડ ઇંડિયનો આજે બચેલા છે, તેમણે એક ચોક્કસ પ્રદેશમાં રહેવાનું છે. એમણે યુરોપિયનો સાથે ભળવા-હળવાનું નથી, ભણવાનું નથી; તો સમન્વયની તો વાત જ શી?

તે પછી થોડા વખતે અંગ્રેજો ઑસ્ટ્રેલિયામાં ગયા. ત્યાં મેઓરી નામની આદિવાસી જાતિ વસતી હતી. આજે શા છે એમના હાલ? માનવવંશશાસ્ત્રીઓને હવે શંકા થવા લાગી છે કે ભાવિ સંશોધકોને મેઓરી જાતિ કેવી હતી, તેનો ખ્યાલ પણ કદાચ નહિ રહે તે હદે મેઓરીની સંખ્યા ઘટવા માંડી છે.

યુરોપિયનો અમેરિકા ગયા ત્યારે ત્યાંના ગરમ પ્રદેશમાં ખેતી કરવા માટે લાખો હબસીઓને ગુલામ તરીકે લઈ ગયેલા. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં હબસીઓની સંખ્યા એક કરોડથીયે ઉપર છે. અમેરિકા (U. S A.)ની વસ્તીના દસ ટકા હબસીઓ છે. અમેરિકા લોકશાહીની જન્મભૂમિ ગણાય છે. ન્યુયોર્કના બારામાં સેંકડો ફૂટ ઊંચું સ્વતંત્રતાદેવીનું પૂતળું દરેક પ્રવાસીને પ્રેરણા આપે છે. પણ

× 'વેદની વિચારધારા' — શ્રી ચંદ્રશંકર શુક્લ

એની જ છાયામાં રહેનારા હબસીઓની શી દશા છે? એમનાં બાળકો અમેરિકનો સાથે રમી શકતાં નથી. હબસીઓની નિશાળો અલગ છે હબસીઓને હોટેલમાં કોઈ પીરસતું નથી. હબસીઓને કોઈ હોટેલ રાતવાસો આપતી નથી. કાયદાનું રાજ્ય હોવા છતાં હબસીઓને અવારનવાર અમેરિકન નાગરિકો જીવતા સળગાવી દે છે. જાહેર બગીચામાં બે જુદા જુદા નળો હોય છે. લખ્યું હોય છેઃ 'ધોળા માટે' 'કાળા માટે'. રાજધાની વૉશિંગ્ટનમાં જ હબસીઓ માટે રહેવાનો અલગ વાડો છે. તે સિવાય હબસીને ક્યાંયે રહેઠાણ મળતું નથી. આ બધા હબસીઓ કાંઈ જંગલી, માણસખાઉ, ગંદા કે સંસ્કારજડ નથી. એ હબસીઓમાં જ બૂકર ટી. વૉશિંગ્ટન જેવા કેળવણીકાર, કાર્વર જેવા વિશ્વવિખ્યાત વનસ્પતિવિદ્ ને વૈજ્ઞાનિક, ને પૉલ રૉબસન જેવા સંગીતકાર પાક્યા છે. આ બધું પ્રત્યક્ષ જોવા છતાં હજી પણ દુનિયાના પહેલા નંબરના સમૃદ્ધ ને સંસ્કૃત દેશમાં કાળાની આ દશા છે, તો ગોરા ને કાળાના આંતરજાતીય લગ્નની તો વાતેય કેમ ઉચ્ચારાય? આપણે ત્યાં તો અનાર્ય ને આર્યનાં લોહી એવાં સ્વાભાવિક રીતે મિશ્ર થયાં છે કે આજે પ્રત્યેક વ્યક્તિમાં કેટલું આર્ય લોહી ને કેટલું અનાર્ય લોહી છે, તે કળવું જ મુશ્કેલ થઈ ગયું છે. જાણે વસ્તુ જ બની નથી, એમ આ વાત સાવ અજ્ઞાત જનસમૂહના અંતરમાં પણ ઠીક અંશે વણાતી આવી છે. મધ્યયુગનો તેનો એક દાખલો છે. ભીમોરાના કિલ્લામાં ઘાથી વેતરાઈને લોહીના ખાબોચિયામાં પડેલો પરમાર આસો, પડખે યુદ્ધમાં પડેલ જત ઈસાને પોતાનું લોહી પરમાર આસાના લોહીમાં ભળી, તેની અસદ્ગતિ ન કરે તે ખાતર, આડી ધૂળની પાળ કરતો જોઈ કહે છે—

> ઈસા સુણ આસો કહે, મરતાં પાળ મ બાંધ્ય,
> જત-પરમારાં એક જો, રાંધ્યો ફરી મ રાંધ્ય.

જત એ એક મુસલમાન કોમ. પરમારો લોકવાયકા પ્રમાણે

આબુના અગ્નિકુંડમાંથી પ્રગટેલા, શુદ્ધ ક્ષત્રિય. પણ તેથી શું? બન્ને સિંધના સુમરાની કામવૃત્તિમાંથી એક જત કન્યાને બચાવવા સાથે લડેલા, સાથે મરેલા. એક જ વીરકર્મ, તો એક જ જાતિ કહેવાય. ભાઈ એ તો સિદ્ધ થઈ ગયું. હવે પાળ શા સારુ બાંધે છે? મૃત્યુ-કાળે માનવઅશાને બાંધેલી એ 'ભેદની ભીંત્યુને ભાંગવા'ની પ્રેરણા આ પરમારને કોણે આપી? આ સામાજિક વારસો કોનો? તે વિરલા પૂર્વજોનો, કે જેણે બે હાથ પહોળા કરીને કાળા, ચીબા ને અસુ-રોને પોતામાં સમાવવાની હજારો વર્ષ પર હામ ભીડી હતી. જેણે એ પરમસત્યનું દર્શન ને સ્થાપના કરી હતી કે જીવનમાં જન્મ મહત્ત્વનો નથી, કર્મ ને સંસ્કાર જ મહત્ત્વનાં છે.

એ જ પ્રેરણાએ પેલા ઉદેપુરના મહારાણાનાં ગીત ન ગાનાર કવિ ઈસર બારોટને દાદુ ઘાંચીના ગુણ ગાવાને પ્રેર્યો·

> ચોખ્ખા જનાં ચિત્ત, તેના વરણ કાઉ વિચારીએ,
> પ્રહ્લાદેય પવિત્ર, દાનવ હુતો દાદવા

પાંચ હજાર વર્ષ પહેલાં આ પગલું ભરનાની હામ ભીડવા માટે આપણે એ અગત્સ્ય, વિશ્વામિત્ર, લોપામુદ્રા વગેરેને ધન્યવાદ આપીશું. કારણ કે એમણે—

ब्रह्मशशा-ब्रह्मदासा ब्रह्मैवेमे कितवा કહ્યું હતું, ને એમનું એ વેણ વ્યવહારમાં મૂકવાનું એક નાનુંએવું પગલું પણ માંડ્યું હતું.

સમન્વયનો અર્થ જ એ કે બન્ને પક્ષે કાંઈક આપલે કરવાની રહે અને પક્ષોને એમ લાગવું જોઈએ કે અમારો લોપ નથી થતો, —અમારો નાશ નથી થતો, નવજન્મ થાય છે. વેદકાલીન આર્યો નિખાલસ દિલના ને ચેતનવંત હતા. બાહ્ય રૂપો ને નામો વિશે બહુ આગ્રહી ન હતા. વનની પ્રાકૃતિક છાયામાં એમનું પરોઢ વીતતું હતું, એટલે એમને અજ્ઞાતપણે ખબર પડી ગઈ હતી કે બાહ્ય ફેરફાર એ

તો સૃષ્ટિના વિકાસ માટેનો કાયદો છે. વૃક્ષો વસંતમાં ખીલે છે, ગ્રીષ્મમાં ફળભારે લચે છે, ને પાનખરમાં ઠૂંઠાં જેવા બની જાય છે. નિરંતર મરતા ને નવજન્મ પામતા પ્રાકૃતિક વતોએ એમને અંદરનું ને બહારનું, મહત્ત્વનું ને ગૌણ, સનાતન ને ક્ષણિક વચ્ચેનો ભેદ સમજાવ્યો હતો. એટલે જ્યારે એમણે આ વિવિધ જાતિના દાસોને પોતાના આર્ય સમાજના ચોથા અંગ તરીકે સ્વીકાર્યાં ત્યારે, એમને આ આર્ય સમાજ ધીમે ધીમે પોતીકો લાગ્યો.

ઋગ્વેદકાળમાં વર્ણો જેવું દેખાતું નથી, પણ આર્ય-અનાર્યના મિલન પછી ચાર વર્ણો ઊભા થયા દેખાય છે. વર્ણનો મૂળ અર્થ છે રંગ. મૂળે તો ધોળા ને કાળા—આર્ય ને અનાર્ય એવા બે જ વર્ણો હશે. પણ જેમ જેમ અનાર્યો આર્યો સાથે ભળતા ગયા તેમ તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એવા ચાર ઓછાવત્તા કાળા રંગવાળા વર્ણો ઊભા થયા હશે.

આર્યોની સંસ્કૃતિ તે વખતના વિચાર પ્રમાણે આ ત્રિવર્ણ માટેની સહિયારી સંસ્કૃતિ હતી. ને બહુ લાંબા કાળ સુધી નીચેના વર્ણવાળા હરકોઈ પુરુષને ધીમે ધીમે કર્મ ને સંસ્કારની ઊંચી દશા પ્રાપ્ત કરતાં ઉપર જવાની સગવડ હતી, તેમ દેખાય છે. ઓછામાં ઓછું કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસ સુધી તો એ માન્યું જ રહ્યું. કારણ કે વ્યાસનો રંગ કાળો હતો, તે તો નામ પરથી જ દેખાય છે; ને તે માછીકન્યાના પુત્ર હતા તે તો તેમણે પોતે જ લખ્યું છે.

અનાર્યો સાથેના સમાગમથી ઊભો થયેલો આ સમૂહ, આ વ્યવસ્થાને પોતીકી માને, તે માટે સૌથી પહેલું કામ આર્યોએ પોતાના દેવમંડળમાં સુધારા-વધારા કરવાનું કર્યું લાગે છે. ઋગ્વેદમાં જે દેવો છે, ને લક્ષણ છે, તે કરતાં અથર્વવેદજુદો પડી જાય છે. અથર્વવેદમા જાદુટોણા, મંત્ર ને ભૂતપૂજાની ઠીકઠીક અંશે ભરતી છે;

ને તે અનાર્ય સમાગમનું પરિણામ મનાય છે. રામાયણ, મહાભારત ને સૂત્રોના દેવોમાં ઘણો તફાવત છે. પાછલા સમયમાં કેટલાક દેવો દેખાતા જ નથી. કેટલાકના નામો ને કામો સાવ બદલાઈ ગયાં છે. દાખલા તરીકે, શિવ કે શંકર ઋગ્વેદમાં રુદ્ર નામ આવે છે, પણ તેને શિવલિંગપૂજા સાથે કશો સંબંધ દેખાતો નથી. ઊલટું, ઋગ્વેદમા અનાર્યોને 'શિશ્નદેવા' કહીને નિંદ્યા છે. લિંગપૂજા એ આર્યપૂજા નથી આર્યો કોઈ મૂર્તિમા માનતા જ ન હતા તે તો ખુલ્લા મેદાનમાં વેદિ કરી, પિતા આકાશ, માતા પૃથ્વી ને મૈત્રા વરુણ ને પૂજનારા હતા. અનાર્યોને પોતાના પડખામા સમાવ્યા એટલે એમના દેવોને સમાવવા જ રહ્યા, ને એટલે લિંગપૂજા લેવી જ રહી પણ એમણે એ શિવની કલ્પના જ સાવ બદલી નાખી મૂળનો બીભત્સભાવ કયાનો કયાય ચાલ્યો ગયો ને એને સ્થાને સર્વક્ષેમકર, સ્મશાનમાં રહી સહુની ચિંતા કરનારાઓ, કામદેવને બાળનારો, ભોળો યોગી ઊભો કરી દીધો. ભૂત, પ્રેત, પિશાચ—જેને કોઈ ન સઘરે તેને શંકર સઘરે. કોને ના પાડે? કયા જનનેન્દ્રિયના ચિહ્નસમી લિંગયોનિ પૂજા ને કયા આ આશુતોષ અશરણશરણ શંકરની પૂજા!

જંગલી જાતિઓ પોતાના દેવ તરીકે કોઈક ને કોઈક પખી કે પશુને પૂજતી હતી આજે પણ જંગલી જાતિઓ એવુ કોઈક 'ટોટેમ' રાખે છે. અનાર્યોમા કોઈક જાતિઓ સર્પને પૂજતી હતી, કોઈક સાંઢને, કોઈક ઊંદરને, કોઈક હાથીને, કોઈક ગરુડને, તો કોઈક કાચબાને.

આગળ જતા આર્યોએ આ બધા અનાર્ય દેવતાઓ ને કોઈક આર્ય દેવતા સાથે જોડયા ને એમના પરાક્રમની વિવિધ વાર્તાઓ જોડી કાઢી શંકરને ગળે નાગ વીંટાળ્યો, ને વાહન તરીકે સાંઢને આપ્યો. ગણપતિને માથુ હાથીનુ આપ્યુ, ને વાહન વળી ઉંદરનુ. વિષ્ણુને ગરુડ, તો ઇંદ્રને ઐરાવત આમ અનાર્યોને લાગવા માડયુ

કે અમારા દેવતાઓ પણ મહત્ત્વના છે જ. એમના વિના આયદેવોને પણ ચાલતું નથી. આર્યોએ એક જ વસ્તુ લક્ષમાં રાખી કે આ મિશ્રણને પરિણામે અનાર્યોની પ્રકૃતિથી બીવાની ટેવ પેસવી ન જોઈએ. દૈવી સત્ત્વો જ આખરે વિજયી થવા જોઈએ. પ્રકૃતિની પૂજા ભયંકરી તરીકે થાય કે શંકરી (કલ્યાણ કરવાવાળી) તરીકે થાય, તેમાં જ ભેદ છે. આર્યો, પ્રકૃતિતત્ત્વો કલ્યાણ આપવાવાળાં ને પરમતત્ત્વને વશ ગણતા હતા; ને તે વાત તેમણે બાહારીતે અનાર્ય દેવ-દેવતાઓ લેતા છતાં પણ ચાલુ રાખી. ગરુડનું કામ અમૃતનો કૂંપો લાવવાનું છે. કાચબાએ સમુદ્રમંથનમાં ધરણીને ટકાવી રાખવાની છે. ક્યાંક ક્યાંક નિશાન ચૂકી જવાયું હશે, પણ સામાન્ય રીતે આર્યોનું વલણ અનાર્યો કે દ્રાવિડીઅનો સાથે ભળતાં ઉપરનું જ રહ્યું છે.

આગળ જતાં આર્યોએ દ્રાવિડીઅનો સાથે સંબંધ બાંધતાં શક્તિ-પૂજાને દાખલ કરી. આર્ય ને દ્રાવિડીઅન સંસ્કૃતિ વચ્ચે ઊડીને આંખે વળગે તેવો ભેદ હતો તે માતૃ-પિતૃપ્રધાન સમાજનો. દ્રાવિડીઅન સંસ્કૃતિ માતૃપ્રધાન સમાજ પર રચાયેલી હતી. માતા, તે કુલની મુખી હતી. વારસો કન્યાને મળતો. પુત્રો માતાને નામે ઓળખાતા. જેમ કે વૈનતેય-વિનતાના દીકરા. દૈત્ય-દીતિના દીકરા. ગૌતમીપુત્ર શાતકર્ણી, રાજ્યશ્રી શાતકર્ણી વગેરે.

આર્યો હિંદુસ્તાનમાં આવ્યા તે કાળે પિતૃપ્રધાન સમાજવાળા હતા આર્યોમાં પુરુષ કુટુંબનો મુખી હતો. એનો અર્થ સ્ત્રીઓ બંધનમાં હતી તેમ નથી. વેદકાળમાં વિધવાલગ્ન થતાં, ને પતિની વરણી કન્યા ઉત્સવો ને રથયાત્રાઓમાં કરતી પણ લગ્નસંસ્થા ઠીક ઠીક અંશે સ્થિર હતી એટલે પિતાથી ઓળખાવું ને પિતાની દેખરેખ હોવી તે સ્વાભાવિક હતું. એટલે આર્યોનાં નામ પિતા પરથી હતાં. રાઘવ-રઘુનો દીકરો રામ. દાશરથી-દશરથનો દીકરો રામ. જાનકી-જનકની દીકરી.

પણ દ્રાવિડીઅનો સાથે મિલન થતાં એ બદલાયું. આર્યો મુખ્યત્વે દેવોના પૂજક હતા, તેને બદલે શિવ ને શક્તિ બન્નેના પૂજક બન્યા. કૌંતેય, રાધેય, તે પણ સ્વાભાવિક ગણવા લાગ્યાં. પણ આર્યોએ હંમેશાં એક જોયું, કે શિવ ને શક્તિ એ બન્ને, એક અવર્ણનીય - નિરાકાર તત્ત્વના તણખા છે, તે વાત ભૂલાવી ન જોઈએ.

આ મિલનને પરિણામે આર્ય સમાજમાં સ્વાભાવિક રીતે થોડી નવી ને અનિચ્છનીય વાતો પણ પેઠી. શક્તિપૂજાએ જ આગળ જતાં વામમાર્ગનો માર્ગ ખુલ્લો કર્યો. છેલ્લા વેદ, અથર્વવેદમાં અનાર્યોના વારસા જેવા મંત્રતંત્રો જ ઘણા છે.

પણ આર્યો આ અન્ય જાતિઓ પાસેથી કેટલુંક શીખ્યા પણ ખરા. કહે છે કે ગ્રામપંચાયત વ્યવસ્થા એ દ્રાવિડીઅનોએ આર્યોને શીખવેલી વસ્તુ છે. લોઢું ગાળવાનું પણ અનાર્યો પાસેથી મળ્યું. ભારતીય સંસ્કૃતિના સુંદર ચિત્તહારી ચિત્ર માટેના વિવિધ રંગો આમ મળ્યા.

પણ આ રંગમેળવણી એમને એમ નહોતી થઈ. વિચારોનું તેમજ પ્રચારનું ઘર્ષણ થયું હતું, ને તે પછી પણ એકીકૂદકે આ મેળવણી નહોતી થઈ ગઈ. તેમાં ભરતીઓટ થઈ હતી. અલબત્ત, પ્રાચીન સમયમાં આ ભરતી વધતી ગઈ, તે આપણી વિશિષ્ટતા

સંસ્કૃતિઓનું મિલન રાજઆજ્ઞાઓથી નથી થતુ. તેમ ચક્રવર્તીઓના શસ્ત્રખણખણાટે પણ સંસ્કૃતિનુ સર્જન નથી થતુ. વિજ્ઞાન ને વાહનવ્યવહાર પણ એમાં બહુ કામ લાગતા નથી. આ દેશમા વ્યાપક ને ઝડપી વાહનવ્યવહાર તો હમણા સ્થાપિત થયો, ને એક જ રાજ્યશાસન તો વીજળીના ઝબકારાની જેમ ક્ષણિક જ અહીં રહેલ છે. આ દેશ, રાજવીઓની તલવારોએ સીમાડા ચીર્યા છતાં એક રહ્યો છે. ૧૩૮ બોલીઓ હોવા છતાં—વિવિધ જાતિઓ હોવા છતાં એક જ સંસ્કૃતિના છત્ર નીચે રહ્યો છે. દ્વારકામાં જનાર ઓરિયાને રણછોડરાયમાં જગન્નાથ-

જેનું જ દર્શન થાય છે, ને ઉત્તર હિંદુસ્તાનીને દક્ષિણના રામેશ્વરમાં કૈલાસનાથ જ બેઠા દેખાય છે. લોકો બોલી, જાતિ, અને દેશના ભેદો તોડી નાખી સાંસ્કૃતિક એકતા અનુભવે છે, તેનું કારણ ઉપરનું જાતિઓનું મિલન ઋષિ ને કવિઓ દ્વારા થયું, તે છે. મહાન ઋષિ ને કવિઓ સ્વભાવથી જ સત્ય ને શીવના પૂજારીઓ હોય છે. તેમને હાથે આ સંસ્કૃતિને સિંચન થયું છે તેથી જ, આટલાં યુગો સુધી ગીધ જેવા રાજનીતિજ્ઞોની સીમાડાની ચૂંથાચૂંથ છતાં આપણી સંસ્કૃતિ જીવતી રહી છે

★

## પ્રકરણ : ૩

**આ**વી સાંસ્કૃતિક એકતા ઊભી કરવામાં જો કોઈએ વધુમાં વધુ ફાળો આપ્યો હોય તો એ આપણા મહાગ્રંથ રામાયણે. આર્ષદ્રષ્ટા ઋષિઓ જ્યારે ગ્રંથો રચે છે ત્યારે, એમની વાણી સ્થળ અને કાળને કેવા એક કરે છે, તેની પિછાન રામાયણ અને મહાભારત આપે છે. ભારતવર્ષના જનસમાજમાંથી એ બે ગ્રંથો, ને ગ્રંથોએ કરેલ અસર જો ઉઠાવી લેવામાં આવે તો બાકી શું રહે? એક બાજુ થોડાક તત્ત્વને શોધવા મથનારા ઋષિઓ ને શ્રમણો, ને બીજી બાજુ વિશાળ અજ્ઞાન પ્રજા. ઋષિઓની વાણીનું રહસ્ય એટલું ઊંડું છે કે સામાન્ય માણસને તે સમજવું કઠણ છે. સામાન્ય માણસોને તેમાં લાંબો વખત રસ રહેવો સંભવિત નથી. લોકોને માટે કેવળ તત્ત્વ પરનું અવલંબન ગજાબહારનું છે. મહાભારત ને રામાયણ આ બન્નેને જોડનાર સેતુબંધો છે.

રામાયણના કવિ કોણ છે? વાલ્મીકિ. પૂર્વાવસ્થાના એક કોળી લુંટારા. ને મહાભારતના કવિ કોણ છે? વ્યાસ. વાને કાળા, કર્મે ઋષિ, ને જાતિથી મચ્છીમાર કન્યા ને ઋષિના પુત્ર. આર્ય-અનાર્ય સંમિલને જે જબ્બર ક્રાંતિ થઈ તેના એ બે અમૃતફળો. સંમિલનના હિમાયતીઓ માટે એમના વિચારની યથાર્થતાનો એ મોટામા મોટો પુરાવો હતો કે માનવીની પ્રગતિ માટે જન્મ કે જાતિ નહિ, પણ સંસ્કાર ને પુરુષાર્થ જ મહત્ત્વનાં છે. વાલ્મીકિને સકલ આર્યસમાજે

આદિકવિ—કવિકુલમણિ તરીકે વંદના કરી છે, ને વ્યાસને તો

અચતુર્વદનો બ્રહ્મા, દ્વિબાહુરપરો હરિ ।

'ચતુર્મુખ નહિ છતાં બ્રહ્મા, ને ચતુર્ભુજ નહિ છતાં હરિ' જેવું મહામહિમાવંત બિરુદ આપ્યું છે મહાભારતને પાંચમો વેદ સ્થાપેલ છે

માના ધાવણ કરતાં યે મીઠું ને પોષક ધાવણ મૌ માટે એમાં પડ્યું છે તે માત્ર ઇતિહાસ જ નથી, પણ આર્ય લોકોએ કેમ પોતાનો વિસ્તાર કર્યો, એ વિસ્તાર કરતાં જીવનના કયા આદર્શોને સેવ્યા, કયાં પગ લપસ્યો, કયાં એનું ગૌરવ ઝગઝગી ઊઠ્યું, કયાં એમને ભોગ ને વિજયલાલસાએ ફસાવ્યા, એમનો નારીજીવનનો આદર્શ શો હતો, જીવન મૃત્યુ વિષે એમણે શા શા મંથનો કર્યા ને એ મંથનમાંથી કયું નવનીત તારવ્યું—આ બધું એ બંને મહાકવિઓએ પોતાની મધુરગંભીર આર્ષવાણીમાં ગાયું છે

જે મહાભારત રામાયણને નથી જાણતા તે ભારતીય સંસ્કૃતિ વિષે કશું જ નથી જાણતા ભારતવર્ષના કરોડો લોકોને એ પ્રેમ સાંકળે આ ગ્રંથે બાંધ્યા છે રામ, સીતા, ભરત, લક્ષ્મણ, હનુમાન, વિભીષણ, કૃષ્ણ, અર્જુન, ભીમનાં નામો આ સમાજના ઘરોમાં પાસેના મિત્રો કરતાં વિશેષ સજીવ બની ગયાં છે દેશના હરેક વિભાગમાં આ બધાનું કાંઈક ને કાંઈક સ્મરણ છે આમ આ ખંડમાં દેશમાં આ કવિએ પોતાનાં પાત્રોને જાણે સનાતન કામ માટે સજીવ કરી લોક વચ્ચે રમતાં મૂકી દીધાં છે રાજામહારાજાની સવારીઓ આવી અને ગઈ, સામ્રાજ્યો સ્થાપ્યાં ને ભંગાયાં—લોકહૃદયની અંદર તો આ સીતા, રામ, લક્ષ્મણ, કૃષ્ણ, અર્જુન, ભીમ ને યુધિષ્ઠિરનું જ રાજ્ય હતું એ બે કવિ પછી પણ આ દેશને કે હરકોઈ દેશને શોભાવે તેવા સરસ્વતીના લાડીલા પુત્રોસમા કવિઓ થયા. પણ એ બધાએ

પણ નદીઓ પોતાનું ઉગમસ્થાન હિમાલયમાંથી શોધે તેમ પ્રેરણા-સ્થાન આ બે મહાકાવ્યોમાંથી શોધ્યું

તુલસીદાસજી ભક્ત જ નથી અસાધારણ કવિ છે એમના દોહા ને ચોપાઈઓમાં જ્ઞાન ને સૌંદર્યના પુંજ ભર્યાં છે એમની પ્રતિભાએ સ્વતંત્ર મહાકાવ્યનું સર્જન કર્યું હોત પણ એ સારુ પોતાની જાતને વાલ્મીકિમાં ડુબાડી દીધી ?

કાલિદાસ તો કવિકુલગુરુ ઉપમા તો એમની જ, પણ એમની શકુંતલા એમણે ક્યાંથી લીધી ? મહાભારતમાંથી માઘનું શિશુપાલવધ, કિરાતાર્જુનીય ક્યાંથી જન્મ્યું ? મહાભારતમાંથી ભાસનાં ડીંગમણીમમાં નાટકોનું વસ્તુ શેમાંથી નીપજ્યું ? આ ગ્રંથોમાંથી જ.

અરે, આપણા નાનકડા ગુજરાતનો ભટ્ટ કવિ પ્રેમાનંદ જેની વાણીએ ગુજરાતની શેરીઓને રસવંતી કરી, ને લોકને ઘેલા કર્યાં. એના આખ્યાનોનું પ્રેરણાસ્થાન કયું ? મહાભારત

વગર કાયદાએ, વગર તંત્રે, કોણે આ દેશવાસીઓને એક પ્રકારના જીવન તરફ મમતા ઊભી કરી છે ? તો એમ જ કહેવાય કે રામાયણ-મહાભારતે

આવા આર્યવાણીના ગાનારાઓ માટે આપણે સાચે જ કહી શકીએ કે—

जयति ते सुकृतिनो रससिद्धा कवीश्वरा ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

× × ×

આમ આ બે ગ્રંથો આપણા રાષ્ટ્રીય ગ્રંથો છે રાષ્ટ્રીય એટલે દેશસમસ્તની સહિયારી મૂડી

રામાયણની વાત એ રીતે મહાભારત કરતાં જૂના કાળની છે. આપણે ત્યાં એ પહેલી જ કાવ્યરચના ગણાય છે

ઓ બોર ખાધા તેમ કહેવાયું એથી આગળ જતા કોણ મળે છે? જટાયુ—ગીધ એટલે ગીધના ધ્વજચિહ્નવાળી અનાર્યજાતિનો કોઈ સુર- આગળ જતા કોણ મળ્યું? હનુમાન, સુગ્રીવ વગેરે વાનરો. વા—નર માણસ છે કે કેમ તે વિશે ? ઉપર તેના જગનીઓ રીંછ જાંબુવાન, ને રાક્ષસ વિભીષણ તે સૌની હાજરી, ને સૌની મદદ ને ભક્તિ વડે રામનો વનવાસ સુગંધિત બન્યો છે

આ સૌને સ્થાન આપી, આ સૌને રામના સાથીદાર બનાવી કવિએ આર્ય અનાર્ય સંસ્કૃતિનું ઉત્તર દક્ષિણનું કાળા ગોરાનું મિલન સાધ્યું છે એ સૌ અનાર્યોને રામાયણ વાંચતા થતું હશે કે અમારા વડીલોએ આ આવા પરાક્રમો કર્યાં છે સીતાની શોધ કરી રામને જિતાડ્યા છે

આમ આ મહાગ્રંથ રાષ્ટ્રીય બન્યો, ને રાષ્ટ્રનું સર્જન થયું

રામાયણે લોકહૃદયમાં આટલું મોટું સ્થાન મેળવ્યું છે તેનું એક કારણ, એ વિશાળ પટ પર ચાલતા છતાં આખરે ગૃહકથા જ છે એનું મધ્યબિંદુ કૌટુંબિક સ્નેહજાળ છે પિતા પુત્ર, ભાઈભાઈ, પતિ પત્ની, ગુરુ શિષ્યના સ્નેહનો દીવો સંસારના ઝેરી વાયરાઓમાં કેવો સ્થિર રહે છે તેનું એમાં આલેખન છે એ રીતે રામાયણ આદર્શ પાત્રોની હારમાળા છે લક્ષ્મણ ને ભરત આદર્શ ભાઈઓ છે લક્ષ્મણ પોતાના ભાઈ સાથે વનમાં રહે છે તો બીજો ભાઈ ભરત, ભાગે આવેલ રાજ્યાસન છોડી તે પર રામની ચરણપાદુકા મૂકી એના પ્રતિનિધિ તરીકે વહીવટ કરે છે, ને તે પણ અયોધ્યામાં રહીને નહિ અયોધ્યામાં તો રામ વિના પગ કેમ મુકાય? એટલે રામની જેમ બાર વર્ષ જટા બાંધી, ફળાહાર કરી, નંદિગ્રામમાં વસી રામની વતી વહીવટ ચલાવનાર ભરત, સમગ્ર ભારતીય સાહિત્યમાં એક જ છે તેવી જ રીતે, જેને વનવાસ નથી છતાં સ્વેચ્છાએ વનવાસ જવા માગે છે તે પુત્રને, 'રામને દશરથ સ્થાને ગણજે, ને જનકપુત્રીમાં હું છું

તેમ સમજજે. વનને જ અયોધ્યા ગણી રહેજે. તું સુખેથી જા.' કહેનાર સુમિત્રાનું શું કહેવું ?

રામાયણકારનો એક હેતુ આડકતરી રીતે બે સંસ્કૃતિઓની તુલના કરવાનો પણ દેખાય છે. રાક્ષસસંસ્કૃતિ ને આર્યસંસ્કૃતિ. રાવણ મરતાં મંદોદરી વિભીષણ ને પરણે છે. એવું આપણે લક્ષ્મણ કે ભરત વિષે ધારી શકીએ ખરા ? સુગ્રીવ ને વાલી વચ્ચે રાજ્ય માટે મૃત્યુ સુધીનું યુદ્ધ થાય છે, જ્યારે બીજી બાજુ ભરત હાથમાં આવેલુ રાજ્ય પણ અગ્રાહ્ય ગણી રામને નામે ચલાવે છે.

રામ અને સીતાએ કરોડો ભારતવાસીના અંતઃકરણમાં વાસો કર્યો છે, તે સમર્પણ, ત્યાગ ને ઔદાર્યના જોરે. જાણે ભારતવર્ષનો એ આદર્શ ન હોય! દ્રૌપદી યજ્ઞમાંથી જન્મી હતી એટલે એ યજ્ઞના જેવી તેજસ્વી ને દઝાડે તેવી છે. પણ સીતા તો ધરતીમાંથી જન્મેલાં. તેની ક્ષમા પણ ધરતીના જેવી. તેની શ્રદ્ધા પણ અખૂટ. ' મરતાંને મર ન કહે તેવાં '–ભલાઈનાં જ અવતારસમાં.–

ને રામ ? મહાપુરુષોને સંસાર શૂળીની પથારી પર સુવાડે છે. રામ રાજ્યધર્મ ને પ્રેમધર્મ વચ્ચે સળગી ખાખ થઈ ગયા, પણ શબ્દે ય ન ઉચ્ચાર્યો. વનવાસ દરમિયાન વૃદ્ધ ને તપસ્વી ઋષિઓ પણ રામને પૂજા ને અર્ધ્ય આપે છે તેનું કારણ શું છે ? કારણ કે રામ સંસારની વચ્ચે ધર્મનું આચરણ કરે છે. રાત્રે રાજ્યાભિષેકની તૈયારી હોય ને સવારે વનવાસની તૈયારી કરવાની આવે તો પણ એ તો એવા જ અવિચલ રહે છે. ધર્મ એ બખ્તર છે. સંસારની ગોળીઓ એ ઝીલે તો જ તે ચરિતાર્થ થાય.

ગાંધીજી રામચંદ્રજીને પોતાના આદર્શ તરીકે નમના; ને એમણે સત્યાગ્રહીનો આદર્શ એમાંથી લીધેલો. રામ ચૌદ વર્ષનો વનવાસ વિતાવ્યા પછી અયોધ્યામાં પાછા આવ્યા, ત્યારે પહેલાં કૈકેયીને પગે

લાગવા ગયેલા ત્યારે એ વાત સમજાય છે. કૌશલ્યા તો હરખે ઊભરાતાં હશે, પણ ભરતની માતા લજ્જાથી શરમાઈ મરતાં હશે. સૌ એને ફિટકાર દેવા તલપાપડ થઈ ગયાં હશે. એટલે એ દુઃખી માતાની પાસે પ્રથમ જવું જોઈએ. આ સૂક્ષ્મ વિવેક વાંચનારને રામનો ભક્ત બનાવે છે.

'ચંપૂ રામાયણ' માં, રામ વનમાં જતી વખતે કૈકેયીને પગે લાગે છે, ને પાછા ફરતી વખતે કૈકેયીને પગે લાગે છે, તે બન્ને વખતના બે સુંદર શ્લોકો છે. રામની જે છબી લોકહૃદયમાં પડી છે તેને પાછલા કવિએ સુંદર રીતે વ્યક્ત કરી છે.

જતી વખતે કહે છે:—

वनभुवि तनुमात्र त्राणमाज्ञापितं मे
सकलभुवनभारः स्थापितो वत्समूर्ध्नि ।
तदिह सुकरतायां आवयोस्तर्कितायां
मयि पतति गरीयानम्ब ते पक्षपातः ॥

'હે માતા, તમે મને વનમાં જવાની આજ્ઞા આપી માત્ર મારા જેવાને પોતાના શરીરનું જ રક્ષણ કરવાનું સોંપ્યું છે, ને તારા દીકરાને માથે સકલ ભુવનની રક્ષા કરવાનો ભાર મૂક્યો. આ બેમાં વધારે સહેલું કયું છે તેનો વિચાર કરું છું, તો મને લાગે છે કે હે માતા, તમે મારા તરફ જ પક્ષપાત બતાવ્યો છે.'

આવા રામ શા સારુ સૌને પ્રિય ન થાય ?

તેવી જ રીતે વનમાથી પાછા ફરી કૈકેયીને પગે લાગતાં કહે છે —

तव स्नेहो भरतमहिमा, पौरुषं वायुसूनोः
सख्यं चापि प्लवगनृपतेः कापि सौमित्रिभक्तिः ।
सीताशय मम भुजगं वैरिणा वैरभावः
सत्यं सर्वं त्वच्चरणयोः मन्निरेव प्रसादः ॥

' 'હે માતા, પિતાનો સ્નેહ એ કેવી અમોલી ચીજ છે, ભરતનો બંધુભાવ કેવો મહિમાવંત છે, હનુમાનનું પૌરુષ, વાનરોમાં પણ મૈત્રી જાળવવાની સચ્ચાઈ, લક્ષ્મણની મૂંગી ભક્તિ. સીતાનું સત્, ગારી પોતાની ભુજાઓનું પાણી, વૈરીઓનું વેર—આ બધા કેવા છે, તે કેવળ તારી કૃપા વડે જ હું જાણી શક્યો છું. (જો તેં વનવાસ ન આપ્યો હોત તો પિતા મને કેટલા ઊંડાણથી ચાહતા હતા, ને ભરત કેવો અમોલો ભાઈ છે, એ બધું હું કેમ જાણી શકત?)'

આવા રામ સૌને પ્રિય શા સારુ ન થાય?

સામાન્યજનમાં રામ એના વચનપાલન માટે પ્રસિદ્ધ છે. રામની એ સંબંધમાં જે સૂક્ષ્મ જાગ્રતિ હતી તે કવિએ એક સ્થળે સુંદર રીતે બતાવી છે. રામ ગંગા પાર કરવા માટે આવ્યા છે તે ખબર સાંભળી ગુહરાજ પોતાના સાથીઓને લઈ એમને પોતાના ગામમાં આવવા આમંત્રણ દેવા આવ્યો.

રામે કહ્યું: ' હું નહિ આવું. '

ગુહે કહ્યું: ' અહીં દશરથરાજાનું રાજ્ય નથી. કૈકેયીનો કોઈ દૂત પણ અહીં નથી. '

રામે કહ્યુ: ' મેં ચૌદ વર્ષ વનવાસ સ્વીકાર્યો છે, એટલે મારાથી કોઈ ઘરના છાપરા નીચે ન રહેવાય; તેમ તમારી રસોઈ પણ ન સ્વીકારાય. '

ગુહે ઘણો આગ્રહ કર્યો પણ રામ ત્યાં ઝાડ નીચે જ રાતવાસો રહ્યા. વચન એટલે વચન. કોઈ જોનાર છે કે નહિ તે સવાલ નથી. આગળ વધવા ઇચ્છતી આર્યસંસ્કૃતિની બીજાને પોતામાં સમાવવાની હામ, આત્મનિષ્ઠા, ને સહજ ઔદાર્યની છાપ રામાયણની કથામાં ઊંડી છે. પણ આ ઉદાર થતાં રોકનારાં બળો પણ હતાં. તે આવતા પ્રકરણમાં જોઈશું.

★

## પ્રકરણ ૮

વૈદિક જમાનાના આ સરળ લોકોનો સહવાસ છોડતાં મહેજ દુઃખ થાય તેવું છે એમની વાણી સરળ છે, એમની આકાંક્ષાઓ પણ સરળ છે, ને એમના સાચા કે ખોટા નિર્ણયો પણ સરળ આવેગજન્ય છે કારણ, સમાજમાં એક સરળ સમાનતા શક્ય છે. સૌને ભાગ ગણ છે મ પાસે ગાયો–ગૌચરો છે, ને વિશ્વચેતનાને પણ સૌ સીધી રીતે ઉપાસે છે

પણ પ્રદેશવિસ્તારના યુદ્ધોએ કેટલાકને સંપત્તિ આપી ને કેટલાકને દાસો આપ્યા કેટલાકને વિજય–વધુ વિજય મેળવવાની આકાંક્ષા જગાડી ને વિજયની આકાંક્ષાવાળા એ આર્યો, સપ્તસિંધુ પ્રદેશ મૂકી, ગંગાને વટાવી, આગળને આગળ મુનઃ છલતા જાય છે વૈદિક કાળ પછીનો કાળ બ્રાહ્મણ કાળ કહેવાય છે એમાં વેદની સમજાવટ કરતા ગ્રંથો રચાયા છે એ કાળના અંત સુધીમાં આર્યો કુરુપાંચાલ, વિદેહ, કાશી મગધ, અંગ, ચેદિ, શાલ્વ, મત્સ્ય સૌરાષ્ટ્ર, આનર્ત વગેરે પ્રદેશોમાં ફેલાયા છે આ પ્રદેશના આદિવાસીઓ બહુ ભાગે હતો કે દાસો તરીકે તેમની તાબેદારીમાં છે થોડા ભાગો જેમની પાસે હતા તે મોટા મોટા રાજ્યોના ધણી બન્યા છે આ મહાન વિજયો મેળવનારા રાજાઓમાં ચક્રવર્તી યયાતિ, દુષ્યંત, ભરત કનોજના ગાધિ ને વિશ્વરથ નર્મદાકાંઠે હૈહયોનું સામ્રાજ્ય સ્થાપનાર કાર્તવીર્ય અર્જુન, મગધના બૃહદ્રથ ને અયોધ્યાના માંધાતા, સગર, ભગીરથ, દિલીપ વગેરે નામો પ્રસિદ્ધ છે

પુરાણો ને રામાયણ મહાભારત, આ આદિસ્થાપકોના પરાક્રમોથી ભર્યાં છે આર્યોના વિસ્તારના એ બધા સીમાસ્થભો છે જાણે ગાઢ વનોથી છવાયેલ, નદીઓથી વિખૂટા પડેલ ઉત્તરાપથને સાધનારા રાજમાર્ગો આ આર્ય ક્ષત્રિયકુલોએ બાધ્યા છે એમણે જગલો સાફ કર્યાં, નદીઓ ઓળગી, મહાન નગરો બાધ્યા, ઉત્તર ભારતનુ સ્વરૂપ બદલી નાખ્યુ, ને તેની સાથે આર્યસમાજનુ સ્વરૂપ પણ બદલી નાખ્યુ

વિજયો તથા રાજ્યસત્તાએ આપેલ લક્ષ્મીએ આર્યસમાજમા જે સંસ્કૃતિ ઊભી કરી તેને એક રીતે કહીએ તો યજ્ઞસસ્કૃતિ કહેવાય આ બધા રાજાઓએ પોતાની મહત્તા વિજયથી સિદ્ધ કરી, ને રાજસૂય, અશ્વમેઘ ને તેના યજ્ઞો દ્વારા બતાવી

આર્યસમાજમા આ પહેલા પણ યજ્ઞનુ સ્થાન હતુ પણ તે સાદુ હતુ ઋતુના પલટા વખતે માણસનુ મન પ્રકૃતિ સાથે એકરૂપ થવા ઇચ્છતુ હોય છે ને તેમાયે આર્યો તો ગાયો, ઘોડા ને જમીન સાથે જોડાયેલા લોકો હતા વરસાદ આવે, ને ગાયો, ઘોડા, જમીન બધા જાણે નાચતા લાગે ત્યારે આર્ય ગૃહપતિ એનો આનદ કેમ વ્યક્ત કરે? એકાદ યજ્ઞ કરીને પાક ખેતરમા ઊભરાય, ઘાસ ડોલવા લાગે ત્યારે મનનો આનદ કેમ વ્યક્ત કરે? યજ્ઞ કરીને વિશ્વદેવતાની કૃપાના બદલામા ઘી, દૂધ, માસની અંજલિ આપીને નવા ધાન આવે, નર્મદામા નવી કૂપળો ફૂટે ત્યારે એના મનના ઝણઝણેના તાર સવાઈ જાય આવા યજ્ઞ સાથે પ્રાત કાળ અને સાય કાળે તો નાની યજ્ઞવેદિ કેમ ભૂલાય?

આ યજ્ઞ ગૃહપતિ પોતે કરે—અવસરે બ઼ તો પોતાના સગાવહાલા-માથી કોઈકની મદદ લે

પણ, આ ચક્રવર્તી રાજાઓએ કરેલા યજ્ઞો તે ઋગ્વેદકાળના સાદા યજ્ઞો નથી રહ્યા ઋગ્વેદકાળના યજ્ઞોમા સરલ ગોપાલ કે ખેડૂતની

પ્રકૃતિતત્ત્વો પ્રત્યેની સહજભક્તિ હતી બ્રાહ્મણકાળના આ યજ્ઞોમા રાજાની કીર્તિલાલસા, પુરોહિતોની દક્ષિણાલાલસા હતી એકના વૈભવ (બળ)નુ પ્રદર્શન, અને બીજાની અટપટી બુદ્ધિનુ પ્રદર્શન

રાજા તો યુદ્ધમા પડ્યો હોય. તેને યજ્ઞ કરવાની નવરાશ ક્યાથી હોય? ને દેવતાને તેનો હિસ્સો મળે નહિ, તો રાજા જીતે પણ શી રીતે? એટલે એ કામ માથે લીધુ છે આ પુરોહિતોએ બીજસ્વરૂપે યજ્ઞ ઋગ્વેદકાળમા પણ છે, પણ બ્રાહ્મણકાળમા આ બીજનુ તો મોટુ વટવૃક્ષ બની ગયુ છે'

ઐતરેય બ્રાહ્મણના કહેવા મુજબ જે રાજાના મહાલયમાં પુરોહિત નથી તેનુ અન્ન દેવતાઓ સ્વીકારતા નથી. એટલે, જે રાજા પોતે યજ્ઞ ન કરે તેણે બ્રાહ્મણને પુરોહિત તરીકે નીમવો રાજા જ્યારે પુરોહિતને નીમે છે, ત્યારે દેવતાઓ તેનુ અન્ન સ્વીકારી શકે તેટના ખાતર જાણે સ્વર્ગીય અગ્નિનુ જ પોતાના ઘરમા પ્રતિષ્ઠાપન કરે છે. પુરોહિત પોતે જ વૈશ્વાનર છે તેની પાસે પાચ વજ્રો છે એક તેની વાણીમા, એક તેના પગમા, એક ત્વચામા, એક હૃદયમા, ને એક જનનેન્દ્રિયમા આને મળે પ્રકાશવાન થયેલો તે, રાજા પાસે જાય છે ત્યારે રાજા તેને પૂછે છે 'હે દેવ, તમે ક્યા વસો છો? ક્યાથી પધાર્યા છો? આમને બિરાજો' આમ કહીને રાજા તેની વાણીમા રહેલા વજ્રને શાત કરે છે. અર્ધ્યપાદ્ય કરીને તેના પગનુ વજ્ર શાત કરે છે, તેને નોકરો મારફત વસ્ત્રાભૂષણથી શણગારીને ત્વચાના વજ્રને શાત કરે છે તેને મતોષીને હૃદયમા રહેલ વજ્રનુ શમન કરે છે, ને પોતાના મહેલમા નિરકુશપણે વિચરવા દઈને જનનેન્દ્રિયમા રહેલા વજ્રને શાત કરે છે આ રીતે તુષ્ટ, પુષ્ટ, પૂજિત ને પ્રસન્ન થયેલ પુરોહિત તેને રાજ્યાધિકાર, સત્તા, રાજ્ય, પ્રજા ને સ્વર્ગ—બધુ જ આપી દે છે અને જો તે અસતુષ્ટ થાય, અપૂજિત રહે, અપ્રસન્ન રહે તો રાજાને રાજ્યાધિકાર, સત્તા, રાજ્ય, પ્રજા, ને સ્વર્ગથી વચિત કરે છે.'

પુરોહિતોને લાગુ પડેલું આ વિધાન તૈત્તિરીય બ્રાહ્મણમાં બધા જ બ્રાહ્મણોને લાગુ પડાયું છે. એટલે બ્રાહ્મણ જાતિ બહુ અંશે પુરોહિત વ્યવસાયમાં રોકાયલી હશે એમ લાગે છે.

એના મૂળ સુધી જઈએ તો અર્થ આટલો નીકળે છે: આર્ય ક્ષત્રિયો શસ્ત્રબળે મુલક જીતતા હતા, ને આર્યપુરોહિતો શાસ્ત્રબળે એ જીતને સ્થાયી કરતા હતા.

આ પુરોહિતો એ જમાનામાં મંત્રો દ્વારા એક વિનીત, અજ્ઞાન શૂદ્રસમૂહને આંજી—ભય પમાડીને જ કબજામાં રાખતા. ઉપરાંત તેમની પાસે આર્ય વૈશ્યો ને અનાર્ય શૂદ્રોને વશમાં રાખવાનું મોટામાં મોટું હથિયાર તો એ હતું, કે તેઓ જ જીવનના મંગલ કે અમંગલ અવસરે જનસામાન્યની વૈયક્તિક ને સામૂહિક લાગણીઓને વિવિધ ક્રિયાકાંડોમાં વ્યક્ત કરનારો એકાકી વર્ગ હતો.

ગર્ભાધાન વખતે, જન્મ વખતે, વિદ્યાધ્યયનની શરૂઆતમાં, લગ્નાવસરે, માણસ—તે ગમે તે કોટિનો હોય, તેના હૈયામાં ન સમાય તેવા ભાવો જાગવાના. આ ભાવોને તે વ્યક્ત રૂપ આપ્યા વિના રહી શકે નહિ. તેમાં બીજાને ભાગીદાર કરવાનો આનંદ લેવાનું મન થાય જ. પુરોહિતે ષોડશ સંસ્કારો દ્વારા, ઋતુચક્ર સાથે મેળ લેતા યજ્ઞો દ્વારા, લોકો પર એક કાબૂ મેળવ્યો હતો. ને તેથી યે વિશેષ, સામાજિક રીતરિવાજના કાયદાઓ ઘડીને, વારસાના ઝગડા, લેવડદેવડના ઝગડા, જમીન વહેંચણીના ઝગડા, મારામારીના ઝગડા—આ બધા ઝગડાઓમાં પ્રાચીન કાળની પરંપરા પ્રમાણે શું કરવું જોઈએ તે કહેનારા પણ આ પુરોહિતો જ હતા. આજના સમાજમાં ધારા ઘડનારનું ને ધારાના અર્થો કરનારનું જે સ્થાન છે તે પુરોહિતોનું હતું.

આવી પ્રબળ સત્તા ધરાવનારા પુરોહિતવર્ગની ઓથ આ રાજાઓને લેવી પડે તેમાં નવાઈ નથી.

ઐતરેય બ્રાહ્મણનો કર્તા આ બરાબર સમજે છે, એટલે એ કહે છે કે: 'વટવૃક્ષની જે સત્તા બધાં વૃક્ષો પર સ્થપાઈ છે તે સત્તાએ ક્ષત્રિયના ક્ષાત્રમાં વાસ કરેલ છે. જેમ વટવૃક્ષ પોતાની વડવાઈ દ્વારા ભૂમિમાં દૃઢ આધાર મેળવે છે, તેમ ક્ષત્રિયનો રાજ્યાધિકાર યજ્ઞ દ્વારા દૃઢમૂલ થાય છે, ને ઉખેડી શકાતો નથી.'

આજની ભાષામાં કહીએ, તો પુરોહિતો ને રાજ્યકર્તાવર્ગને સંયુક્ત મોરચો જાળવવાનું આમાં સૂચન છે. બ્રાહ્મણકાળમાં આ સૂચન એટલુ વ્યાપક છે કે રાજાઓની જેમ વંશાવળી સચવાઈ છે, તેમ જ આ પુરોહિતોના વંશોની પણ વંશાવળી રખાઈ છે.

પુરોહિતો ને રાજ્યકર્તાવર્ગના આ મિલન પછી વૈસ્યો ને શદ્રોએ શું કરવાનું હતુ? ચક્રવર્તીના મહિમારથના અશ્વો થવાનું ઐતરેય બ્રાહ્મણ અસંદિગ્ધ ભાષામા કહે છેઃ તે (વૈસ્ય) કર આપવા માટે છે. તેણે બીજાઓ ઇચ્છે તે પ્રમાણે વરા વર્તવાનું ને દસરડો કરવાનુ છે.'

ને બિચારા શદ્રોએ? 'તે તો અધમ ગુલામ છે. માલિક ઇચ્છે ત્યારે ઊભા થવાનુ—માલિક ઇચ્છે ત્યારે મરવાનુ છે.' (यथाकाममेघ्य)

વિજેતાઓને જે સમાજ જોઈએ છે તે આવો. અને એમની વિજિગીષામાંથી પશુ પણ છૂટતા નથી. ઋગ્વેદકાલીન આર્યોનો સમૂહ જાણે આ ગાયો, ઘોડા, ને બળદોનો મિત્ર છે. તેમની ને આ પશુસંઘ વચ્ચે સ્નેહની ગાંઠ છે. દેવોની પ્રાર્થનામા તેઓ બીજા જોડે આ પશુઓને પણ સંભારે છે, તેમની વૃદ્ધિ પણ ઇચ્છે છે. તેઓ હંમેશાં 'प्रजापशव' શબ્દ સાથેજ વાપરે છે. વિજય, વૈભવ, દાસ-પ્રથા, ને ક્ષત્રિયો-માદે જાણે આ ભાવના ઝાંખી કરી નાખી છે. બ્રાહ્મણગ્રંથો કહે છે કે માણસ પશુનો ધણી છે—તેને માટે જ આ પશુઓ સર્જાયાં છે, ને તે તેને ખાય છે. વિજેતાને અસંખ્ય દાસો મળતા હતા. તેને શું જરૂર હતી હળ, બળદ કે ગાયોની? સુદસા

કીર્તિ મળે એટલે બસ. ને પુરોહિતોને પણ સોનું, રૂપુ, ને દાસો મળતા હતા કેટલાક યજ્ઞો જ આ સમૃદ્ધિના પ્રદર્શન માટે જાણે હતા વાજપેય અને મહાવ્રત યજ્ઞોમા પુરોહિતો સુંદર હિંડોળા પર હીંચકતા, ને કન્યાઓ આજુબાજુ નાચતી યાજ્ઞિક જે ઊંચી ને સુશોભિત વેદિકા પર બેસતો, તેને સ્વર્ગ કહેતા. આજે જેને આપણે અશ્લીલ કહીએ, તેવા સંવાદો પણ આ યજ્ઞપ્રસંગે થતા વૈભવ જો ભોગવાતો ન હોય તો પછી પ્રાપ્ત કર્યો શા માટે?

પણ વૈભવ, ઈર્ષાનો જન્મ ના પણ બને છે પુરોહિતોની આ અસાધારણ સત્તા ક્ષત્રિયોને જતે દહાડે ખૂંચી હોય તેમ દેખાય છે કોણે આ રાજ્ય મેળવ્યુ હતું? કોણે આ વૈભવ ઊભો કર્યો હતો? કોના બાહુબળે? કોના ઉત્સાહે? કોના જોખમે? આ પુરોહિતોએ શુ જોખમો ખેડ્યા હતા કે તેઓ યજ્ઞસમારંભમા, ચોકોમા ને છેવટે અંતઃપુરમા પણ પોતાની સત્તા ચલાવતા હતા? એમની પાસે જે જ્ઞાન હતુ તે શુ એમને જ મળે તેવુ હતુ? તે શુ બીજા ન મેળવી શકે? આ યજ્ઞવિદ્યાનો શુ ઇજારો હોઈ શકે? ક્ષત્રિયોના મનમા આવા આવા પ્રશ્નો પુરોહિતોની ઉદ્ધતાઈ, જ્ઞાનનુ અભિમાન ને લોલુપતા જોઈને ઉપજ્યા હશે કારણ કે ઐતરેય બ્રાહ્મણમા પુરોહિતોનુ વર્ણન જ દક્ષિણાલોભી, સોમપિપાસુ ભૂખાળવા ને યથેચ્છવિહારી તરીકેનુ છે

આવા પુરોહિતો પ્રત્યે ક્ષત્રિયવર્ગને શાસ્ત્રોની ગમે તેવી આજ્ઞાઓ છતા અણગમો થાય તે સ્વાભાવિક હતું

તેમની પાસે બે માર્ગો હતા—એક પોતે જ પુરોહિત થવાનો, ને બીજો પુરોહિત વિના ચલાવવાનો. આ બન્ને પ્રકારના ઝગડાઓ પણ એ કાળે થયા દેખાય છે

વિશ્વામિત્ર ને વસિષ્ઠ વચ્ચેનો ઝગડો પહેલા પ્રકારનો છે જેમા

વિશ્વામિત્ર રાજર્ષિમાંથી બ્રહ્મર્ષિ થવાનો પ્રયત્ન કરે છે. જ્યારે હૈહય રાજાઓ ને ભાર્ગવ બ્રાહ્મણ વચ્ચેનો ઝગડો છે, તે પુરોહિતને હાંકી કાઢવાનો પ્રયત્ન છે. પરશુરામનો ક્ષત્રિયો સાથેનો ઝગડો આનો જ ઉપપ્રસંગ છે.

રામ માર્ગવેયનો કિસ્સો આ ઝગડાનું પ્રતીક છે. ઐતરેય બ્રાહ્મણના કથન મુજબ:

"સુષદ્માનના પુત્ર વિશ્વન્તરે સ્યાપર્ણકુલના પુરોહિતોને પોતાના પુરોહિત તરીકે કામ કરવાની મનાઈ કરી. આ જાણીને તેઓ બધા યજ્ઞવેદિ પાસે બેસી ગયા. આ જોઈને વિશ્વંતરે તેના નોકરોને કહ્યું: 'આ લુચ્ચા સ્યાપર્ણો જેઓ બીજાની કીર્તિ છીનવી જનારા છે, તેમને વેદિ પાસેથી હાંકી કાઢો.' સેવકોએ સ્યાપર્ણોને હાંકી કાઢયા. તેઓ બધા મોટેથી રાડો પાડવા લાગ્યા કે: 'જ્યારે જન્મેજયે તેના કુલપુરોહિત કાસ્યપો વિના યજ્ઞ કરવા માંડ્યો ત્યારે કાસ્યપોએ નવા પુરોહિતને હાંકી કાઢ્યો હતો. આપણામાં શું કોઈ એવો બળિયો નથી, જે આ યજ્ઞવેદિ પરથી સોમરસ ઝૂંટવી આવે? રામ માર્ગવેયે કહ્યું: 'હું તૈયાર છું.' આ રામ યજ્ઞવિદ્યામાં પારંગત હતો. તેણે રાજા પાસે જઈને કહ્યું: 'તારા નોકરો મારા જેવા યજ્ઞવિદ્યાના જાણકારને પણ વેદિ પાસેથી હાંકી કાઢશે?'

રાજાએ જવાબ દીધો 'અવમ બ્રાહ્મણવંશમાંનો તું ગમે તે હો. તારી પાસે જ્ઞાન કેવું?'

ક્ષત્રિયોના મનમાં જે આગ ધૂંધવાતી હતી તેનો આ નમૂનો છે. પુરાણો, જેણે જૂની વાતો મંઘરવાની કોશિશ કરી છે, તેમાં આવાં બીજાં ઉદાહરણો પણ મળી શકે.

આ વર્ગને મનમાં એવું થઈ ગયુ હતું કે આ યજ્ઞવિદ્યા ને યજ્ઞબલિ મેળવવાનો ઇજારો તે માત્ર એક જાળ હતી.

પણ ગમતું નહોતું. એમને પુરોહિત બનવું નહોતું. તેમને પુરોહિતોની સંસ્થા જ ગમતી નહોતી. ને તે ઉપરાંત પુરોહિતો ને ક્ષત્રિય રાજાઓ નીચે દબાયલા શૂદ્રો પણ હતા. તેઓ પણ નવી હવા લેવા–બંધનોમાંથી છૂટવા માગતા હતા. તેઓને મતે મંત્રવિદ્ કરતાં આત્મવિદ્ ચડિયાતો હતો. યજ્ઞ કરતાં તપ ચડિયાતું હતું. બ્રાહ્મણ કરતાં યતિ–શ્રમણ ચડિયાતો હતો. ભોગ કરતાં ત્યાગ ચડિયાતો હતો.

આવા ક્ષત્રિયો ઝાઝા નહિ હોય; આવા શૂદ્રો પણ તે કાળે ઝાઝા નહિ હોય, પણ આ પરસ્પરના ઘર્ષણમાં એ ઝીણો સૂર પણ ગરૂ થઈ ગયો હતો. [ વાજસ્નેયી સંહિતા પ્રમાણે જ્ઞાન, તે બ્રાહ્મણોનું લક્ષણ છે, ને તપ, તે શૂદ્રો ( શ્રમણો ? ) નું લક્ષણ છે. ] જેનું પાકું ફળ ઉપનિષદ્‌કાળમાં આકાર લેવાનું હતું, ને બુદ્ધકાળમાં પાકવાનું હતું. બ્રાહ્મણક્ષત્રિયના યજ્ઞબલિના અધિકારના ઝઘડામાં ઘડીક એક પક્ષ, ને ઘડીક બીજો પક્ષ જીતતો હતો. દરમિયાન, આ આત્મવિદ્ શ્રોત્રીયતાના માર્ગે જનારા નવી જ કેડી પાડી રહ્યા હતા.

તેમની વિચારણાને લોકો પાસે મૂકવાનો વખત પાકે તે પહેલાં જૂનું ઘણું બળી જવાની જરૂર હતી. ક્ષત્રિય-બ્રાહ્મણનો આંતરવિગ્રહ એ કામ અમુક અંશે કરતો હતો. પણ તેથી યે વધારે અંશે તો કામ કર્યું મહાભારત યુદ્ધે. એ યુદ્ધે સમગ્ર આર્ય સમાજના પાયાને હચમચાવી નાખ્યો.

મહાભારતમાં એનો ચિતાર કાવ્યમય રીતે ને કાવ્યની મર્યાદાથી મૂકાયો છે.

# પ્રકરણ : ૫

મહાભારત રામાયણથી જુદા પ્રકારનું કાવ્ય છે એમાં આવતા પાત્રો વધારે માનવી છે એ બધા સામાન્ય માણસોની જેમ ક્રોધી, વેરથી સળગી ઊઠનારા ને ધર્મ વિશે ગનમૂઠાન થનારા છે એમાંના શ્રે ધર્મરાજ પણ 'અશ્વત્થામા મરાયો-હાથી' તેમ બોલી જાય છે ને એમાંનો કનિષ્ઠમાં કનિષ્ઠ દુર્યોધન પણ કોઈકવાર અંતઃકરણ ખુલ્લું કરી નાખે છે કે 'ધર્મ શું છે તેની મને ખબર છે પણ આચરી શકતો નથી ને અધર્મ શું છે તેની પણ મને ખબર છે, છતાં તે કર્યા સિવાય રહી શકતો નથી' દ્રૌપદી પતિની સાથે વનવાસ કરે છે, તેમને સુખી કરવા પ્રયત્ન કરે છે, પણ પોતાને જુગારમાં મૂકવા માટે મેણા માર્યા સિવાય રહી શકતી નથી

રામાયણમાં જાણે ધર્મનો દીવો સ્થિર-ઉજ્જ્વળ છે મહાભારતમાં વૈભવ ને સત્તામાં મત્ત થયેલા આર્ય સમાજમાં જાણે એ દીવો ઓલવાતા છેલ્લો પ્રકાશ નાખી લે છે એ પ્રકાશ આખરી હોવાથી વધારે તેજસ્વી લાગે છે, પણ એ તેજમાં દેખાય છે અઢાર અક્ષૌહિણી સેનાના શબોથી ભયંકર લાગતું કુરુક્ષેત્ર, ને ધર્મનો લોપ થવાથી ખિન્ન થયેલા પાંચ પાંડવો, ને તેમના સૂત્રધાર શ્રીકૃષ્ણ

મહાભારત આપણા આર્યોના વૈભવી રાજ્યોએ કરેલ આત્મઘાતની કથા છે બીજો કોઈ વિનાશ કરતો હોય તો તેમાંથી ગઢ કિલ્લા કરીને બચી શકાય, પણ ખુદ પોતે જ પોતાની હત્યા કરવા

મારે તેને કોણ રોકી શકે ? શ્રીકૃષ્ણ યાદવોને કંસ અને કાલયવનના મોંમાંથી બચાવી શકે પણ યાદવાસ્થળીમાંથી કેમ ઉગારી શકે ? એટલે જ વ્યાસે ઊંચા હાથ કરીને કહ્યું છે—

'નાત્ર કશ્ચિત્ શ્રૃણોતિ મે—મારું કોઈ સાંભળતું નથી.'

આ મહાભયંકર સર્વનાશનું ભગવાન વ્યાસે જે ચિત્ર આપ્યું છે તે ઘડીભર ખુદ વિધાતાને પણ હરાવી દે તેવું છે.

શા માટે આવો સર્વનાશ થયો ? વ્યાસ તો કહેવાતા કે 'ધર્મ જેટલો અર્થ ને કામ આપે છે, તેટલાથી પરિતૃપ્તિ ન મળી માટે '

એક વાત દેખાય છે, કે રામાયણકાળમાં વનવાસી મુનિઓનું જે વર્ચસ્વ રાજ્યકર્તાઓ પર દેખાય છે, તે મહાભારતકાળ વખતે દેખાતું નથી. રામાયણમાં વિશ્વામિત્ર ને વસિષ્ઠને ભયે દશરથ વચનભંગ કરી શકતો નથી. રામને વિશ્વામિત્રના આશ્રમનું રક્ષણ કરવા મોકલવા જ પડે છે. ખુદ રાવણ જેવો મહાકામી રાક્ષસ પણ જ્યારે ઋષિઓ કર પેટે પોતાની આંગળીઓનું લોહી મોકલાવે છે ત્યારે ગભરાઈ જાય છે આ મુનિઓ પણ ઐશ્વર્ય ને લક્ષ્મીના પંજામાં બહુ સપડાયા દેખાતા નથી. લવ ને કુશ ઋષિકુમારો તરીકે જ્યારે રામાયણનું ગાન અશ્વમેધ વખતે સભા સમક્ષ કરી બતાવે છે, ને તેના પુરસ્કાર તરીકે રામ એમને બત્રીસ હજાર સુવર્ણમુદ્રાઓ આપે છે, ત્યારે એ બંને કુમારો હસીને કહે છે 'અમે તો વનવાસી લોકો, કળફળ ખાઈને રહેનારા. અમે તેને શું કરીએ ?'

જ્યારે મહાભારતમાં, દુર્યોધન કોઈનું માનતો નથી. શ્રીકૃષ્ણ સંધિ કરવા આવ્યા તો તેને પણ કેદ કરવાનો વિચાર કરે છે. કેટલી ઘડીએ વ્યાસ—તેના પિતામહ એ જમાનાના સર્વશ્રેષ્ઠ ઋષિ—આવે છે તેને પણ પોતાનો નિશ્ચય અફર છે તેમ કહી દે છે. તેના પોતાના શસ્ત્રગુરુ દ્રોણ ને કૃપાચાર્યની સલાહની તો એને મૂઠી અનાજ જેટલી પણ કિંમત

નથી. ને દ્રોણ પણ બ્રાહ્મણત્વ છોડયા પછી ગબડયે જાય છે—ગબડયે જ જાય છે. ને છેવટે સામાન્ય ક્ષત્રિય, યુદ્ધના જે નિયમો પાળે તે પણ ઊંચે મૂકી, પાંડવસૈન્ય પર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરે છે! ને એનો પુત્ર અશ્વત્થામા? તેણે તો બધી જ મર્યાદા જાણે મૂકી દીધી છે. તેણે તો ઉત્તરાના ગર્ભ પર નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો! ટૂંકાણમાં, આખી સંસ્કૃતિ સડી ગઈ હતી શ્રીકૃષ્ણ ને યુધિષ્ઠિર જેવાએ એને બચાવવા પ્રયત્નો કર્યા, પણ એ પ્રયત્નો એળે ગયા. કારણ કે વૈભવે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય—સૌના મન ચગાવી દીધાં હતાં. ખુદ શ્રીકૃષ્ણનું ઘર આ વૈભવના સડામાથી બાકી ન હતુ; કારણ કે વનવાસી મુનિઓની મશ્કરી કરી શાપ વહોરનાર એના જ પૌત્રો હતા!

કવિએ ગાયું છે કે 'શ્રીકૃષ્ણ હતા ત્યાં સુધી કળિયુગ એમનાં જરા ડરતો હતો તે સ્વધામ જતાં ચારે ચરણે તે પેઠો!' કળિયુગ કંઈ રાતોરાત થોડો જ આવે છે?

विद्या विवादाय, धन मदाय, शक्ति परेषां परिपीडनाय।

મહાભારતકાળ આ ત્રણે અવગુણોથી ભરપૂર છે. એ કાળે સમાજને દોરનારા બળો શકુનિ કર્ણ, દુઃશાસન ને દુર્યોધન છે. ભીષ્મ ને દ્રોણ છે, પણ તેમનું ઊપજતું નથી. તેમને જાણે કોઈક પ્રકારનો લકવો થયો છે. કેવળ હસ્તિનાપુરના દરબારમા જ આવું છે તેમ નથી, બધે જ આવુ ચાલતુ દેખાય છે વિરાટ રાજાને ત્યા કીચક મહા અત્યાચારી છે, પણ વિરાટ તેની સામે કશુ ઉચ્ચારતો નથી. રાજ્યાસન એ ધર્માસન નથી, તે ભોગાસન બની ગયુ છે. વિરાટ એના રાજ્યગુરુ કંક(ગુપ્તવેશમા યુધિષ્ઠિર)ને પાસાની રમતમા છૂટો પાસો મારી કપાળમા ફૂટ કરવાની હિમ્મત ભીડી શકે છે. રામાયણકાળમાં કોઈ પણ આર્ય રાજા ઋષિ સાથે આવો વર્તાવ કરવાનુ કલ્પી શકતો નથી. શુભબળો છે ખરાં. શ્રીકૃષ્ણ એના સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ છે; અંધકવૃષ્ણિ

ગણસંઘના એ મોવડી છે. અશુભ-દુષ્ટ તત્ત્વો સાથે બાથબાથી કરી એને પરાસ્ત કરવા, એ જ જાણે એમનું જીવનકાર્ય દેખાય છે. એ જન્મ્યા હતા એક પ્રજાસત્તાક ગણમાં. એ ગણનો જ કબજો કરી બેઠો હતો એક આપખુદ અસુર—ખુદ બહેનને કેદ કરી ભાણેજોને મારનાર કંસ. ભારતવર્ષમાં ચારે બાજુ આ પ્રજાસત્તાને રૂંધનારાં બળો જ આગળ વધ્યે જતાં હતાં. મગધમાં જરાસંધ સમ્રાટ થવા માટે ધમપછાડા મારતો હતો. ચેદિમાં શિશુપાલ ગર્જતો હતો. હસ્તિનાપુરનું રાજ્ય દુર્યોધન દબાવી પડ્યો હતો. નાની નાની પ્રજાઓનો તો કોઈ હિસાબ જ નહોતો. આ સ્થિતિમાં એમણે દબાયેલા, અપમાનિત ને ન્યાયથી વંચિત રહેલાને ઓથ દીધી.

શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં કંઠ ગદ્‌ગદ્‌ થયા સિવાય રહેતો નથી. ભોળાં-ગરીબ લોકો માટેનું એમનું હેત! અભણ ભરવાડ ને રબારીઓ સાથે એમણે જે તાદાત્મ્ય સાધ્યું તેવું કોણે સાધ્યું છે? એણે ગાયો ચારી, છાણ-વાસીદું કર્યું, પીળું પીતામ્બર પહેરીને રાજસૂયયજ્ઞ વખતે એંઠ ઉપાડી, પોતાના સખા અર્જુનના ઘોડા હાંક્યા; ભીષ્મને મારવામાં અર્જુનને ઢીલો પડતો જોઈ પોતાની પ્રતિજ્ઞા વીસરી ભીષ્મને હણવા હથિયાર લેવા તૈયાર થયા. આ ધર્મવત્સલ—કઠોર છતાં કોમળ યુગપુરુષને એની ભાવિ પ્રજા પૂજે તેમાં કશીય નવાઈ નથી.

શ્રીકૃષ્ણના જીવનને વ્યક્ત કરતો એક સુંદર કિસ્સો વ્યાસે મહાભારતમાં મૂક્યો છે. કુરુક્ષેત્રના મેદાન પર અઢાર અક્ષૌહિણી સેના ખડી થઈને ઊભી છે. હાથી સામે હાથી, ઘોડા સામે ઘોડા, રથી સામે રથી, પદાતિ સામે પદાતિ—એમ સૌ તૈયાર થઈને શંખધ્વનિની રાહ જોતા ઊભા છે. એ વખતે શ્રીકૃષ્ણે જોયું તો એમના રથના પૈડાં પાસે એક ટિટોડી હાંફળી ફાંફળી ઘૂમે છે. એની વ્યાકુળતા જોઈ શ્રીકૃષ્ણે પૂછ્યું: 'તું અહીં કેમ દોડાદોડ કરે છે? અહીં ભયાનક યુદ્ધ મંડાવાનું છે તેની ખબર નથી?'

'મને મોડી ખબર પડી; મારાં બચ્ચાં અને ઈંડાં અહીં પડ્યાં છે. તેને હવે કેમ બચાવીશ? એ બધાં આ હાથીના પગ નીચે કચરાઈ જશે. મને રસ્તો સૂઝતો નથી.'

શ્રીકૃષ્ણ કહેઃ 'તું હમણાં ઊડી જા. હું સાંજે તારાં ઈંડાં લઈને યુદ્ધભૂમિના છેડા પર આવીશ.' કહી તેમણે એક હાથીના ગળામાં લટકતો મોટો ઘંટ છોડી પેલાં ઈંડાં પર ઢાંકી દીધો.

યુદ્ધ શરૂ થયું. સાંજ સુધી ઘોર કાપાકાપી ચાલી. સાંજે યુદ્ધ અટક્યું એટલે બધાં કામ થંભાવી શ્રીકૃષ્ણ શબોથી છવાયેલી યુદ્ધભૂમિ પર પેલી ટિટોડીનાં ઈંડાં શોધવા નીકળ્યા. ઈંડાં લઈ મેદાનના છેવાડે ચિંતાથી ફફડતી પેલી ટિટોડી પાસે જઈને સોંપી દીધાં!

કેવું મર્મસ્પર્શી ચિત્ર છે! હજારો, લાખો લોકો કપાવાના છે. ભાઈ, ભાઈને કાપવાનો છે. કોણ મરશે ને કોણ જીવશે તેનો હિસાબ નથી. તે વખતે આને એક ક્ષુદ્ર ટિટોડીની ચીસ આ બધાય કરતાં મહત્ત્વની લાગે છે! એક બાજુથી લડવાને માટે અનુત્સુક અર્જુનને કાયર કહી લડવા—પિતામહ, ગુરુ સૌને હણવા આજ્ઞા આપે છે, તે બીજી બાજુ એ જ રણક્ષેત્ર પર એક ક્ષુદ્ર ટિટોડીનાં ઈંડાં ન દબાઈ જાય તેની માતાથીયે વિશેષ સંભાળ લે છે! સકારણ, (ધર્મની રક્ષા ખાતર) સંધિની બધી વિનતી કર્યા પછી જો સમગ્ર સૃષ્ટિનો સંહાર કરવો પડે તો પણ તેમને થડકારો નથી. કારણ કે, એ તો સ્વેચ્છાપૂર્વક મરવા આવ્યા છે. તે ભલે બધા કપાઈ જતા,—કપાઈ જવા જોઈએ. પણ તેમની પાગલ ને બેવકૂફ અથડામણમાં આ નાની એવી નિર્દોષ ટિટોડીનો સર્વનાશ શા સારુ થવો જોઈએ?

આવી સૂક્ષ્મ—નિષ્પક્ષ વિચારણાના શ્રીકૃષ્ણ પ્રતિનિધિ છે.

એ વાત સાચી છે કે શ્રીકૃષ્ણ ભારતવર્ષનો સર્વનાશ થતો ન રોકી શક્યા. પણ ઈશુનું શું થયું? સોક્રેટિસનું શું થયું? ગાંધીજીનું

શું થયું? શ્રીકૃષ્ણ ઈશ્વર હોત તો અટકાવી શક્યા હોત. પણ એ માનવી હતા. ને માનવીને કેવળ પુરુષાર્થનો ઊંચો મિનારો રચવાનો જ અધિકાર છે, જે પ્રલયના પૂર વખતે ચડવું હોય તેને માટે બચાવનું સાધન થઈ પડે

શ્રીકૃષ્ણ વિષે પાછળના જમાનાએ અનેક વાતો પ્રચલિત કરી છે. એમની રાસલીલા, એમની સેંકડો-હજારો સ્ત્રીઓ, આ બધું લખનારાઓએ આધ્યાત્મિક ઉપમાઓ સારુ લખ્યું છે. સંશોધનકારોએ તો રાસલીલા વખતે શ્રીકૃષ્ણની ઉંમર આઠ વર્ષની જ ઠરાવી છે. ને સ્ત્રીઓમાં એક રુક્મિણી જ હતી તેમ કહ્યું છે.

વ્યાસે પરીક્ષિતને કૃષ્ણના હાથે જીવતો કરવાને નિમિત્તે શ્રીકૃષ્ણના જીવન પર એના વિરોધીઓએ લગાવેલા બધા ડાઘા ધોઈ નાખ્યા છે તે વખતે શ્રીકૃષ્ણ જે પ્રતિજ્ઞા કરે છે, તે યાદ રાખવા જેવી છે—

अब्रवीच्च विशुद्धात्मा सर्वं विश्रावयन् जगत्।
नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन।
न च युद्धात् परावृत्तं तथा संजीवतामयम्॥

यथा मे दयितो धर्मो ब्राह्मणाश्च विशेषतः।
अभिमन्योः सुतो जातो मृतो जीवत्वयं तथा॥

यथाहं नाभिजानामि विजयेऽपि कदाचन।
विरोधं तेन सत्येन तथा जीवत्वयं शिशुः॥

यथा कंसश्च केशी च धर्मेण निहतौ मया।
तेन सत्येन बालोऽपि पुनः संजीवतामयम्॥

મહાભારત કેવળ કૌરવપાંડવ યુદ્ધની જ કથા નથી. એમાં જીવનના બધા જ મુખ્ય પ્રશ્નો પર પ્રસંગોપાત્ત કે પ્રસંગો ઊભા કરીને વિચાર કરવામાં આવ્યો છે. એટલે જ કહેવાય છે 'વ્યાસે બધું જ એઠું કરી દીધું છે,'—એકેએક પ્રશ્નને એ અડી ચૂક્યા છે.

પાછળથી ગમે તે ઉમેરો થયો હોય, પણ આ બને ગ્રથોના આદિ રચનારાના મનમા માનવના ચિત્રણની કલ્પના છે રામાયણનું શરૂઆતમા તો રામ નામના નરચન્દ્રમાનુ વર્ણન કરુ છુ, એમ માત્ર શબ્દોમા ઉલ્લેખ કર્યો છે, પણ માનવીની ક્ષુદ્ર વાતોનુ ચિત્રણ એમણે કર્યું નથી બધી જ નાનીમોટી નદીઓ વિવિધ દિશાઓમાથી એક જ લક્ષસ્થાને દરિયામા જાય છે, તેમ આ અસખ્ય પાત્રોની હારમાળાનુ અતિમ લક્ષ ધર્મનો મહિમા ગાવાનુ દેખાય છે धर्मो रक्षति रक्षत । આ ધર્મના બાહ્ય સ્વરૂપો બદલાય છે રામ વડીલની આજ્ઞા માને છે, તો અર્જુન વડીલોનો રણસગ્રામમા વધ કરે છે સીતા રામ સામે અગ્નિપ્રવેશ કરે છે, તો ગાધારી ધૃતરાષ્ટ્રને દુર્યોધનનો ત્યાગ ન કરવા માટે આકરા વેણ ફટકારે છે કુતી પોતાના પુત્રોને યુદ્ધ ન કરવા માટે કઠોર વેણ સભળાવે છે તો ગાધારી સગા દીકરાને યુદ્ધમા જતી વખતે આશીર્વાદ સુદ્ધા દેતી નથી ને પાછી તેજ પુત્રવાત્સલ્યથી પ્રેરાઈ ને શ્રીકૃષ્ણને શાપ આપે છે ! આમ ધર્મ, તે પરિસ્થિતિ ને પાળનારનો અધિકાર જોઈને નિશ્ચિત થાય છે પણ જે સત્ય અહિંસાદિ નતો તરફ જવા ઉત્સુક છે, તેનુ અત કરણ જ ધર્મ શુ છે તે બતાવી આપશે તેમ સ્પષ્ટપણે કહે છે ને ધર્મના દડને કોઈની શરમ નથી કોઈનુ વાળ જેટલુ પણ આઘુપાછુ ચાલતા દેતો નથી તે સ્પષ્ટ કહે છે યુધિષ્ઠિર એક જ વાર અસત્ય બોલે છે તો પણ બદલામા એમની પણ એક આગળી ગળી જ જાય છે એમનો રથ ચાર આગળ ઊંચો ચાલતો હતો તે પૃથ્વીને અડી તો જાય જ છે

આમ તો પ્રાચીન વિચારકોના અમૂલ્ય મત મુજબ સમગ્ર પ્રવૃત્તિ આ ધર્મ માટે જ છે રાજ્યનો હેતુ પણ धर्मार्थफलाय राज्याय नम: છે—ધર્મયુક્ત અર્થના ફળ માટે જ રાજ્ય છે અરે, પાછળના કાળમા થયેલ કામસૂત્રકાર વાત્સ્યાયન પણ શરૂઆતમા પોતે ધર્મના અર્થે જ કામસૂત્રો લખે છે, તેમ કહે છે।

આ ધર્મ 'બાંધે તેની તલવાર' જેવો છે. વનવાસી ઋષિઓ જ ધર્મનું પાલન કરે તેવી મહાભારતકારની કલ્પના નથી. મહાભારતકારે તો ગીતા યુદ્ધભૂમિ પર ઉપદેશાતી હોય તેમ ગોઠવ્યું છે. જો યુદ્ધ જેવા હિંસામય-કઠોર કાર્યમાં પણ ધર્મ પુરોવાઈ શકતો હોય, તો બીજાં સામાન્ય કર્મો તો ધર્મસંયુક્ત હોવાં જ જોઈએ તેમાં શંકા શી? જો ધર્મપાલન એ શ્રમવિભાગની જેમ ઋષિઓને ફાળે જ જતું હોત, તો વેદ વ્યાસે ગીતા કોઈક આશ્રમમાં, શાલવૃક્ષની છાયામાં, હરણાંને કૂંપળો ખવરાવતાં જ ઉપદેશી હોત. પણ શ્રીકૃષ્ણ કે મહાભારતકારની એ જમાનાના અવલોકને દૃઢ ખાતરી બંધાઈ લાગે છે કે ધર્મ એ ફળના રસની જેમ સમાજના એકેએક ઘટકમાં વ્યાપી રહેવો જોઈએ. એમ નથી, એટલે જ કુરુક્ષેત્ર મચે છે ને બધાને નિરુપાય બની કહેવું પડે છે—नात्र कश्चित् शृणोति मे ।

મહાભારતમાં આ વાતને સ્ફુટ કરતી બે સુંદર આખ્યાયિકાઓ છે. એક છે તુલાધાર જાજલિ સંવાદ, ને બીજી છે ધર્મવ્યાધકથા. જાજલિ નામનો બ્રાહ્મણ જ્ઞાન લેવા તુલાધાર નામના વૈશ્ય પાસે જાય છે, ને તુલાધાર એને સમબુદ્ધિનો ઉપદેશ આપતાં કહે છે: 'મે તો આ ત્રાજવાંની દાંડી સમ રાખતાં રાખતાં સમબુદ્ધિ કેળવી છે. કર્મ ને ધર્મ કોઈ અલગ વસ્તુ નથી. આ વસ્તુ ધર્મવ્યાધની કથામાં એથીયે સ્પષ્ટ કરી છે.

કૌશિક નામનો એક બ્રાહ્મણ યુવક હતો. વૃદ્ધ માબાપનો એકનો એક દીકરો. આંખના રતન જેવો. પણ એને તપ કરવાની બહુ લગની હતી. માબાપ, દુનિયા, બધુ માયા છે એમ સમજી એક દહાડો તે વનમાં ચાલ્યો જાય છે ને કઠોર તપ કરવા માંડે છે. આ બાજુ વૃદ્ધ માબાપ કૌશિકનું નામ જપતાં રડી રડીને આંખો ખૂએ છે.

એક દહાડો આ કૌશિક નાહીધોઈ સંધ્યા કરવા એક ઝાડ નીચે

બેઠો હતો, ત્યાં ઝાડ પર બેઠેલી એક બગલી એની જટામાં ચરકી. બસ, કૌશિકનો પિત્તો ગયો! ક્રોધભરી નજરે એણે બગલી સામે જોયું. બિચારી બગલી આ તપસ્વીની ક્રોધઝાળને કેમ સહન કરી શકે? બળીને ખાખ થઈ ગઈ! કૌશિકને થયું હાં, હવે તપની કાંઈક સિદ્ધિ મળી. આટલાં વર્ષ કાંઈ એળે નથી ગયાં આથી પણ વિશેષ તપ કરીશ, ને વિશેષ સિદ્ધિ મેળવીશ. આવો વિચાર કરતો સ્નાન કરી પડખેના ગામમાં ભિક્ષા માગવા ગયો. પહેલી જ પોળમાં એક બ્રાહ્મણનું ઘર 'भवति भिक्षांन्देहि' કહીને ઊભો રહ્યો. સ્ત્રી 'આ આવી મહારાજ', કહી ઘરમા ભિક્ષા લેવા માટે ગઈ. ભિક્ષા લઈને આવતી હતી ત્યાં એનો પતિ આવ્યો, એટલે ભિક્ષા દેવાનું ભૂલી એને હાથ-પગ ધોવા પાણી આપ્યુ. પાટલો ઢાળી, થાળી પીરસી, થાકેલા પતિની પડખે બેસી પંખો નાખવા લાગી પતિને પીરસવામાં ને જમાડવામાં એ ભૂલી જ ગઈ કે બહાર પેલો તપસ્વી અતિથિ તડકે ગહ જોતો ઊભો છે'

> 'નૃણે ક્રોધી છક,
> તેમા અવિવેક, ગૃહિણીનો ભળ્યો.
> પ્રગટ્યો અનલ,
> તેમા બની તેલ. પ્રતિ પળ પળ. વિલંબની પેરે '

પતિ જમી રહ્યો એટલે બાઈને ઓસાણ આવ્યુ કે બહાર તો પેલો અતિથિ ઉભો છે' વીલી વીલી થઈ એ દોડી આવી. 'માફ કરજો મુનિ પતિ ઘેર આવ્યા એની સેવામા તમને ભિક્ષા દેવાનું ભૂલી ગઈ.'

પણ સ્રીએ જેમ ગરવાઈ બતાવી, જેમ નમ્રતા બતાવી તેમ આ જુવાન તપસ્વીનો ક્રોધ વધતો ચાલ્યો. બ્રાહ્મણ સ્ત્રીએ બહુ બહુ વિનતિ કરી છતા જ્યારે કૌશિક ન માન્યો, ઊલટો ક્રોધમા આંખો ફાડવા માંડ્યો ત્યારે માતા જેમ તોફાની બાળકને સ્નેહથી કહે, તેમ બાઈએ કહ્યું 'મુનિ, મને કાંઈ પેલી બગલી ધારી, કે આંખો ફાડો એટલે હું બળી જાઉં?'

કૌશિક તો ટાઢો રસ થઈ ગયો ! શું બોલે ? જંગલના એકાંતમાં પેલી બગલી બળી હતી. ત્યાં કોઈ હતું નહિ. આ બાઈને ક્યાંથી ખબર ? ને આવી સર્વજ્ઞ બાઈને એણે ધમકાવી ને અપમાની હતી. એ પગમાં પડીને કહે ' મા, મને માફ કરો.'

બાઈએ એને હેતે જમાડ્યો. થોડી શીખ આપી. એટલે કૌશિક નમ્ર થઈને કહે, ' આટલું બધું જ્ઞાન તમે ક્યાંથી મેળવ્યું ? વર્ષોથી વનમાં તપ કરવા છતાં મને તો એ પૂરું મળ્યું નથી.'

ત્યારે બાઈ કહે ' મથુરા શહેરમાં ધર્મવ્યાધ નામે એક કસાઈ રહે છે, તેની પાસે તમે જાઓ. તે તમને આનો જવાબ આપશે.'

કૌશિક તો બાઈના ગુણ ગાતો ગાતો મથુરા ભણી ઊપડ્યો. કસાઈવાડામાં જઈને જુએ છે, તો ધર્મવ્યાધ ભજનના તાલે તાલે માંસ કાપી રહ્યો છે. કોઈ ભિખારી આવે છે તો દાન દે છે.

બ્રાહ્મણને છેટેથી જોઈ પ્રણામ કરી તેણે કહ્યું · ' તમને પેલી બ્રાહ્મણ સતીએ મોકલ્યા છે ને ? આ આવ્યો.' ઘેર લઈ જઈ તુલસીક્યારા પાસે એને બેસાડી પોતાનાં અંધ માતાપિતાને નવરાવી ધવરાવી કૌશિક પાસે આવ્યો. કૌશિકે પહેલો જ સવાલ કર્યો

' તમને આ જ્ઞાન ક્યાંથી થયું ! '

' હું કાંઈ શાસ્ત્ર ભણ્યો નથી. મારું શાસ્ત્ર કહો કે તપ કહો, તે આ મારા માબાપની સેવા છે. તે જ મારા ઈશ્વર, તે જ મારો ધર્મ. એમ સમજી એમની સેવા જાતમહેનતથી–તનમન ને ધનથી કરું છું. તેમાંથી જ મારા મનમાં અજવાળું થતું જાય છે. પેલી બાઈને પણ એના પતિની આવી નિર્વ્યાજ સેવામાંથી જ જે કાંઈ જ્ઞાન છે, તે મળ્યું છે. <u>બધે જ ઈશ્વર</u> છે. તમે અમે સૌ, એના સ્વરૂપો છીએ, તો આપણે શા માટે દોડવું ? સૂર્યને જોવા જંગલમાં જવાની કે

અગાશીએ ચડવાની શી જરૂર છે? તે સર્વવ્યાપી છે. ઘટઘટમાં રમે છે. મને ઝાઝું કહેવું ન શોભે. જાઓ, જઈને એમને સેવો '

મહાભારતકાર આર્ષદ્રષ્ટા છે. કયાં એક બ્રાહ્મણી, જેને મધ્યયુગમાં પશુ સાથે સરખાવવામાં આવી છે, ને કયાં એક કસાઈ—બન્ને તપસ્વી બ્રાહ્મણનાં ગુરુ થયાં ! આમાં કોણ ઊંચ ને કોણ નીચ '

આ વિચારધારા આપણે આ સંસ્કૃતિની શરૂઆતથી તે આજ સુધી જોઈ શકીએ છીએ. કયાંક ઉપર, કયાંક અંતસ્તલમાં. કયાંક બે પૂરમાં, કયાંક મંદપ્રવાહે; પણ એનો લોપ કદી થયો નથી. હારમાંના દોર પેઠે એ ચાલી આવે છે. આગળ આપણે એ જોઈશું.

મહાભારત આવાં રત્નોની ખાણ છે. એ ખાણમાં જે ગયો તે નિરાશ થઈને પાછો આવ્યો નથી. ને દુષ્કાળ વખતે જેમ આપણા વડવાઓ જૂની જુવારની ખાણો ઉખેળી જીવન ટકાવી રાખતા, તેમ દેશવ્યાપી આપત્તિ વખતે આપણા દેશના આગેવાનોએ આ બે અખૂટ ખાણો ઉઘાડી છે. પછી તે શિવાજી મહારાજ હોય કે ગુરુ ગોવિંદસિંહ; કે લોકમાન્ય ટિળક કે ગાંધીજી.

મહાભારતકારનો એક હેતુ ' વેરથી વેર શમતુ નથી, ' એ સમજાવવાનો પણ દેખાય છે. ગાંધીજીએ કહ્યુ છે તેમ ' એણે, વિજેતાની પાસે પશ્ચાત્તાપ અને દુઃખ સિવાય કશુ રહેવા દીધુ નથી. '

મહાભારતના આખા કથાપ્રસંગની ઉત્પત્તિ જ આવા એક વેરના અવિચારી ઉત્પાતમાંથી થઈ છે જન્મેજય રાજાને જ્યારે ખબર પડે છે કે પોતાના પિતાનું નાગ લોકોએ ખૂન કર્યું હતુ, ત્યારે તે નાગ માત્રનો નાશ કરનારો એક સર્પસત્ર શરૂ કરે છે, ને ચારે દિશામાંથી જ્યા જ્યા નાગ હોય, ત્યા ત્યાંથી પકડી લાવી યજ્ઞમાં હોમવાનું આરંભે છે. નાગોના, સ્ત્રી, પુરુષ, બચ્ચાં-સૌનાં મસ્તકોનો ડુંગર ખડકાય છે, પણ જન્મેજયને હજી ધરવ થતો નથી. કારણ કે નાગોનો આગેવાન

તક્ષક હજુ પકડાયો નથી. એ ઈન્દ્રને ત્યાં સંતાયો છે, ને ઈન્દ્ર માનતો નથી. આથી બ્રાહ્મણ જનમેજયને કહે છેઃ 'इन्द्राय तक्षकाय स्वाहा!' ભલે તક્ષકની સાથે ઈન્દ્ર પણ આ યજ્ઞમાં ભસ્મિભૂત થાય! એ વખતે, આ લોહીમાંસના કાદવકીચડથી ત્રાસી ઊઠેલી યજ્ઞભૂમિ પર એક યુવાન ઋષિ આવીને ભિક્ષા માગે છે. યજ્ઞાસને બેઠેલ જનમેજય માગવાનું કહે છે. ઋષિ માગે છે આ નાગોનો સંહાર બંધ કરવાનું. ઋષિ કોણ છે? આસ્તિક. નાગકન્યા ને આર્યઋષિ જરત્કારુનું સંતાન. સમન્વયનું ફળ. એ, જનમેજયને આ ઘોર ને અકારણ હિંસામાંથી વારે છે, ને સમજાવે છે કે 'વૈર, વૈરવડે ઓલવાશે નહિ.' પરીક્ષિતને મારનાર તક્ષકને પરીક્ષિતને મારવાનું જે કારણ હતું, તેની જનમેજયને જાણ હતી? વર્ષો પહેલાં જનમેજયના પ્રપિતામહ અર્જુને નાગલોકોના વસવાટ ખાંડવવનને બાળ્યું હતું, ને નાગસમૂહ એમાં ભૂંજાઈ-શેકાઈ ગયો હતો. તે બનાવે તક્ષકના હૈયામાં વૈર સળગાવ્યું હતું. જનમેજય પૂછે છેઃ 'કેવા હતા એ અર્જુન, ને શા સારુ ખાંડવવન બાળવું પડ્યું?' ત્યારે આસ્તિક તેને આ મહાન હિંસાના પ્રાયશ્ચિત્તરૂપે મહાભારત સાદ્યંત શ્રવણ કરવાની આજ્ઞા કરે છે. આમ મહાભારતના પ્રથમ જાહેર વાંચનનો પ્રસંગ નિર્માણ થાય છે. આસ્તિક એ વાંચવાની સલાહ જાણે એટલા માટે આપે છે કે 'રાજન્, તેં વૈરનો હુતાશન સળગાવ્યો છે, ને તે દ્વારા આત્મસંતોષ મળશે એમ ધારે છે, તેવો જ વૈરનો હુતાશન તારા કરતા અનેકગણા સમર્થ તારા જ વડવાઓએ સળગાવી જોયો હતો. ને તેનાં પરિણામો તેમણે જોયાં હતા. તે સાંભળી તો જો!'

એ રીતે મહાભારત વિવિધ બાજુએથી આવતા વૈરના તાણાવાણાવાળા ભાતીગળ વસ્ત્રનો પટ છે. એમાં નાનાં ને ક્ષુલ્લક વૈરો બાદ કરીએ તો પણ આટલાં વૈર તો દેખાય જ છેઃ

૧. દ્રુપદ ને દ્રોણનું વૈર

૨ અંબા શિખંડિની ને ભીષ્મનું વૈર
૩ ભીમ ને દુર્યોધનનું વૈર
૪ નાગોનું અર્જુન સાથેનું વૈર

દ્રોણ બ્રાહ્મણ હતા તે પોતાના મિત્ર દ્રુપદ પાસે ગાય લેવા ગયા દ્રુપદે મૈત્રી ન સ્વીકારી ને એમણે જે વૈર બાંધ્યું, તે મહાભારતની કથાનો મહત્ત્વનો દોર છે આ વૈર મેં પેઢી ચાલે છે કારણ, દ્રોણ આ બનાવ પછી પોતાનો આશ્રમ છોડી હસ્તિનાપુરના રાજમહેલમાં રાજગુરુ થાય છે ને પોતાના શિષ્યો પાસે દ્રુપ ને બંધાવી તેનું અધું રાજ્ય લઈ લે છે દ્રુપ આ અપમાનનો બદલો લેવા સમર્થ નથી કારણ કે દ્રોણ સમર્થ યોદ્ધા છે એટલે યજ્ઞ કરી દ્રોણનું માથું વાઢે તેવો દીકરો મેળવે છે, ને માથું વાઢવાનો પ્રસંગ ઉત્પન્ન કરે તેવી દીકરી દ્રૌપદીને મેળવે છે આ દ્રૌપદીને નિમિત્તે મહાભારત થાય છે તેમાં ધૃષ્ટદ્યુમ્ન દ્રોણનું માથું વાઢે છે આ સાંભળીને દ્રોણના દીકરા અશ્વત્થામાથી સહેવાતું નથી પણ ધૃષ્ટદ્યુમ્ન સમર્થ છે એને મારવાની અશ્વત્થામાની શક્તિ નથી એટલે યુદ્ધના નિયમ વિરુદ્ધ રાત્રે જઈને અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્ન ને પાંડવોના પાંચે દીકરાને મારી આવે છે દ્રૌપદીથી આ કેમ સહન થાય? એ પણ ધૃષ્ટદ્યુમ્નની બહેન જ ને? એ પ્રતિજ્ઞા કરે છે કે અશ્વત્થામાનું માથું વાઢીને લાવો એના પર બેસીને હું સ્નાન કરું પછી જ અન્ન લઉં અશ્વત્થામા નાસીને વ્યાસના આશ્રમમાં સંતાઈ ગયો છે ત્યાં ભીમ, અર્જુન ને શ્રીકૃષ્ણ જાય છે એમને લાગી આવે છે જે માણસે કામ એણે કર્યું રાતે કર્યું છે, તેણે એની બધી હિંમત ને વિવેક ગુમાવી દીધા છે અર્જુન જ્યારે એને પકડીને દ્રૌપદી પાસે લઈ જાય છે ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિર વચ્ચે પડે છે ને છેવટે અશ્વત્થામાને ક્ષમા કરી જીવતો જવા દે છે એ પેઢી સુધી ચાલેલા યુદ્ધ ને બાપના બગાડીની સમાપ્તિ ક્ષમાના શાંતજળે થાય છે

અંબા-ભીષ્મનુ વૈર તો બે જન્મારા ચાલે છે. કાશીરાજની આ કન્યાનુ ભીષ્મ હરણ કરી આવેલા ને લાવ્યા પછી ખબર પડી કે અંબાનુ મન શાલ્વને પરણવાનુ છે, એટલે જવા દીધી પણ શાલ્વે 'ભીષ્મ તારુ હરણ કરી ગયો, એટલે હવે નહિ પરણુ. બીજાના હાથમા ગયેલી સ્ત્રીને પરણુ તો મારી નિંદા થાય.' કહી ના પાડી. અંબા પાછી આવી ભીષ્મને પરણવાની માગણી કરે છે, પણ ભીષ્મ પ્રતિજ્ઞાબદ્ધ છે. ભીષ્મના ભાઈઓ પણ શાલ્વ પર એક વાર આસક્ત થયેલી અંબાનો ઇન્કાર કરે છે ભીષ્મ એને ફરી શાલ્વ પાસે મોકલે છે. ત્યાથી તે ફરી પાછી આવે છે' આમ એ કાશીરાજની કન્યા સાત વર્ષ સુધી ભીષ્મ ને શાલ્વ વચ્ચે આટા ખાય છે, ને કોઈ એનુ પાણિગ્રહણ કરતુ નથી. એટલે ક્રોધ અને વૈરથી એક જ સંકલ્પ કરે છે. 'હવે મારા સુખમા આગ મૂકનાર આ ભીષ્મને જ મારુ.' એ માટે એ પરશુરામનો આશરો લે છે. એ જ માટે શકરનુ તપ કરે છે ને વરદાન મેળવે છે, કે 'આ જન્મે તો તુ ભીષ્મને નહિ પહોચી શકે પણ આવતે જન્મે તારા હાથે ભીષ્મ મરશે ' કવિ, માણસને વૈર કેવો આધળો કરે છે તે અશ્વત્થામામા જેમ બતાવે છે, તેમ જ અહી પણ બતાવે છે કે, વરદાન મેળવ્યા પછી પણ અંબાને નિરાત થતી નથી પોતાનુ જીવન કુદરતી ક્રમે પૂરુ કરવા જેટલી ધીરજ એની નથી. વરદાન મળતા જ એ ચિતા ખડકી જાતે બળી મરે છે, કે જલદી અવતાર મળે, ને જલદી ભીષ્મને મારી શકાય આવા વૈર ને પ્રતિવૈરના મોજા એ અઢાર અક્ષૌહિણીને એકઠી કરી છે. ને ત્યા થાય છે મહાસહાર—તે વખતના શ્રેષ્ઠ માણસોના મહાર અટકાવવાના પ્રયત્નો છતા.

नात्र कश्चित् शृणोति मे ।

# પ્રકરણ : ૬

દરેક મહાયુદ્ધ, હારેલા ને જીતેલા બન્ને માટે મરણ જ ખારુ નીવડે છે. મહાભારતનું યુદ્ધ પણ એમાંથી અપવાદરૂપ ન નીવડ્યું. પાંડવો તો પ્રમાણમાં રાજ્ય ન ભોગવી શક્યા, પણ એમના ગયા પછી તરત જ આર્યાવર્તમાં અંધાધૂંધી ફેલાઈ. ક્ષત્રિયવર્ગનો મોટો ભાગ એ યુદ્ધમાં કપાઈ જતાં, રક્ષણ કરવાનું ને રાજ્યવહીવટ ચલાવવાનું મુશ્કેલ બન્યું. પરિણામે આદિવાસી નાગલોકો કે જેનો અર્જુને ખાંડવવનમાં નાશ કર્યો હતો, તેમણે હસ્તિનાપુર પર હુમલો કરી, પરીક્ષિતને મારી નાખ્યો. એના પુત્ર જન્મેજયે મોટો થતાં નાગ આ નાગવૃંદનો સર્વનાશ કર્યો, ને પછી નાગ માતા ને આર્ય પિતાના સંતાન આસ્તિક નામના ઋષિની માગણીથી સુલેહ કરી, ને પ્રાયશ્ચિત્તરૂપે મહાભારતનું આદ્યંત શ્રવણ કર્યું.

આ વ્યાપક અંધાધૂંધી, અવ્યવસ્થા ને આંતરકલહે તે વખતના વિચારશીલ પુરુષોને ઊંડો વિચાર કરવાનો ધક્કો આપ્યો હશે. આર્યાવર્તની હોનારતમાં અઢાર અક્ષૌહિણી યોદ્ધાઓનો સંહાર, ને તે પછી પણ વેર પ્રતિવેરના ઊછળી રહેલાં મોજાંએ સહુને ખળભળાવી મૂક્યા, જે પાયા પર આર્યોનું જીવન ઊભું હતું, તેને જ નવેસરથી તપાસવા પ્રેર્યા હોય, ને તેનું જ પાકું રૂપ કાયમ કરીને ઉપનિષદો હોય તે સંભવિત છે.

વેદો, ઉપનિષદો ને ગીતા, આર્ય સંસ્કૃતિના ત્રણ પાયા ગણાય છે.

પાછલો હિંદુસમાજ એની સારી માઠી અવસ્થામાં આ ત્રણની ભક્તિ કરતો જ્ણ્યો છે. ધર્મની શ્રેષ્ઠ વ્યક્તિઓનું ધ્યેય આ ત્રણ વચ્ચે એકવાક્યતા કરવાનું રહ્યું છે. જે આ સફળતાથી કરી શક્યા છે તેને હિંદુસમાજે આચાર્યની પદવી આપી છે.

વેદો વિષે આપણે વાત કરી ગયા. ઉપનિષદો તો એ કરતાં યે વિશેષ છે. જો કે મહત્ત્વનાં ઉપનિષદો ૧૦–૧૨ જ ગણાય છે. તે બધામાં એકવાક્યતા હોય તેમ કલ્પવું અયોગ્ય છે. જે જબરદસ્ત ઊથલપાથલે તે સમાજને કંગાળોને અસ્તવ્યસ્ત કરી મૂક્યો હતો, જે ઊથલપાથલને દ્રષ્ટા ઋષિઓ પણ અટકાવી નહોતા શક્યા, એ ઊથલપાથલે જે વિચારનાં મોજાંને ઉછાળ્યાં હોય, તે એકદેશીય હોય તેમ માનવું વધારેપડતું છે

એમ કહેવાય છે કે મહાભારતના યુદ્ધ પછી કળિયુગ બેઠો. એમ સમજી, ઋષિઓ પાછા અરણ્યમાં ચાલ્યા ગયા. નૈમિષારણ્યમાં એકઠા થયેલા સેંકડો મુનિઓ આગળ સૌતિએ મહાભારત ને બીજા શાસ્ત્રોનું વર્ષો સુધી પારાયણ કર્યું, તેવી આખ્યાયિકા છે.

નૈમિષારણ્યની જેમ બીજા અરણ્યમાં પણ તત્ત્વચર્ચા ને જીવન વિષે આલોચના ચાલ્યા કરી હશે.

ઉપનિષદો, આ અરણ્યવાસી મુનિઓએ જીવનના ગૂઢ પ્રશ્નો વિષે જે ચર્ચાઓ કરી, જે અનુમાનો બાંધ્યા, જે કાચા પાકા, કામચલાઉ કે સ્થિર નિયમો તારવ્યા તેની નોંધ છે

તેમા એક વસ્તુ સર્વસામાન્ય છે જીવનના મર્મને ઉકેલવાની તીવ્ર જિજ્ઞાસા. જુદા જુદા મુનિઓ જુદી જુદી દિશામા ચાલ્યા, ને પોતાની મર્યાદા આવતાં અટકી પડ્યા.

એ કાળે વિચારનું કેટલું મોટું સ્વાતંત્ર્ય હશે તેનો એ પુરાવો છે. જે લોકો એકમત હતા તેમનું જ લખાણ સચવાયું નથી. મતનો

મહિમા ગાનારા, યજ્ઞ વિષે ઉપેક્ષા સેવનારા, યજ્ઞને ઓછું મહત્ત્વ આપનારા સૌ એમા છે

વેદોમા એ કાળના જનસામાન્યની આશા, ઉલ્લાસ ને વિક્રમના ગીતો છે જીવનની ગૂઢતાને ભેદના પણ અવારનવાર પ્રયાસ થાય છે જ્યારે ઉપનિષદોમા તે જ એક પ્રયાસ દેખાય છે વૈભવ, સતાનસુખ કીર્તિ, સપત્તિ એ બધાની તૃષ્ણા ઉપનિષદમા દેખાતી નથી ઊલટુ, સતાનો, વૈભવ એ સુખના કારણ નથી જ, તેમ સ્પષ્ટ સમજણ આપીને જ આગળ ચાલ્યા છે

વૈભવ, કીર્તિ સપત્તિ ને સતતિએ તો કુરુક્ષેત્ર મચાવ્યુ હતુ, તેને તે લોકો ભૂલ્યા નથી લાગતા તેમનુ મન તો રોકાયુ છે શાશ્વત સુખની શોધમા યજ્ઞો એ આપે છે? દાન તપ એ આપે છે? આ સુખની ઇચ્છા એ શુ છે? કોણે એ ઇચ્છાને જન્મ આપ્યો? મૃત્યુ શુ છે? પુનર્જન્મ છે ખરો? કે વાયુ સાથે વાયુ ભળી ગયા પછી કશુ રહેતું જ નથી? જીવ, જગત ને ઈશ્વર વચ્ચે શો સંબધ છે? બધુ એકાકાર છે કે અલગ અલગ? કોણ આ રચે છે? કોણ ભાગે છે? શુ છે આ બધી ભાંજગડ?

આ એમના મુખ્ય સવાલો છે એના ઉત્તરો માટે થઈને ઇન્દ્રિય સુખો, ને કીર્તિ જતા કરવા એ તૈયાર દેખાય છે નચિકેતા જેવા તો લાબુ આયુષ્ય, સુંદર બાળાઓ ને સકલ સંપત્તિને પણ આ મૂઝવણના ઉકેલ શોધવા માટે, ઉદાસીન ભાવે જતા કરે છે

તે જમાનાના ક્ષત્રિયો પણ આ પ્રશ્નો ઉકેલવામા લાગેલા દેખાય છે મિથિલા, કાશી કાંપિલ્ય, કેકય–મદ્ર વગેરેની પરિષદોમા આ પ્રશ્નોની ચર્ચા સતત ચાલ્યા કરે છે એમ નથી, પણ આ તત્ત્વજ્ઞાનના આગેવાનો ક્ષત્રિય રાજાઓ જ દેખાય છે બ્રાહ્મણો ધાર્મિક બાબતમાં ગૂંથાયેલા છે સંભવ છે કે ક્ષત્રિયો મારફત જનક,

રાજા પ્રવાહણ ને રાજા અશ્વપતિની પાસે નવી વિદ્યાનાં મૂળતત્ત્વો શીખવા જાય છે. એક ઠેકાણે રાજા જાનશ્રુતિ એક ગાડાવાળા રૈકવની પાસે આ જીવનવિદ્યાનાં મૂળતત્ત્વો સમજવા જાય છે, ને રૈકવ એને દ્રવ્ય લઈ ને આવેલો જોઈ શૂદ્ર કહે છે.

ભારે નવાઈભરેલો આ યુગ દેખાય છે! વિદ્યા ને વિદ્યાવાનનો આવો મહિમા ભાગ્યે જ બીજા કોઈ જમાનામાં આપણને જોવા મળે છે.

જ્ઞાન આપવાની રીત પણ અમુક રીતે લાક્ષણિક છે. બુદ્ધ ને સોક્રેટિસની પ્રશ્નોત્તરપદ્ધતિને એ ઋષિઓએ તેમના પહેલાં અપનાવી દેખાય છે. શિષ્ય જાતે જ અનુભવ લે, તે મહત્ત્વનું છે એ વાત એમને ઠસી ગઈ લાગે છે. એટલે આરુણિ, શ્વેતકેતુને પ્રયોગો કરાવીને નિર્ણય તારવવાની ફરજ પાડે છે. વેદો પછી ચાર વર્ણો બંધાયા હતા; પણ ચાર આશ્રમો, ને ખાસ કરીને ચતુર્થ આશ્રમને મહત્તા ઉપનિષદકાળે અપાવી છે.

વેદોએ એમ કહેલું કે 'એક છે, તેને જ્ઞાનીઓ વિવિધ રીતે વર્ણવે છે.' ઉપનિષદના કેટલાક ઋષિઓએ એની પૂર્તિ કરીને કહ્યું કે જે એક, વિવિધરૂપે બાહ્ય જગતમાં પડેલું દેખાય છે, તે જ તારા પિંડમાં છે. તે તું જ છે. 'तत् त्वम् असि.'

શ્વેતકેતુના પિતા ઉદ્દાલક આરુણિએ આ વાત એના પુત્રને સુંદર રીતે સમજાવી છે.

શ્વેતકેતુ ગુરુગૃહે બાર વર્ષ ગાળીને પિતાને ત્યાં આવ્યો છે. પોતે બાર વર્ષ વિદ્યા ભણ્યો તેનું થોડુંક અભિમાન પણ છે.

પિતાએ એક વાર કહ્યું 'શ્વેતકેતુ, તું વિવિધ શાસ્ત્રોમાં પારંગત થઈને આવ્યો છું, તે તો હર્ષની વાત છે. પણ જે એક વસ્તુના જ્ઞાનથી સકળ વિશ્વનું જ્ઞાન થઈ જાય, તે વસ્તુ વિષે તારા ગુરુએ કહ્યું છે ખરું?'

શ્વેતકેતુએ કહ્યું: 'મારા ગુરુએ મને એ જ્ઞાન આપ્યું નથી. પણ ભગવન્, એ વસ્તુ કેવી છે, જે જાણવાથી સકળ વિશ્વનું જ્ઞાન થઈ જાય?'

ઉદ્દાલકે કહ્યું 'વત્સ, માટીને તું ઓળખે છે. આ માટીનાં અનેક વાસણો, મૂર્તિઓ બને છે, તે પણ તું જાણે છે. એક જ માટીમાંથી અનેક વાસણો તૈયાર થાય છે. એકને આપણે ગાગર કહીએ છીએ, બીજાને ગોળો, ત્રીજાને પાટિયો કહીએ છીએ. તેમ જ મૂર્તિને પણ જુદાં જુદાં નામે ઓળખીએ છીએ. એકને હાથી કહીએ છીએ, બીજાને ઘોડો, ત્રીજાને રાજા, તો વળી ચોથી મૂર્તિને રાણી કહીએ છીએ. છતાં આપણે જાણીએ છીએ કે આ બધા પદાર્થોનું કારણ માટી છે, ને કાર્ય આ મૂર્તિ. આપણે જુદાં જુદાં નામો આપતા હોવા છતાં, કાર્યરૂપ મૂર્તિઓ કારણરૂપ માટીથી ભિન્ન નથી. આપણા વ્યવહાર માટે આપણે જુદાં જુદાં નામ આપીએ છીએ. તે સિવાય આપણો વ્યવહાર ચાલે નહિ. તે પણ સાચું. તેથી તેમની અભિન્નતા ભુલાવી ન જોઈએ. તારે આનો અનુભવ લેવો હોય તો આ હાથી, ઘોડા, રાજા ને રાણીની મૂર્તિઓ પાણીમાં નાખ, એટલે તને ખબર પડશે બધાનો માટીનો ગોળો થઈ જશે. એટલે, જે વિવેકસંપન્ન પુરુષ છે તે વ્યવહાર ખાતર એક જ વસ્તુના વિવિધ આકારો પ્રમાણે નામો આપશે. પણ વિવિધ પ્રકારના રૂપો ને વિવિધ નામોવાળા પૂતળાઓ પાછળ મૂળ એક જ પદાર્થ છે, ને તેનાથી તે ભિન્ન નથી—એક જ છે, એ, તે કદી વીસરતો નથી. હે શ્વેતકેતુ, જે વાત માટીની, તે જ લોહ, સુવર્ણ, રજત વગેરે ધાતુઓ ને તેમના પદાર્થોને પણ લાગુ પડે છે, તે તારા જેવા કુશળ વિદ્યાર્થીની નજર બહાર નહિ હોય.'

'મારા આચાર્યને આ જ્ઞાન નહિ, નહિતર મને આપ્યા સિવાય રહે નહિ.'

'વત્સ જેમ એક જ માટીમાથી કે ધાતુમાથી વિવિધ નામ રૂપનાળા પદાર્થો કેમ નિર્માણ થાય છે તે કહ્યુ તે જ પ્રમાણે આ જગતમા છે નામરૂપનાળા વિવિધ પદાર્થોનુ બનેલુ દેખાય છે તે સમગ્ર જગત હે શ્વેતકેતુ, એક ભાવમય સત્ તત્ત્વમાથી ઉત્પન્ન થયુ છે

'જે સત્ સ્વરૂપ આત્મામાથી આ બધુ વિશ્વ જન્મ્યુ છે, તે અત્યત સૂક્ષ્મ ને અવ્યક્ત છે માટીરૂપી મૂળ પદાર્થની મૂર્તિઓ વિકાર છે, તે પ્રમાણે જ સત્સ્વરૂપ આત્મા સત્ય છે, ને જગત એનુ વિકૃત થયેલુ સ્વરૂપ છે જેમ માટીની મૂર્તિઓ નાશ પામી, પણ માટી નાશ પામી નહિ, તેમ આ જગત નાશ પામતુ દેખાય તો પણ સત્સ્વરૂપ આત્મતત્ત્વ કદી નાશ પામતુ નથી '

શ્વેતકેતુએ પૂછ્યુ 'ભગવન્, આપ કહો છો કે આ સત્ તત્ત્વ પરમાણુથી પણ સૂક્ષ્મ—અવ્યક્ત છે તો જે નરી આખે જોઈ ન શકાય તેવુ સૂક્ષ્મ છે તેમાથી આ આકાશનુ છત્ર, સદૈવ ખડા રહેનાર મેરુ ને હિમાચલ સમા પહાડો, ને આકાશચુબી વૃક્ષો કેમ નિર્માણ થાય છે તે મારી બુદ્ધિમા તો ઊતરતુ નથી. આપની જ ભાષામા કહુ તો અહીં કાર્ય દેખાય છે, પણ કારણ તો દેખાતુ જ નથી આ વિચિત્ર લાગે છે '

'હે શ્વેતકેતુ, પેલો જે વડ દેખાય છે તેનો એક ટેટો તોડી આવ'

શ્વેતકેતુ 'ભગવન્, આ લાવ્યો '

'તેને તોડ '

શ્વેતકેતુ 'ભગવન્, તેને તોડ્યો '

'તેમા તને શુ દેખાય છે ? '

'આમા તો ઝીણા પરમાણુસમા બી દેખાય છે '

'વત્સ, એમાથી એક બી લઈને તોડ.'

'ભગવન્, તે તોડ્યુ'

'વત્સ, એમા તને શુ દેખાય છે?'

શ્વેતકેતુ 'ભગવન્, તેમા કાઈ દેખાતુ નથી'

દીકરાના મોએથી આ ઉત્તર નીકળતા જ કહ્યુ 'વત્સ, આમાનો જે અતિસૂક્ષ્મ પદાર્થ તને દેખાતો નથી તેમાથી જ પ્રચડ વડ' જન્મે છે, તે વાત તુ સ્વીકારીશ એના અદૃશ્ય પરમાણુને જેમ તુ માનીને ચાલે છે, તે પર શ્રદ્ધા રાખે છે, તેમ જ સત્સ્વરૂપ સૂક્ષ્મ આત્મતત્ત્વમાથી જગતનો પમારો થયો છે હે શ્વેતકેતુ, તે સત્સ્વરૂપ આત્મા તુ છે, ને એ જ સત્સ્વરૂપ આત્મા બધે પથરાયેલો છે'

આ દૃશ્યબીજની જેમ સૃષ્ટિના બીજરૂપે આત્મા છે, તે વાત શ્વેતકેતુની સમજમા આવી, પણ તેને એ સમજ ન પડી કે આ બીજ સર્વત્ર કેમ વ્યાપી રહ્યુ છે એટલે એણે પિતાને આ વિસ્તાર કેમ થાય છે તે પૂછ્યુ

'વત્સ, એ પણ તને કહુ એક પ્યાલામા પાણી ભરીને તાર તેમા મીઠાનો એક ગાગડો નાખ અને સવારે તે લઈને મારી પાસે આવજે, એટલે તને સમજ પાડીશ'

બીજે દિવસે સવારે સ્નાન સધ્યાદિથી પરવારી તત્ત્વજ્ઞાનજિજ્ઞાસુ શ્વેતકેતુ પિતા પાસે ગયો એટલે ઉદ્દાલક આરુણિએ તેને કહ્યુ 'વત્સ રાત્રે તે પ્યાલામા જે મીઠાનો ગાગડો નાખ્યો હતો તે કાઢીને મારા હાથમા આપ'

શ્વેતકેતુએ પ્યાલામા આગળી ફેરવી જોઈ પ્યાલામા પાણી સિવાય કશુયે ન હતુ

'શ્વેતકેતુ, ઉપ ના પાણીમાથી જરાક પાણી પી કેવુ લાગે છે?'

'ખારુ'

‘હવે તળિયાનું પાણી ચાખી જો’

‘તે પણ ખારું લાગે છે’

‘હે શ્વેતકેતુ, તને આ પાણીમાં પેલો મીઠાનો ગાંગડો હાથ ન લાગ્યો છતાં તે ત્યાં છે કે નહિ?’

‘ભગવન્, છે’

‘તે શા પરથી કહે છે?’

‘પાણીની ખારાશ પરથી’

‘વત્સ, તેં ઉપરનું, વચ્ચેનું ને નીચેનું ત્રણે સ્થળનું પાણી ચાખી જોયું ને તે ખારું લાગ્યું, તે પરથી તું શું સાર કાઢે છે?’

‘ભગવન્, મીઠું પાણીમાં સર્વત્ર વ્યાપેલું છે. મીઠું ન હોય તેવું એક ટીપુંય પાણી આ પ્યાલામાં નથી’

‘જે રીતે મીઠાનો ગાંગડો તને દેખાતો નથી, છતાં એ વસ્તુ ને સૂક્ષ્મરૂપે તે પાણીમાં સર્વત્ર ફેલાયેલો છે, તેમ તારી ખાતરી છે, તે પ્રમાણે જ આ સત્સ્વરૂપ સૂક્ષ્મ આત્મતત્ત્વ આ જગતનું મૂળ કારણ હોવાની સાથે જ સર્વત્ર વ્યાપેલું છે ને હે શ્વેતકેતુ, તે સત્સ્વરૂપ સૂક્ષ્મ આત્મા તારામાં પણ છે’

હવે બીજી વાત જોઈએ

વાજશ્રવા નામના ઋષિ હતા. તેમને સર્વમેધયજ્ઞ કરવાની ઇચ્છા થઈ એટલે એણે બ્રાહ્મણોને બોલાવી પોતાની ગાયો દાન આપવા માંડી. પણ કેવી કેવી ગાયો આપી? જે વસુકી ગઈ હતી, જેની ખાવાપીવાની શક્તિ પણ હતી નહિ, તેવી ગાયોને દાનમાં અપાતી જોઈ વાજશ્રવાના કુમાર વયના પુત્ર નચિકેતાને થયું ‘આવી ગાયો દાનમાં આપી મારા પિતા ક્યા લોકને પામશે? આ ભૂલમાંથી મારે એમને ઉગારવા જોઈએ. પિતા મારા જ માટે સારી ગાયો તો

રાખે છે ' આવો વિચાર કરતો એ કુમાર દાન દેતા પોતાના પિતા પાસે જઈને કહે

' પિતાજી, આપે સર્વમેધયજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો છે, તો તમે મને કોને આપશો ?'

પિતાએ જવાબ ન આપ્યો એક વાર, બે વાર ત્રીજી વાર જ્યારે પૂછ્યુ ત્યારે બાપે ખીજાઈને કહ્યુ ' તને યમને આપુ છુ '

નચિકેતા પિતાની આજ્ઞા સાથે જ માથે ચડાવીને યમને ત્યા જવા નીકળ્યો એને ફિકર ન હતી—ઘણા યે એના પહેલા ત્યા ગયા હતા, ને ઘણા ય એની પછવાડે આવતા હતા

યમને ઘેર જોયુ તો કોઈ ન હતુ યમ ક્યાક બહારગામ ગયેલા એના સેવકોએ આ બ્રાહ્મણકુમારની આગતા સ્વાગતા કરવા તૈયારી બતાવી પણ નચિકેતાએ ન સ્વીકારી કારણ કે એ તો યમને દેવા ઈ ચૂક્યો હતો યમની આજ્ઞા સિવાય એનાથી કશુ ય ન થાય

ત્રીજે દિવસે યમરાજ આ વ્યા એમને ખબર પડી કે એક બ્રાહ્મણ કુમાર ભૂખ્યો-તરસ્યો બારણે બેઠો છે, ત્યારે ઉતાવળે ઉતાવળે નચિકેતા પાસે આવી ક્ષમા માગી ને ત્રણ દિવસ સુધી પોતાને આગણે ભૂખ્યા-તરસ્યા પડ્યુ રહેવુ પડ્યુ તે માટે ત્રણ વરદાન માગવા કહ્યુ, જેથી પોતે અતિથિસત્કાર ચૂક્યાના દોષમાથી મુક્ત થાય

નચિકેતાએ પહેલુ જ માગ્યુ ' મારા પિતા ચિતા કરતા હશે તેની ચિતા દૂર થાઓ હુ પાછો જાઉ ત્યારે તેમનો રોષ શાન્ત થાય ને પ્રસન્નતાથી મારો સત્કાર કરે '

સત્યાગ્રહ હિંદુ તત્ત્વજ્ઞાનના હાડમા છે જેનો વિરોધ ને અવગણના કરે તે પોતે આપેલ છે, તેના ક્ષેમકુશળ ને સ્વાસ્થ્ય માટેની ચિતા સૌથી પહેલા કરવાની છે નચિકેતા નાનો હતો પણ આ

સત્ય સહેજે એને લાધ્યુ હતુ એના પિતાએ ઉતાવળમા એને યમ પાસે મોકલ્યો હતો, પણ તે ચિતામા અધમૂઆ થતા હશે, તેને સૌથી પહેલા નિશ્ચિત કર્યા

બીજુ વરદાન, નચિકેતા યજ્ઞયાગની વિધિ ને રહસ્યની સમજણ વિષે માગે છે

તે કાળે યજ્ઞનુ એટલુ બધુ મહત્ત્વ વધી ગયેલુ કે ઉપનિષદની સ્વતત્ર કેડી પાડનાર વિચારકો પણ એનો સદતર વિરોધ કરી શકયા નથી. એ કામ તો પ્રજ્ઞાના અવતારસમા ભગવાન બુદ્ધ માટે બાકી હતું એટલે નચિકેતા યજ્ઞનુ રહસ્ય જાણી લે છે કારણ કે એના વડે આ લોકના સુખો મેળવવાનુ શકય છે, તેવી પ્રચલિત માન્યતા છે.

યમ હવે છેલ્લુ વરદાન માગવાનુ કહે છ, ત્યારે નચિકેતા કહે 'કેટલાક કહે છે કે માણસ મર્યા પછી પણ આત્મા રહે છે કેટ લાક કહે છે નથી રહેતો આ શુ છે? આ આત્માનુ રહસ્ય કેમ પ્રાપ્ત થાય તે મને સમજાવો '

જાણે વામને ત્રણ ડગલાથી સમગ્ર વિશ્વને માપી લીવુ'

યમ મૂઝાયા, તેણે કહ્યુ 'આ વિષે દેવો પણ જાણવા ઉત્સુક હોય છે તુ હજુ બાળક છે તું આ જાણવાનુ માડી વાળ '

નચિકેતાએ કહ્યું 'દેવો સ્વર્ગની બધી સમૃદ્ધિ હોવા છતા જે જ્ઞાન અગત્યનુ ગણે છે, તે તો જરૂર મને કહો ઉપરાત પછીથી તમારા જેવો આ વિષયનો જાણનાર ગુરુ પણ મને કયાથી મળશે? મારે તો તે જ જ્ઞાન જોઈએ છે '

યમે કહ્યુ –

ये ये कामा दुर्लभा मृत्युलोके
सर्वान् कामांश्छन्दतः प्रार्थयस्व ।

इमा रामाः सरथाः सतूर्या .
महीदशा लम्भनीया मनुष्यै. ॥
आभिर्मत्प्रत्ताभि. परिचारयस्व
नचिकेतो मरण मानुप्राक्षी. ॥

'હે નચિકેતા, આ જગતમાં જે જે ઇચ્છાઓ દુર્લભ ગણાય છે તે બધી જ તું માગ. આ બધી રથ તથા વાદ્યથી સજ્જ થયેલી સુંદરીઓ, જે કોઈ મર્ત્ય માણસને પ્રાપ્ત થવી શક્ય નથી તે તું લે. જોઈએ તો લાંબું આયુષ્ય માગી લે. પણ મૃત્યુનું રહસ્ય જાણવાનું છોડી દે.'

પણ નચિકેતાની જિજ્ઞાસા ઉપલક નથી. તેનો વૈરાગ જ્ઞાનપૂર્વકનો છે. એ બધી સુંદરીઓ, રથો ને વાદ્યો તરફ જોઈ ઉદાસીનતાથી કહે છેઃ—

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्, सर्वेन्द्रियाणां जरयन्ति तेज: ।
अपि सर्वं जीवितमल्पमेव, तवैव वाहास्तव नृत्यगीते ॥

'યમરાજ, તમારાં વચનો મોહક છે. પણ 'श्वोभावा मर्त्यस्य' મનુષ્યનાં આ બધાં સુખો ક્ષણભંગુર છે, ને એ બધા ભોગસુખો આખરે ઇન્દ્રિયોનું તેજ હરણ કરી લેનારા છે ને લાંબું આયુષ્ય પણ આખરે તો અંતવાળું છે. તમારા રથો, તમારાં નૃત્યગીતો તમારી પાસે જ ભલે રહ્યાં.'

તીવ્ર વૈરાગ્ય ને સૂક્ષ્મ વિવેક, એ બંને ગુણોને આત્મતત્ત્વવિદ્યામાં પ્રવેશ કરતાં પહેલાં આવશ્યક ગણ્યા છે. એ સિવાય તત્ત્વદર્શન થાય નહિ.

નચિકેતામાં એ બંને છે, તેમ યમની ખાતરી થઈ. પછી આત્માની અમરતા, વ્યાપકતા ને પૂર્ણતાનો મહિમા સમજાવે છે. તેની પ્રાપ્તિની આડે શું આવે છે તે કહેતાં કહે છે કે, 'જીવનમાં માણસની પાસે બે જાતનાં સુખો આવીને ઊભાં રહે છે—શ્રેય અને પ્રેય. પહેલું

શરૂઆતમાં કઠિન લાગે છે, ને અંતે મધુર; ને બીજુ શરૂઆતમાં પ્રિય ને આકર્ષક લાગે છે, પણ અંતે કડવુ માણસ પોતાના બુદ્ધિ ને સંસ્કાર પ્રમાણે પસંદ કરે છે જેની બુદ્ધિ સ્થિર છે, તે પ્રેયને બાજુ પર ખસેડી શ્રેયને પસંદ કરે છે. ઇન્દ્રિયના ભોગોની લાલચ આપ ણુને પ્રેય તરફ દોરે છે ને તેનાથી માણસ અવિદ્યામા–ઇન્દ્રિયસુખોને સાર્સવસ્વ માનનારા અજ્ઞાનમા સપડાય છે બુદ્ધિ પણ ધીમે ધીમે તેવુ જ માનતી થઈ જાય છે. પણ હે નચિકેતા, જે શ્રેયને માર્ગે ચાલે છે, તેની બુદ્ધિ ને ઇન્દ્રિયો પણ ધીમે ધીમે તે તરફ વળે છે. ધીમે ધીમે એ મહુ શાંત થાય છે. આ શાનમના પુરુષની પાસે આત્મા તેનુ સ્વરૂપ પ્રગટ કરે છે પણ જો શ્રેય ને પ્રેય વચ્ચે યથાર્થ પસંદગી કરવાનુ ચૂકયા, તો એ શકય નથી.'

યમે જે અદ્‌ભુત વાણીમા આ રહસ્ય નચિકેતાને સંભળાવ્યુ છે, તે આપણે પણ સાભળીએ

श्रेयश्च प्रेयश्च मनुष्यमेतत्
तौ सम्परीत्य विविनक्ति धीर ।
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥

अविद्यायामन्तरे वर्तमाना
स्वयं धीरा पण्डित मन्यमाना ।
दन्द्रम्यमाणा परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धा ॥

न जायते म्रियते वा विपश्चित्
नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्य शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः
तस्यैष आत्मा वृणुते तनूँस्वाम् ॥

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

इन्द्रियाणि हयान्याहुर्विषयाँस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥

विज्ञान सारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥

જે દસ બાર ઉપનિષદો મહત્ત્વનાં ગણાય છે, તેમની વાણીમાં આપણે લપેટાઈએ છીએ ત્યારે જાણે આપણે શરીરે ચોંટેલ સંસારની માયાના ધૂળકાદવ ઘડીભર માટે ખરી પડે છે. આખરી ને સનાતન સત્યની શોધમાં એમનો પુરુષાર્થ એટલો તીવ્ર છે કે આટલાં વર્ષો પછી પણ એ વાણીની તાજગી ને તેજસ્વિતા ઘટ્યાં નથી.

નવાઈની વાત એ છે કે ઇન્દ્રિયસુખો ને બહારના વિવિધ રૂપોની પછવાડે શું પડેલ છે તેની શોધ કરવાનું મોજું જે કાળે આવ્યું, તે કાળે એ પ્રદેશમાં આપણા પૂર્વજોને અન્ન કે ભોગસામગ્રીની ખોટ ન હતી. હર્યાભર્યા અયોધ્યા, વારાણસી ને કુરુપાંચાલમાં આ તત્ત્વશોધન થયું છે. સામાન્ય રીતે લોકો, સંસારમાં જ્યારે ભારે કષ્ટ—ખાસ કરીને આજીવિકા ચલાવવાનો કોઈ પ્રબંધ હોતો નથી ત્યારે માયુ થાય છે. ઉપનિષદકાળમાં એનો તોટો હોય તેમ દેખાતું નથી. એટલે જ મહાભારતના પ્રચંડ સંહારે સાંસારિક સુખોની મર્યાદિતતા—ચંચલતા વિષે વિચાર કરવા આ વિચારશીલ વર્ગને પ્રેર્યો હોય, તે વધારે સંભવિત છે.

અલબત્ત, બધાં ઉપનિષદો આ કોટિનાં નથી. ને મહત્ત્વનાં

ઉપનિષદોમા પણ આપણને આજે વિચિત્ર લાગે છે તેવી ચર્ચા-વિચારણા નથી આવતી તેમ પણ નથી પરલોક તેમ જ સૃષ્ટિની ઉત્પત્તિ વિષે આપણને આજે હસવુ આવે તેવી માન્યતાઓ તેમા પડેલી છે પણ જ્યા સુધી આપણી પાસે વૈજ્ઞાનિક સાધનો ન આવ્યા, ત્યા સુધી ભૌતિક જગત વિષે આવી અમમદ્ધ માન્યતાઓ બધે જ પ્રચલિત હતી છેક ઓગણીસમી સદી સુધી પૃથ્વી ગોળ છે તે વાત ક્યા દેશનુ કયુ શાસ્ત્ર માનતુ હતુ? તો પછી ઈ સ પૂર્વે ૭૦૦–૮૦૦ વર્ષ પૃથ્વીની ઉત્પત્તિ વિષે આજે હસવુ આવે તેવી માન્યતા હોય તો એમા નવાઈ નથી

આપણા એ વડવાઓની મહત્તા, એમણે માનવજીવનના હેતુ, ને એ હેતુની સિદ્ધિ માટેના સાધનો વિષે જે વ્યાકુળભાવે છતા વૈજ્ઞાનિક રીતે તત્ત્વચર્ચા કરી, ને તે પ્રમાણે વનની છાયામા, નદીતીરે, અને ઘાસપાનની ઝૂપડીઓમા એક 'સાદુ જીવન ને ઉચ્ચ વિચાર' વાળી સંસ્કૃતિનુ સર્જન કર્યુ, તેમા છે ગાર્ગી જી, એમના પર ટપાર્ગ નખ નાગરાઓએ પતની જે બીજી બાજુ કાઢી રાખી હોય તેના પર પોતાના અમર સુત્રો લખતા, એ ઉપનિષત્કાળના કૌપીનધારી ઋષિઓનો વાક્યો છે વિદ્યા માટે હોય, મોક્ષ ને વીજળીબત્તીની જરૂર નથી તે તો ઘણીવાર વાધારૂપ નીવડે છે નિર્વાણને માટે જરૂરી છે તત્ત્વજિજ્ઞાસા, વિવેક ને વૈરાગ્ય ઉપનિષદના ઋષિઓએ આ નિભાવના ભાવિત સંદેશ આપ્યો છે

જે સંદેશ વિષે જર્મન તત્ત્વજ્ઞ શોપનહોરે કહ્યુ છે કે 'એ મારા જીવનની શાન્તિ ને મૃત્યુનો આરામ છે'

પણ સાથોસાથ આપણે એ ન ભૂલવુ જોઈએ કે સામાન્ય લોકોના મોટા ભાગને આ તત્ત્વચિંતન પહોંચ્યુ નહોતુ એ કામ કરનાર મહા પુરુષ તો હજુ હવે અવતરવાનો હતો

લોકો તો ઉપનિષદની આ ઉચ્ચ વિચારણા છતા સામાન્ય

વાત, ને રામે એનો અહંકાર તોડ્યો એ કિસ્સો, આ વાતાવરણમાંથી જન્મેલા અનાર્યોની લોકહૃદયે વાર્તામાં રાખેલી નોંધ છે.

ઉપનિષદના ક્ષત્રિય રાજાઓએ જાણે એ પુરોહિતજ્ઞાનની સામે નવો જ્ઞાનમાર્ગ ઉપસ્થિત કરવા પ્રયાસ કર્યો છે.

ઉપનિષદમાં કહ્યું છે 'प्लवा एते अदृढा यज्ञरूपा' આ યજ્ઞોરૂપી હોડીઓ તૂટેલી છે. કોઈ વાર પુરોહિતોની મશ્કરી પણ કરી છે. એક જગ્યાએ પુરોહિતોનાં ટોળાંને આગલા કૂતરાની પૂછડી પકડીને પાછળ પાછળ ચાલતા, ને 'ૐ આપણે ખાઈએ, ૐ આપણે પીએ, ૐ આપણે ખાઈએ,'ૐ આપણે પીએ' મંત્રો રટતા શ્વાનમંડળ સાથે સરખાવેલ છે.

પણ સામાન્ય રીતે ઉપનિષદોએ સમાધાનકારી વલણ લીધું છે. યજ્ઞો કરો, પણ તે તમને બહુ તો આ દુનિયાનું સુખ આપશે. શાશ્વત સુખ માટે એ કામના નથી.

# પ્રકરણ : ૭

જે ઝાડ જીવતુ છે તેની ડાળીઓ કાપી નાખવામાં આવે તો પણ તે મરતુ નથી. ઊલટું, તરત જ નવા પાંદડા ને ડાળીઓ કાઢે છે. જે જમાનાની આપણે વાત કરીએ છીએ તે સમયે આર્યોની સંસ્કૃતિ જીવતી હતી એટલે વાદળાઓનો ગઢ ચીરીને પણ પ્રકાશ આવતો.

ઉપનિષદકાળના ઋષિઓને, તે વખતના સમાજને યજ્ઞોનું જે મહત્ત્વ લાગતુ હતુ તેટલું નહોતુ લાગતુ, પણ સામાન્ય જનસમાજ તો એ વખતે પણ યજ્ઞના ચક્રાવામાં જ હતો. આ ચક્રાવામાંથી સમાજને બહાર લાવનાર મહાપુરુષ હતા ભગવાન બુદ્ધ.

બુદ્ધ માત્ર વિચાર કરીને બેસી રહેનાર નહોતા. તેમનુ અંતઃકરણ લોકોનો તરફડાટ ને ક્લેશ જોઈને કકળતુ હતુ. એટલે, તે તો જીવનભર પોતાની માન્યતાઓ લોકોને ગળે ઉતરાવવા ફરતા રહ્યા. પોતાને તો ચિત્તશાંતિ મળી હતી. કશું મેળવવાપણુ નહોતુ રહ્યું, પણ બીજા લોકો જે 'વમળમાં ડૂબી મરતા' હતા તેમને હાથ આપવાનુ કામ તો હતુ. એટલે મૃત્યુની છેલ્લી ક્ષણ સુધી એમણે ડૂબતા માણસોને મદદ કરી બહાર લાવવાનુ કામ ન છોડ્યુ. બુદ્ધ, ઉપનિષદકાળના ઋષિઓની જેમ માત્ર તર્કશુદ્ધ ખોજ કરનારા જ નથી; તે મૈત્રી, કરુણા ને પ્રીતિથી ઊભરાતા કર્મયોગી છે.

ભગવાન તથાગતના મૃત્યુના પગલા સંભળાઈ રહ્યા છે. હવે એક ડગલું પણ આગળ ભરાય તેમ નથી એમ જાણી, ભગવાને આનંદ

પાસે આમાના વનમા બે શાલવૃક્ષો વચ્ચે પોતાની પથારી કરાવી છે કોઈને કાઈ ? કા હોય, પૂછવાનુ હોય, તો પૂછી લેવાનુ કહી રડતા આનદને મીઠો ટપકો આપી કેવળ અન્તર્મુખ થવાની તૈયારી કરી છે એ વખતે, ભગવાન પરિનિર્વાણ પામે છે એ જાણી પાસેના ગામનો એક બ્રાહ્મણ–સુભદ્ર, દોડતો આવીને આનંદને કહે છે

'ભગવાન પરિનિર્વાણ પામે છે ભગવાન તથાગત જેવા ગુરુ મળવા મુશ્કેલ છે હુ એમની પાસે થોડી શકાઓનુ સમાધાન મેળવવા આવ્યો છુ '

'સુભદ્ર, ભગવાન ખૂબ થાકી ગયા છે એથી એમને ત્રાસ આપવો યોગ્ય નથી '

બુદ્ધે આ સાભળ્યુ એણે કહ્યુ 'આનદ, સુભદ્ર જિજ્ઞાસુ છે એને આવવા દે તથાગતનો જન્મ જ આ માટે છે '

આ કરુણાએ અને સસારના દુ ખથી વ્યાકુળ થયેલા સામાન્ય જનો માટેની મૈત્રીએ બુદ્ધને, ને એમના ઉપદેશોને વ્યાપક બનાવ્યા છે વિશુદ્ધ દર્શન ની સાથે વિશુદ્ધ કરુણાનો આવો મેળાપ, જગતના નાના ઇતિહાસમા બીજો નથી ઈશુ કરુણાનો અવતાર છે, પણ એનો ઉપદેશ તે તત્ત્વજ્ઞાનીનો ઉપદેશ નથી પ્રજ્ઞા પર રચાયેલા બુદ્ધના માર્ગ સાથે એની કશી સરખામણી થઈ શકે નહિ સૉક્રેટિસ તત્ત્વજ્ઞ છે બુદ્ધની જેમ જ તર્કશુદ્ધ ને વિવેકયુક્ત માર્ગ ખોળવાનો એનો પ્રયત્ન છે, પણ એની વાણીમા બીજાને ઘાયલ કરવાની કળા છે સૉક્રેટિસ શસ્ત્રક્રિયા કરે છે, બુદ્ધ કરે છે મલમપટ્ટા

× × ×

બુદ્ધનો જન્મ ઈસવીસન પૂર્વે ૫૬૩મા શાક્ય ગણરાજ્યના એક આગેવાન શુદ્ધોદનને ત્યા થયો હતો સિદ્ધાર્થ એમનુ નામ હતુ

એના જન્મ સમયે, તે કાળના રિવાજ મુજબ જન્મકુંડલી મૂકાયેલી, ને તેમાં આવેલું કે કાં તો આ બાળક ચક્રવર્તી થશે ને કાં સાધુ.

આને લીધે એના પિતાએ, એ સાધુ ન થાય તે ખાતર એને મોટેભાગે મહેલમાં રહે તેવી જ ગોઠવણ કરેલી. શિયાળો, ઉનાળો, ચોમાસું—દરેક ઋતુ માટે જુદા જુદા આવાસો હતા. યશોધરા નામની કન્યા સાથે એમનાં લગ્ન થયેલાં.

કવિ કહે છે કે એક દિવસ બહાર નીકળતાં એક વાંકો વળી ગયેલો, ચામડી લબડી પડી છે તેવો, અશક્ત વૃદ્ધ તેમની નજરે પડ્યો.

સિદ્ધાર્થે સારથિને કહ્યું: 'આ શું છે?'

સારથિ કહે: 'આ વૃદ્ધાવસ્થા, કુમાર.'

'હું પણ વૃદ્ધ થઈશ?'

'હા કુમાર, આપણે સૌ વૃદ્ધ થવાના.'

બીજી વખત એક ફૂલી ગયેલું, માખીઓથી બણબણતું મડદું નજરે પડ્યું. સિદ્ધાર્થે કહ્યું: 'આ શું?'

સારથિ કહે: 'મૃત્યુ, કુમાર.'

'મને પણ મૃત્યુ આવશે?'

'હા કુમાર, આપણે સૌ મરવાના.'

જરા, વ્યાધિ, અને મૃત્યુએ સિદ્ધાર્થને વિચાર કરતો કરી મૂકેલો. પિતા, જે મહેલની દીવાલો ને ગીતનૃત્ય ને વાદ્યના સમારંભોમાં તેને ઢાંકી રાખે છે, તેમાં પણ જરા, વ્યાધિ ને મૃત્યુ તો પ્રવેશી શકે તેમ છે જ. તો પછી શો અર્થ છે આ બધી ભોગસામગ્રી ને આનંદ ઉત્સવનો?

> कोनु हासो, किमानन्दो निच्च पज्जलिते सति ।
> अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ ॥

ચારે બાજુ દવ સળગી ગયો હોય તે વખતે તેમાથી બચવાના ઉપાય શોધવાને બદલે આ ક્ષણભંગુર આનંદ ને હાસ્યમા વખત કેમ ગળાય? ડાહ્યો માણસ જે આવવાનુ છે તે અગાઉથી જોઈ તેનો ઉપાય તૈયાર રાખે છે.

મહાપુરુષાના અંતઃકરણો વીણાના તાર જેવા હોય છે સહજ આઘાતે તે જાગી ઊઠે છે સિદ્ધાર્થનું અન્તઃકરણ જાગી ઊઠ્યુ, 'આનો માર્ગ શોધવો જોઈએ' એવામા ખબર આવ્યા કે યશોધરાએ પુત્રને જન્મ આપ્યો છે એ બોલી ઊઠ્યો 'એક નવુ બંધન આવ્યુ'. થોડુ થશે તો બંધનો વધતા જશે ને એમા સપડાયેલ પોતે ને પોતાના, અન્ય સૌની જેમ તરફડશે પુનર્જન્મ થયો તે જ રાત્રે સિદ્ધાર્થે આ દુઃખનો ઉપાય શોધવા માટે ઘર છોડ્યુ વિશ્વાસે સૂતેલા યશોધરા, ને નવા જ અવતરેલા બાળકને છોડતા દુઃખ થતુ હતું, પણ તેમનુ પોતાનું ને તેમના જેવા સૌનુ કલ્યાણ, આ દુઃખોનો ઉપાય શોધવામા જ હતું જવાનુ કારણ ઘરસંસાર પ્રત્યેનો અણગમો ન હતો, પણ કરુણા હતી

આવો મૈત્રી ને કરુણાપૂર્ણ ગૃહત્યાગ કરી સિદ્ધાર્થ ચાલી નીકળ્યો પોતાના અલંકારો ને વસ્ત્ર આપી દીધા, ને સાધુના કપડા પહેરી, ભિક્ષાપાત્ર લઈ વિશ્વના વિશાળ રાજમાર્ગ પર સત્યની ખોજ માટેની યાત્રા શરૂ કરી આ યાત્રામા પહેલો નિશ્ચય હતો વાસ્તવિક, નક્કર અને તર્કશુદ્ધ સત્યને જ સ્વીકારવાનો પછી ભલે ને તે સત્ય અણગમતુ હોય કે કઠોર હોય

પહેલે જ દિવસે વિવિધ ઘરેથી ભિક્ષા લાવીને નીકાઠે ગયા બુદ્ધ કહે છે 'વિવિધ ઘરેથી માગી લાવેલ એ ભિક્ષા જોઈને મને ઊબકા આવવા લાગ્યા. કેમે કર્યું ગળા નીચે ઊતરે જ નહિ મે મનને કહ્યુ 'અરે જીવ, તને કોઈએ જબરદસ્તીથી તો સંન્યાસ નથી

લેવાયો ? સિદ્ધાર્થ, છોડી દે આ નગરાઈ સુગંધી ભાનમાં અને હીન લોકોએ આપેલા આ અન્નમાં તને ભેદભાવ ન લાગવો જોઈએ તો જ તારી પ્રવ્રજ્યા સફળ થશે ' સત્યની ખોજ સહેલી ન હતી.

બુદ્ધ જ્યારે સત્યની ખોજ માટે નીકળ્યા ત્યારે જીવનના પ્રશ્નો વિષે જુનામાં જૂના જુદા જુદા સંપ્રદાયો હતા પણ એમાં મુખ્ય તો યજ્ઞયાગ કરનારા ને તપ કરવાવાળા એ જ હતા જેમ યજ્ઞ દ્વારા સુખ મળે એમ માનનારો એક વર્ગ હતો, તેમ જ દેહદમન કરવાથી આત્યંતિક સુખ મળે તેમ માનનારો પણ એક વર્ગ હતો તેઓમાંના ઘણા, મહિનાઓ સુધી એક પગે ઊભા રહેતા કોઈ સૂળીની પથારી કરી સૂતા, તો કોઈ ઉનાળાના ધોમ તડકામાં પંચાગ્નિ વચ્ચે ને શિયાળાની ટાઢમાં નદીના પાણીમાં બેસતા આમ કરવાથી વિવિધ સિદ્ધિઓ મળતી ને છેટે મોક્ષ મળતો એમ મનાતું યોગમાર્ગીઓ પણ હતા, જેઓ પ્રાણાયામ વગેરે દ્વારા મોક્ષ મળે તેમ માનતા

બુદ્ધને તો પોતાની શંકાનું સમાધાન જોઈતું હતું એટલે એમને તો જ્યાંથી આ મળે ત્યાં જવામાં હરકત નહોતી એ તો એક પછી એક સૌની પાસે ગયા યજ્ઞમાં પશુ હોમવાથી મોક્ષ મળે તે કલ્પના તો એમના કરુણાપૂર્ણ અંતઃકરણને ઘડીભર પણ ગળે ઊતરે તેમ ન હતું યોગ સાધનારા જુદા જુદા સાધકો પાસે રહી તેમની પાસે જેટલું હતું તે મેળવ્યું, પણ તેથી કાંઈ સંતોષ ન થયો સમાધિ આવે ત્યાં સુધી એક પ્રકારનો આનંદ કે શાન્તિનો અનુભવ થાય, પણ સમાધિ ઊતરે એટલે પાછા હતા તેના તે. એટલે એ માર્ગનો થોડો ખપ ભલે હોય, પણ તેની પાસે આ દુઃખ છેદવાનો ખુલાસો ન હતો દેહદંડવાળાની પાસે ગયા ને અનેક પ્રકારના તપો કર્યાં બુદ્ધે પોતે જ એનું વર્ણન કર્યું છે 'સાધુઓ કૈંક દિવસોના દિવસો સુધી એક આસને લાકડાની જેમ બેસી રહેતો કલાકોના કલાકો સુધી શ્વાસોચ્છ્વાસ રોકી ધ્યાનસ્થ રહેતો આખા દિવસમાં એક જ વાર

મગનો એક દાણો લઈને રહેતો. અઘોરીઓ કરે છે તેમ મારો પોતાનો જ પેશાબ પીતો. મારું માથું સુકાયેલી તૂંબડી જેવું થઈ ગયું, મારી આંખો ઊંડા કૂવા જેવી થઈ ગઈ, મારી પાંસળીઓ ગણી શકાતી, ને મારા પેટમાં હાથ નાખીએ તો કરોડ પાસે જાય તેમ હતું. આવી ઉગ્ર તપશ્ચર્યા મેં કરી, છતાં મને ચિત્તશાંતિનો લાભ ન થયો. ત્યારે મને થયું કે આવું તપ કોઈએ કર્યાનું મેં જોયું નથી.'

આવું ઘોર તપ કરતા હતા ત્યારે કહે છે કે ત્યાંથી કેટલીક કન્યાઓ વીણા વગાડતી વગાડતી નીકળી. તે કન્યાઓ ગાતી હતી કે 'હે ગાયક, તું તારી વીણાના તાર બહુ અક્કડ પણ ન રાખીશ તેમ જ બહુ ઢીલા પણ ન રાખીશ. જો અક્કડ રાખીશ તો તાર તૂટી જશે ને ઢીલા રાખીશ તો પણ વાગશે નહિ.'

આ ગાન સાંભળીને સિદ્ધાર્થને થયું કે એણે એની વીણાના તાર બહુ અક્કડ કરી નાખ્યા હતા, ને તેથી વીણા તૂટી જવાની અણી પર હતી. એને બાળપણમાં એક વાર પિતાના ખેતરમાં જાંબુડાના ઝાડ નીચે જે સમાધિ-લાભ થયેલો તે યાદ આવ્યો. તે કાળે તો વગર તપે એ સુખ મળ્યુ હતું, તો આજે કેમ એ જ રીતે ન મળે?

એણે ધીમે ધીમે અન્ન લેવા માંડયું. એનું તપ જોઈને આકર્ષાયેલા પાંચ જણા એને ખાવાનું લેતો જોઈ 'આ સિદ્ધાર્થ હવે ભ્રષ્ટ થયો' એમ માની એને છોડીને ચાલતા થયા. પણ સિદ્ધાર્થને માન જોઈતું ન હતું. એક દહાડો સુજાતા નામની એક યુવતીએ આપેલ ખીર લઈને ફરતા ફરતા, ઉરુવેલા નામના વનમાં એક પીપળાના ઝાડ નીચે આવી ચડયા. વૈશાખી પુનમની રાત હતી. સિદ્ધાર્થના મનમાં તે જ રાત્રે બોધિજ્ઞાનનું સ્ફુરણ થયું—સિદ્ધાર્થ બુદ્ધ થયા.

શાંત ને નિર્વિકાર ચિત્તે એમણે જે બોધિજ્ઞાન અનુભવ્યું તે ટૂંકમાં આ હતું:

સંસારમાં દુ:ખ છે. દુ:ખનું કારણ છે. દુ:ખનો ઉપાય છે, ને તે ઉપાય હાથવગો છે.

સંસારમાં નીચેનાં દુ:ખો અનિવાર્ય છે. જન્મ, જરા, વ્યાધિ ને મૃત્યુ. જન્મ થવો તે આપણા હાથની વાત નથી. જરા વહેલી કે મોડી આવે છે. વ્યાધિ, વ્યક્તિ ગમે તેટલી જાગ્રતિ રાખે તો પણ કોઈને કોઈ સમયે ચોંટે છે ને મૃત્યુ, તો મહાન ને છેવટનું સત્ય છે. આ ચારે દુ:ખોને બને ત્યાં સુધી ઓછાં કરવાં. તેમ છતાં પણ આવે ત્યારે શાંતિપૂર્વક સહી લેવાં. પણ આ દુ:ખો ઉપરાંતનાં જે દુ:ખો છે, તે તૃષ્ણાથી, રાગથી ઊભાં કરેલાં છે ને તેની જ સંખ્યા મોટી છે. આમાંથી માણસ સંપૂર્ણપણે છૂટી શકે છે. આને માટે દેવોની કૃપાની જરૂર નથી. પુરોહિતોના મંત્રોની જરૂર નથી, યજ્ઞમાં પશુઓ વધેરવાની જરૂર નથી. જરૂર છે સમ્યક્ (સમતોલ–વિચારપૂર્વકની–સપ્રમાણ) દૃષ્ટિ, સમ્યક્–સંકલ્પ, સમ્યક્–વાણી, સમ્યક્–કર્મ, સમ્યક્–આજીવ (આજીવિકા), સમ્યક્–વ્યાયામ, સમ્યક્–સ્મૃતિ, સમ્યક્–સમાધિ. આમાં આજીવ એટલે ધંધો પણ બુદ્ધે સત્કર્મના પગથિયા તરીકે મૂક્યો છે. આજીવિકા જો અયોગ્ય રસ્તે મેળવતો હોય તો એને માટે દુ:ખ પણ અવશ્ય છે જ. એટલે બુદ્ધે પોતાના અનુયાયીઓને કતલનો, ઝેર વેચવાનો, કસાઈનો, ગુલામોનો વેપાર કરવાનો, વગેરે ધંધામાં ન પડવાનું કહ્યું હતું. તેમ જ બુદ્ધે કહ્યું કે 'આ માર્ગ જે અસંત દેહદમન કરે છે, અથવા તો જે કામોપભોગમાં રત રહે છે તેને માટે શક્ય નથી.' બુદ્ધને મન બે બાજુના છેડા ત્યાજ્ય છે. તેથી તેમનો માર્ગ મધ્યમપ્રતિપદા, એટલે મધ્યમમાર્ગ કહેવાય છે.

બુદ્ધે જે બીજી વસ્તુ કહી તે એ, કે આ માર્ગ સહુને માટે ઉઘાડો હતો. જે કોઈ સંસારનાં દુ:ખોથી ત્રાસેલો હોય, વ્યાકુળ હોય, જે પુરુષાર્થી હોય, તે સૌને માટે દરવાજા ખુલ્લા કરી દીધા છે. ને

સહુ કોઈ આ વાત સમજી શકે, ને દુઃખમાંથી બચે તે માટે એમણે પોતાના ઉપદેશો તે વખતની લોકભાષામાં( પાલિમાં )જ આપવાનું નક્કી કર્યું. એમના શિષ્યોમાં કેટલાક વિદ્વાન બ્રાહ્મણ શિષ્યો પણ હતા. તેમણે બુદ્ધને એક વાર એમના ઉપદેશો સંસ્કૃત ભાષામાં ઉતારી ગ્રંથસ્થ કરવા તૈયારી બતાવી, ત્યારે બુદ્ધે કહેલું: ‘ સાધુઓ, એવો પ્રયત્ન ન કરતા. મારો ઉપદેશ દરેકને પોતાની ભાષામાં પહોંચાડજો. હવે આ ઉપદેશને તે કાળના વિચારોની જોડાજોડ મૂકી જોઈએ, તો તે કેવો પાયાનો ફેરફાર કરનારો હતો તે દેખાઈ આવશે.

| પુરોહિતો ને બીજાઓ કહેતા | બુદ્ધ કહેતા |
|---|---|
| ૧. યજ્ઞ દ્વારા ઇચ્છિત વસ્તુઓ મળે છે. | ૧. યજ્ઞો નિરર્થક છે. એમાં થતી હિંસા પાપમય છે. |
| ૨. વેદો અપૌરુષેય ને સંપૂર્ણ છે. | ૨. વેદો સંપૂર્ણ કે અપૌરુષેય નથી. તેથી એનો આધાર એમ ને એમ સ્વીકારી લેવો યોગ્ય નથી. |
| ૩. પુરોહિતોની સંસ્થા જરૂરી છે. | ૩. જ્ઞાનની પ્રાપ્તિ દરેકે જાતે જ કરવાની છે. એમાં દલાલો કે પ્રતિનિધિથી કશું થઈ શકે નહિ. |
| ૪. જાતિભેદ આવશ્યક છે. | ૪. જાતિભેદ કૃત્રિમ છે. ને સત્યજ્ઞાનની ખોજમાં એને મુદ્દલે સ્થાન નથી. |
| ૫. સંસ્કૃત ભાષામાં જ શાસ્ત્રો હોવાં જોઈએ. | ૫. જે ભાષા લોકો સમજતા ન હોય તેમાં જ્ઞાનને લપેટી રાખવાથી એ ભાષા જાણનારાની, |

| | |
|---|---|
| | નહિ જાણનારા પર માનસિક હકુમત ચાલે છે. એટલે, જ્ઞાન હમેશા ઉઘાડુ ને સુલભ હોવું જોઈએ. તો જ સૌ જીવો એમાથી માર્ગ ગોતી શકે. આ દૃષ્ટિએ, લોકો બોલતા હોય તે ભાષામા જ જ્ઞાનના ઉપદેશનો સંગ્રહ થવો જોઈએ. |
| ૬. દૈવ ને ઈશ્વરની કૃપાથી માણસ આગળ વધે છે. | ૬. માણસ પોતાના જાગ્રત પુરુષાર્થ વડે જ આગળ કે પાછળ જાય છે ઈશ્વર છે કે નહિ, તે આપણે કાંઈ જાણતા નથી. |

આટલા ઉપરથી જ સમજી શકાશે કે તે કાળે બુદ્ધના ઉપદેશે ઉત્તરાપથમા કેવો ખળભળાટ મચાવી દીધો હશે. અનેક જાતના વિધિવિધાનો, કલ્પના પર રચાયેલા ઉપદેશો, ને સૂત્રોથી અકળાયેલો જનસમાજ આ વાત સાંભળી, અંધારકોટડીમા પૂરાયેલો માણસ ખુલ્લા ચોગાનમા આવતા જેવો આનંદિત થાય, તેવો આનંદિત થયો હશે. પણ જેમની આજીવિકા જ આ યજ્ઞયાગાદિ પર ચાલતી હોય, તેમને તો આ ઉપદેશ કડવા ઘૂંટડા જેવો લાગ્યો હશે, તે પણ આપણે કલ્પી શકીએ છીએ. એક જ ઝટકે બુદ્ધે એમની સમગ્ર ઇમારત તોડી પાડી હતી. ઍટમબૉમ્બના ધડાકાથી તે ધડાકો ઘણો મોટો હતો

ગંગાયમુનાના મેદાનમા વસેલો લોકમાનસમાં સમાજ શ્રદ્ધાના જોર પર નભતો હતો. પ્રચલિત જ્ઞાન વિષે શંકા ઉઠાવવાનું બંધ થયું હતું. તેમ જ માણસ, દૈવ, ઈશ્વર, શાસ્ત્ર ને પુરોહિતોના હાથમા સપડાયેલું એક રમકડું હતો. એ પોતે કંઈ કરી શકે એવી માન્યતા

પ્રચલિત નહોતી ને આને પરિણામે તે વિધિનુ પૂતળુ મનાતો માણસ જ્યારે વિવેક ને આત્મશ્રદ્ધાનો દોર ચૂકી અંધશ્રદ્ધા ને દૈવ પર આવે છે, ત્યારે એ ક્યાં જઈને અટકશે તે કહેવાતુ નથી એ જ માણસની સૌથી ભયાનક ગુલામી છે બુદ્ધે આ ગુલામી પર પ્રહાર કરી માનવીને મુક્તિનો માર્ગ ચીંધ્યો એણે કહ્યુ 'જગતમા દરેક વસ્તુને કારણ છે, તેમ આ દુખોનુ પણ કારણ છે એ કારણ શોધવુ તે મારી જેમ જ તમારે માટે પણ શક્ય છે '

માણસ જેવુ વિચારે છે તેવુ તે આચરે છે ને જેવુ તે આચરે છે તેવુ તેને મળે છે આ બુદ્ધનો સાર સારો ઉપદેશ છે એ કહે છે 'મારુ કર્મ એ મારી મિલકત છે મારુ કર્મ એ મને તારનારુ બીજુ છે મારુ કર્મ એ મારી જાતિ છે ને મારુ કર્મ એ મારુ શરણુ છે ને આ કર્મની શુદ્ધિનો આધાર સમ્યક્દૃષ્ટિ ને સમ્યક્ સંકલ્પ છે

ઇતિહાસમા પહેલી જ વાર માણસને પોતાના વિવેક, ને પોતાના કર્મ પર નિર્ભર રહેવાનું કહી, બીજી સધી જ બેડીઓમાથી સધાને યત્નપૂર્વક સદ્ભાવનની ભાવનાથી મુક્ત કરનાર બુદ્ધ પહેલા મહાપુરુષ છે બુદ્ધિથી જે ન સમજાવી શકાય, તર્કથી જેનો ખુલાસો ન મળે, તે વિશે એ કશુ કહેતા નથી ને એમના મતે, સંસારમા જે દુખોથી મુખ્યત્વે આપણે પીડાઈએ છીએ, તેમાથી નીકળવાપૂરતી બુદ્ધિ કુદરતે આપણને આપેલી છે જ. જે બુદ્ધિ ને તર્કની પેલી પારનો પ્રદેશ છે તેમા ડોકિયુ કરવાની તેમા વખત ગાળવાની તેમને નવરાશ પણ નથી એમના એક શિષ્યે એક દહાડો પૂછ્યુ 'ભગવન્, આત્મા છે કે નહિ? પુનર્જન્મ છે કે નહિ? તે વિશે લોકો જુદુ જુદુ કહે છે આપનો શો મત છે?'

બુદ્ધે કશો જવાબ ન આપ્યો, એટલે શિષ્યે ફરી પૂછ્યુ. બુદ્ધ શાંત રહ્યા, એટલે શિષ્ય કહે 'આપ જો આનો સંતોષકારક ખુલાસો

નહિ આપો તો હું આપનો શિષ્ય રહીશ નહિ.' ત્યારે બુદ્ધ હસીને કહ્યું; 'ભાઈ તેં જ્યારે દીક્ષા લીધી, ત્યારે મેં એમ કહ્યું હતું કે તું પૂછે છે એ પ્રશ્નોના ઉત્તરો હું તને આપીશ?'

'ના ભગવન્.'

'મેં તને કહ્યું હતું કે સંસારમાં દુઃખ છે, તેનું કારણ છે. તેનો નિરોધ થઈ શકે છે. તે હું તને બતાવીશ'

'હા ભગવન્.'

'તો માલુંક્યપુત્ર, આવા પ્રશ્નો શા સારુ પૂછે છે?' પછી બીજા બેઠેલા સાધુઓ તરફ જોઈને કહે: 'એક કઠિયારો હતો. તે એક દિવસ જંગલમાં લાકડાં કાપવા માટે ગયો. લાકડાં કાપતો હતો ત્યાં કોઈએ ઝેરી બાણ એના પડખામાં પેસી ગયું. એની બૂમો સાંભળીને આજુબાજુના બીજા કઠિયારા દોડી આવ્યા. ઘેર લઈ જઈ વૈદ્યને તેડી લાવ્યા. હવે વૈદ્ય બાણ કાઢવા જાય ત્યારે પેલો કઠિયારો જો એમ કહે કે ઊભા રહો, આ બાણ કાઢતાં પહેલાં એક વાર મને કહો, કે આ બાણ કોણે માર્યું છે? આ મારનાર સ્ત્રી છે કે પુરુષ? બ્રાહ્મણ છે કે શૂદ્ર? એ બાણ કયા જંગલના કયા વૃક્ષનું બનેલું છે? એનું ફળું કઈ ખાણમાંના લોઢાનું. કયા લુહારે બનાવેલું છે? એ ખુલાસો ન કરો ત્યાં સુધી આ બાણ કાઢવા દેનાર નથી. તો કઠિયારાનું શું થાત?'

'ભગવન્, કઠિયારો મરી જાત.'

'તેમ હે સાધુઓ, જે શિષ્ય આવી બધી વસ્તુઓ જાણવા બધા પ્રશ્નોના ઉત્તરના જવાબો મેળવવા ઇચ્છે છે, તે દુઃખ સહતાં પહેલાં જ મરણ પામે છે.'

બુદ્ધને લોકોનું દુઃખ પહેલા મટે તેની પડી છે. દુઃખનો નિરોધ

થયા પછી શાંત, નિર્વિકાર ચિત્તે જે છેવટના સત્યનો અનુભવ થવા નો હશે તે થશે ને તે છેવટનું સત્ય–ઈશ્વર કે આત્મા કે પરમાત્મા, આપણી સમજથી બહાર છે કે અનુભવાય તેમ છે કે નહિ તેની શી ખબર? તે વિષે તો મતમતાંતરો ચાલ્યા જ કરવાના પણ તેની પાછળ પડી, જે સમજના પ્રદેશમાં છે, તે જેની અસ્પષ્ટ સમજ ને ભૂલભરેલી દૃષ્ટિથી દુઃખ ઊપજે છે તે તો એકવાર મટાડો? તે પછી વખત રહે તેમાં બીજા પ્રશ્નો વિષે વિચાર કરજો

કેવળ વિવેકયુક્ત કઠોર, આઘાતજનક સત્ય કારણ કે બુદ્ધ નીકળ્યા ત્યારે સત્યને જ ખોળવાની પ્રતિજ્ઞા લીધી છે એને પ્રિય અસત્ય નથી જોઈતું, અપ્રિય પણ સત્ય જોઈએ છે એટલે જ, કિસા ગૌતમી જ્યારે પોતાના એકનાએક પુત્રના અવસાનથી અર્ધપાગલ બની એમની પાસે દીકરાને જીવતો કરવાની માગણી લઈને આવે છે, ત્યારે એ એની જોડે દીકરો સ્વર્ગમાં ગયો છે સુખી છે, એવી વાતો કરતા નથી પુનર્જન્મની ચર્ચામાં પણ પડતા નથી, કે મંત્રતંત્રનો માર્ગ અપનાવતા નથી કારણ કે તેની કોઈ સાબિતી નથી ને સાબિતી સિવાયની વાત પણ ન ઉચ્ચારવાનું એમનું વ્રત છે એટલે એ તો એને કહે છે 'મારી બેન એને જીવતો તો કરાય, પણ તું એક મૂઠી રાઈ લઈ આવ જોઈએ?' 'રાઈ જ લાવવાની છે ને ભગવાન, હમણાં જ લાવું' 'હા મૂઠી રાઈ જ જોઈએ પણ જોજે હો જેને ત્યાં મરણ ન થયું હોય તેવાને ત્યાંથી લાવજે

પુત્રશોકે વિહ્વળ બાઈ બુદ્ધના વચનનો ખરો અર્થ સમજ્યા વગર ગામમાં ઉતાવળે રાઈ લેવા જાય છે મનમાં છે કે 'હમણાં મારો દીકરો બેઠો થશે' પહેલે જ ઘેરથી રાઈ દે છે હાથમાં લેવા જ બુદ્ધની શરત યાદ આવતા કહે છે 'તમારે ત્યાં કોઈનું મરણ તો નથી થયું ને?'

'બહેન, હમણાં જ મારા જુવાન દિયેર ગુજરી ગયા છે હજી મહિનો પણ પૂરો થયો નથી વીશ વરસની ભરજુવાની હતી'

'તો તો આ રાઈ ન ચાલે', કહી એ બીજે ઘેર લેવા ગઈ ત્યા ઘરનો માલિક ગુજરી ગયો હતો આમ સાજ સુધી ઘેર ઘેર ફરી, પણ એવુ કયુ ઘર હોય કે જ્યા મૃત્યુનો પડછાયો જ પડ્યો ન હોય? સાજ સુધીમા એને ખબર પડી ગઈ કે મૃત્યુ એ જીવનનો એક સ્વાભાવિક ક્રમ છે એને એકલીને જ ત્યા આ દુખ છે તેમ નથી સૌને ત્યા એ દુખ છે છતા પોતપોતાની ફરજ સહુ ઘેલા થયા સિવાય બજાવ્યા કરે છે ને કેટલાકના દુખ તો એના કરતા પણ વધારે છે આમ સૌના દુખ સાભળી તેનુ પોતાનુ દુખ હળવુ થઈ ગયુ! તે બુદ્ધ પાસે ગઈ ત્યારે તેને પોતાની મેળે જ જ્ઞાન થઈ ચૂક્યુ હતુ બુદ્ધના પગે પડી કહ્યુ 'ભગવાન, મને દીક્ષા આપો'

પણ આ કઠોર સત્યપ્રિયતાની સાથે કરુણાભીનો વિવેક ન ભળ્યો
૫ હોત તો બુદ્ધ ભગવાનનો મહેરો આટલો વ્યાપક ન બન્યો હોત એના પણ બે સુંદર કિસ્સા છે

બોધિજ્ઞાન પ્રાપ્ત થયા પછી થોડા વખતે ભગવાન કપિલવસ્તુ ગયેલા. એમના નિયમ મુજબ નગરમા ભિક્ષા લેવા માટે ઘરોઘર ફરવા નીકળ્યા, ત્યારે નગરની સ્ત્રીઓની આખો આસુથી છલકાતી હતી, ને નવવધૂઓ અધખીલ્યા કમાડમાથી સૌમ્ય, સયત, ભગવાનની મૂર્તિ જોતી હતી યશોધરાએ આ સાભળ્યુ ત્યારે એણે શુદ્ધોદનને કહેવરાવ્યુ કે 'આજે આર્યપુત્ર એમની જ નગરીમા ઘેર ઘેર ભિક્ષાપાત્ર લઈને ફરે છે' શુદ્ધોદન ખૂબ આગ્રહપૂર્વક ભગવાનને પોતાના નિવાસે ભિક્ષા લેવા તેડી ગયો ઘરના સૌને એકઠા કર્યા, ને ધર્મોપદેશ આપાવ્યો પણ ભગવાને જોયુ તો યશોધરા એ બધામા ન હતી ભગવાનનો મયમનો અર્થ જડતા ન હતી જે નારીને પોતે એકાએક પ્રસૂતિગૃહમા જ, મહાન આદર્શ ખાતર તેના કશા દોષ વિના તજી હતી, તે આટલુ સ્વમાન–ગૌરવ, માગે તેમા નવાઈ ન હતી એણે યશોધરાને મળવા
૬ જવાનુ ઠરાવ્યુ સાથે સારિપુત્ર ને મોગલ્લાનને લીધા રસ્તામા જ કહ્યુ

'મારા સંઘમાં ભિક્ષુને માટે સ્ત્રીજનના સ્પર્શનો નિષેધ છે પણ આજે રાહુલમાતા કદાચ વ્યાકુળ બનીને મને વળગી પડે તો સ્તંભિત ન થઈ જતા.' પણ યશોધરા મહા બડભાગી હતી. આખરે તો બુદ્ધનું પડખું સેવ્યું હતું ને? એ વ્યાકુળ થઈ ગઈ પણ વ્યાકુળતામાં એ ન ભૂલી કે એનું સ્થાન હવે ક્યું હતું? ભગવાનના પગ પકડીને ચોધાર આંસુએ રડી પડી. સારિપુત્ર ને મોગલાને ભગવાનના સહવાસમાં ઘણાંય રમણીય દૃશ્યો જોયાં હશે પણ આવું કરુણ મંગલ દૃશ્ય જોયું નહિ હોય. ને વિશ્વે પણ બીજું જોયું છે ખરું?

બુદ્ધે યશોધરાને શાન્તિનો ઉપદેશ આપ્યો એ પાછા ફરતા હતા ત્યાં યશોધરાએ પોતાના પુત્ર રાહુલને બોલાવી કહ્યું 'જો પેલા જાય છે તે તારા પિતા છે તેની પાસે તું જા, ને દાયભાગ (વારસો) માગ' નારીની આ શ્રેષ્ઠ આકાંક્ષા તે અધૂરી કેમ રહે?

અબોધ મુગ્ધ બાળક કહેવા લાગ્યો 'મારી માતા કહે છે કે મારો દાયભાગ આપો.'

બુદ્ધે કશો જવાબ ન આપ્યો. રાહુલ આ પ્રમાણે માગતો માગતો પાછળ ચાલ્યો છેક ઉતારા સુધી ગયો એટલે બુદ્ધે સારિપુત્રને કહ્યું 'આને શ્રામણેર બનાવો' રાહુલના વાળ ઉતારી પ્રવ્રજ્યા અપાઈ ગઈ.

શુદ્ધોદને આ સાંભળ્યું ત્યારે ખૂબ દુઃખ અનુભવ્યું બીજે દિવસે જઈને કહે 'ભગવન્ એક માગણી કરવા આવ્યો છું તું ગયો તે ઠીક, પણ રાહુલને લઈ ગયો તેથી મારા જીવને બહુ ક્લેશ થયો છે હવે નાના બાળકોને એના માતાપિતાની રજા સિવાય તારા સંઘમાં દીક્ષા નહિ અપાય, એવું વચન આપ' બુદ્ધે કશી આનાકાની કે ચર્ચા કર્યા સિવાય કહ્યું 'ભલે તેમ થાઓ'

વિવેક ખરો પણ તલવારની ધાર જેવો નહિ દૂધની ધાર જેવો, પોષક અને મીઠો

કરુણા ને વિવેકના અવતારસમા ભગવાન તથાગત ગંગાયમુનાના હર્યાભર્યા મેદાનમાં ૪૫ વર્ષ સુધી ફર્યા. રાજાઓ, શ્રેષ્ઠીઓ, કુલપુત્રો, કુલસ્ત્રીઓ, બ્રાહ્મણો, શૂદ્ર—સૌને કશાયે ભેદભાવ વિના જ્ઞાન આપ્યું. કારણ કે એમણે સારનાથમાં પહેલો ઉપદેશ આપ્યો ત્યારે જ કહ્યું: 'આ જ્ઞાનના દરવાજા હું સૌને માટે ખુલ્લા મૂકું છું. જેમને સાંભળવું હોય તે સાંભળે'. એમના શિષ્યોમાં ચાંડાલકન્યા પણ હતી, ઉપાલિ જેવો હજામ પણ હતો, ને આનંદ જેવા રાજપુત્રો પણ હતા. એમના સંઘમાં સૌને સ્થાન હતું. સૌ સમાન હતા. કારણ કે સૌનું કાર્ય એકસરખું હતું—કરુણાનો વિવેકપૂર્વક વિસ્તાર કરવાનું.

એ વખતે બિહાર, ઓરિસ્સા, પશ્ચિમ બંગાળા, એ બધા ભાગોમાં આર્ય રાજ્યો હતાં, પણ વસ્તી તો મુખ્યત્વે અનાર્યોની જ હતી. આજે પણ એ ભાગમાં વસનારાનો મોટો ભાગ કાળા રંગનો છે. આ આદિવાસી સમુદાયને પુરોહિતોના યજ્ઞયાગ, ને મંત્રતંત્રની ચૂડમાંથી છોડાવ્યા પછી નવો માર્ગ ચીંધવાનો હતો. આ નવો માર્ગ ચીંધવા માટે બુદ્ધનો સંઘ હતો. ભવિષ્યમાં પણ સંઘ છેક સમરકંદ, બુખારા, તિબેટ અને ચીન સુધી પોતાના પુણ્યકાર્યોની સુગંધ ફેલાવવાનો હતો. બુદ્ધના સમયમાં જ આ આદિવાસી લોકો વચ્ચે જઈ તેમને ઊંચે લેવાનું કામ શરુ થઈ ચૂક્યુ હતું. આવા એક શિષ્ય પૂર્ણને આદિવાસીઓ વચ્ચે જવાની તૈયારી કરતો જોઈ બુદ્ધે પૂછ્યું:

'પૂર્ણ, મેં સાંભળ્યુ છે કે તુ સુનાપરન્ત દેશના લોકોની વચ્ચે જવાનો છે; પણ તે પ્રાંતના લોકો અતિ કઠોર છે, બહુ ક્રૂર છે. તે જ્યારે તને ગાળો દેશે, તારી નિંદા કરશે, ત્યારે તને કેવુ લાગશે?'

પૂર્ણ: 'તે વખતે હે ભગવન્, હુ માનીશ કે આ લોકો બહુ સારા છે, કારણ કે તેઓએ મારા ઉપર હાથથી પ્રહાર કર્યો નથી.'

બુદ્ધ: 'અને જો તેઓ તને મારશે તો?'

પૂર્ણ : 'મને તેઓએ પત્થર ન માર્યો, તેથી તે લોકો સારા જ છે, તેમ હું સમજીશ.'

બુદ્ધ : 'અને શસ્ત્રપ્રહાર કરશે તો ?'

પૂર્ણ : મને ઠાર માર્યો નહિ એ તેમની ભલાઈ છે, એમ સમજીશ.'

બુદ્ધ 'અને ઠાર મારશે તો ?'

પૂર્ણ . 'ભગવન્, કેટલાક ભિક્ષુઓ આ શરીરથી કંટાળી આત્મઘાત કરે છે. એવા શરીરનો જો આ સુનાપરન્ત પ્રદેશના વાસીઓએ નાશ કર્યો, તો તેમણે મારા ઉપર ઉપકાર કર્યો એમ હું માનીશ, અને તેથી તે લોકો બહુ જ સારા છે એમ સમજીશ.'

બુદ્ધ : 'સાબાશ, પૂર્ણ ! આવા પ્રકારના શમ-દમથી યુક્ત હોવાથી તું સુનાપરન્ત પ્રદેશમાં ધર્મોપદેશ કરવાને સમર્થ થઈશ.'

બુદ્ધે વારંવાર એક ઉપદેશ આપ્યો છે કે, 'વેરથી વેર શમતુ નથી, પણ ક્ષમાથી જ શમે છે.' આ ઉપદેશ જાણે પૂર્ણે એના આંતરમાં પૂરેપૂરો ઉતાર્યો હતો.

× × ×

બુદ્ધનો ઉપદેશ વ્યવહારમા સમગ્ર પુરોહિતવર્ગનો ઉચ્છેદ કરતો હતો. તે પોતે આ ઉપદેશ આપતા આપતા ૪૫ વર્ષ સુધી એક ગામથી બીજે ગામ પગે ચાલતા ફર્યા છતાં, એમના પર આ પુરોહિતવર્ગ તરફથી કે એમના ટેકેદારો તરફથી ન તો હુમલો થયો, ન તો બહિષ્કાર થયો, ને ન તો આ યુગમાં જેમ મહાત્મા ગાંધીનું ખૂન થયું, તેમ ખૂન થયુ. એ તો અરક્ષિત ને ઘણી વાર એકલા, સતત ૪૫ વર્ષ સુધી ફર્યા કર્યા. લોકોએ એમને શાન્તિપૂર્વક, આદરભાવપૂર્વક સાભળ્યા. એમની સભામા કોઈએ કોલાહલ કે ધાંધલ ન કર્યુ, ને એમણે પણ લોકોને સાવ સાફ ભાષામાં કહ્યુ કે 'હુ જે કાંઈ કહું તે પરંપરાથી સાંભળતા આવ્યા છો માટે ખરુ માનતા નહિ. અથવા

તો એ એમ જ હશે, એમ પણ ઉતાવળથી માની લેશો નહિ એ વસ્તુ આપણા ધર્મગ્રથમા છે, માટે પણ તેને ખરી માનશો નહિ તે વસ્તુ તમારી શ્રદ્ધાને અનુકૂળ છે, માટે પણ તેના પર વિશ્વાસ મૂકશો નહિ પણ તમારા પોતાના વિવેકને એ સાચુ લાગે, તો જ સ્વીકારજો '

૨૫૦૦ વર્ષ પહેના પોતાના અને અન્યના વિવેક પર આટલી મોટી શ્રદ્ધા ભગવાન તથાગતને હતી તે વાત આપણા અતરને એમના પ્રત્યેના આદરથી ભરી દે છે પણ તેવો આદર આપણને એ પુરો હિતવર્ગ ને પ્રજા માટે પણ થવો જોઈએ, કે જેમણે સત્ય એમની વિરુદ્ધ હોવા છતા કૂડ, કપટ, છળ ને બળ દ્વારા દબાવી દેવા પ્રયત્ન ન કર્યો, ને કેટલાક તો એમના શિષ્યો થયા ને ન ભળ્યા તેમણે પણ દબામણી કરતા હીનથી જ છૂટવા પ્રયત્ન કર્યો

ઉત્તરાપથની હવામા એ કાળે શો સારો હતી ને બુદ્ધ તેના મોટામા મોટા ને સવશ્રેષ્ઠ પ્રતિનિધિ બના કશા ભેદભાવ વિના સૌ સાથે સમાન કરુણા દર્શાવનાર આ મહાપુરુષને, એ વખતે અસખ્ય અનુયાયીઓ મળ્યા વૈભવ અને વિલાસના અતિભોગથી જેને કટાળો અને વૈરાગ્ય આવ્યો હતો તેવા યમ જેવા શ્રેષ્ઠીપુત્રો, અબાપાલિ જેવી લોકના અનાદરથી રોષ પામેલી ગણિકા, અનાથપિંડક જેવા જબરદસ્ત શ્રેષ્ઠી, સિંહ સેનાપતિ જેવા નિચ્છવીઓના લોકનના આગેવાન—સૌ એમના ઉપદેશનુ અમૃત લેવા આવતા

ભારતવર્ષમા એ વખતે વ્યાપાર ને કારીગરીને પરિણામે ધન ભરાતુ હતુ અનાથપિંડક જેવો શ્રેષ્ઠી જેતવનને સોનાના સિક્કાથી પાથરી દઈ શકતો હતો ચપા, કૌશામ્બી વૈશાલી, ઉજ્જયની, અને રાજગૃહ જેવા નગરોમા બ્રહ્મદેશ, જાવા ને ગાધારની લક્ષ્મી ઠલવાતી હતી પણ સાચી લક્ષ્મી તો તે, જે મદ ન ચડાવે ને ઘેનમા ભાન ન ભૂલાવે બુદ્ધ ભગવાને આ લક્ષ્મીના પજામા ફસવાની અણી પર

અંબાપાલિ ભિક્ષુણી થઈ ગઈ. થેરીગાથામાં એની રચેલી ગાથાઓ છે.

બુદ્ધે માત્ર વિચારની ક્રાંતિ નહોતી કરી, પણ એક સામાજિક ક્રાંતિનાં બારણાં ઉઘાડ્યાં હતાં.

બુદ્ધ સૌને સંન્યાસનો જ માર્ગ ચીંધતા. તેઓ એકમાર્ગી હતા એમ ઘણીવાર કહેવાય છે. સંપૂર્ણ દશા તો વીતરાગીની હતી જ, ને હિંદુધર્મ પણ છેવટનો આશ્રમ તો સંન્યસ્તાશ્રમનો જ કલ્પતો હતો. બુદ્ધ પણ સાધુ ને ઉપાસક એમ ભેદ ગણાતા જ. એમના સંઘમાં અનાથપિંડક ને વિશાખા જેવાં કેટલાંક ઉપાસક અને ઉપાસિકા હતાં. એમની પાસેથી સંન્યાસની અપેક્ષા બુદ્ધ નહોતા રાખતા. એમની પાસેથી તો બુદ્ધ, આજે જેને પંચ શિક્ષાપદો કહેવાય છે તેની જ અપેક્ષા રાખતા હતા. તેઓ ધીમે ધીમે ઉપર ચડનારા હતા. ને બુદ્ધનો સાધુસંઘ આવા ગૃહસ્થી ઉપાસક–ઉપાસિકા સમુદાય પર જ નભતો હતો. મનુષ્યપ્રકૃતિ એકદમ બદલાવી નાખવાનો બુદ્ધનો મનોરથ ન હતો. બુદ્ધ તો મનુષ્યના ધ્યેયે પહોંચવાનો માર્ગ બદલાવવા માગતા હતા. એ માર્ગે બધા એક જ ગતિએ ચાલે એમ તેમનું ધારવુ ન હતુ આ માર્ગ યજ્ઞમાં બલિ થયેલા પશુના લોહીમાંસથી ખરડાયેલો ન હતો. એમાં દોરવણી આપનાર સંબુદ્ધ બુદ્ધ હતા, સંઘ હતો, ને છેવટે તો એમણે અનુભવેલો ધમ્મ (ધર્મ) હતો. એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે કે બુદ્ધ ધર્મના પ્રસિદ્ધ ત્રણ વાક્યોમાં બુદ્ધને શરણે જાઉં છુ, પછી સંઘને શરણે જાઉં છુ, ને તે પછી ધર્મને શરણે જાઉં છુ, તેમ આવે છે. બુદ્ધ કઠોર, સત્ય વિવેચક છે, એટલે એ, વ્યક્તિને નમવાની ના નથી પાડતા, પણ વ્યક્તિ કરતાં સંઘ સમગ્રની વિવેચના ચડિયાતી છે, ને તે કરતાં ધર્મનું વિવેચન ને માર્ગદર્શન ચડે છે, એમ તેમણે રોજ રોજ રટવાનુ કહ્યું છે. અનુલ્લંઘનીય આજ્ઞા કોઈ વ્યક્તિ ને સંઘની ન હોય. તે આજ્ઞા તો મનુષ્યનાં શુદ્ધ અંતઃકરણ ને શુદ્ધ પ્રજ્ઞા જ આપી શકે. બુદ્ધ પોતે

પણ આમાં અપવાદ નથી. સારિપુત્રે એકવાર કહ્યું: 'ભગવન્, મારી એમ શ્રદ્ધા છે કે સંબોધિજ્ઞાન બાબતમાં ભગવાન જેવો બીજો કોઈ શ્રમણ થયો નથી, થવાનો નથી ને હાલમાં પણ છે નહિ.'

બુદ્ધ જવાબ આપ્યો: 'અલબત્ત, ભૂતકાળમાં થઈ ગયેલા બધા બુદ્ધોને તો તેં જાણ્યા જ છે ને?'

'ના, ભગવન્.'

'તો હવે થનાર બધા બુદ્ધોને તો તું જાણે છે ને?'

'ના, ભગવન્.'

'કંઈ નહિ; તો પણ, મને તો બરાબર જાણે છે ને?'

'ના ભગવન્, આપના ગંભીર સ્વભાવનો પણ મને પૂરો તાગ નથી.'

'તો પછી હે સારિપુત્ર, તું આવડી મોટી વાત વિના સંકોચે શી રીતે ઉચ્ચારી શકે છે?'

દર પૂનમે વિહારમાં બધા સાધુઓ એકઠા મળે, ને ત્યાં દરેક વારાફરતી સંઘ પાસે આવી એ માસ દરમિયાન થયેલી પોતાની ભૂલો વર્ણવે. પોતાના ધ્યાન બહાર કોઈ દોષ રહી જતા હોય તો સંઘને પણ પૂછે, તેવો રિવાજ હતો, ને છે એને ઉપોસથ કહે છે. બુદ્ધ પોતે પણ દર પૂનમે જ્યાં હોય ત્યાં, સૌની જેમ સાધુઓ સન્મુખ ઊભા રહેતા ને પૂછતા 'સાધુઓ, મારા કહેવામાં ને વર્તવામાં કોઈ દોષ તમારી નજર સામે આવ્યો છે ખરો? મારે મને કાંઈ કહેવા જેવું છે ખરું?'

આવા એક પ્રસંગે એક સાધુએ પૂછ્યું 'તથાગત બપોરે સૂવાની અનુમતિ આપે છે ખરા?' બુદ્ધે સરળતાથી મૃદુ હસીને કહ્યું 'ગ્રીષ્મ ઋતુના છેલ્લા મહિનામાં બપોરે ભિક્ષા લઈ આવીને જમ્યા પછી જમણે પડખે સહેજ નિદ્રા લઉં છું ખરો.'

કેવું અદ્‌ભુત દૃશ્ય હશે એ, જેમાં તથાગત સૌ નાનામોટા સાધુઓ પાસે ઊભા રહીને જાતને તપાસતા હશે!

એમણે પરિનિર્વાણ વખતે કહેલું 'આનંદ, અમુક વાતો જાહેર, ને અમુક વાત છાની, એવો ભેદ ગણ્યા વિના મેં મારો ધર્મ ઉપદેશ્યો છે. કારણ કે ધર્મની બાબતમાં તથાગત કશી ગુરુકૂચી પોતાની પાસે રાખતા નથી.' 'તમે આત્મદીપ બનો, તમે આત્મશરણ બનો.' આ એમનો છેવટ સુધીનો ઉપદેશ છે. એમનો ધર્મ એટલે માણસને આર્ય-અષ્ટાંગિક માર્ગે ચાલતાં, અંતઃકરણ શુદ્ધ કરતાં, આત્મપરીક્ષણ કરતાં જે સિદ્ધાંતોની પ્રાપ્તિ થાય તે એ જાતે જ કરવાનું છે. એ ને એમણે કોઈને શરણ ન જવાનું, પણ આત્મશરણ થવાનું કહ્યું. વ્યક્તિને મોક્ષ કે બંધન બને હાથમાં આપી—સ્વતંત્રતા આપીને કહ્યું 'તમારા સુખદુઃખનો નિર્માતા સ્વર્ગમાં બેઠો છે, તે ક્રિયાકાંડોથી રિઝાય છે કે ખિજાય છે, તે કલ્પના ખોટી છે. તમે જ તમારા સુખદુઃખના નિર્માતા છો. એટલું જ નહિ પણ આવા શુદ્ધ થવાને માટે પ્રયત્નશીલ પુરુષનું સ્થાન દેવો કરતાં પણ ચડિયાતું છે. બ્રહ્મા, ઈંદ્રાદિ દેવો હોય તો પણ તેઓ ભોગરત લોકો છે. તેમણે શુદ્ધદશા તો પ્રાપ્ત કરવાની છે જ. તેઓ પણ કર્મના કાયદાથી બંધાયેલા છે. ને જ્યારે કોઈ <u>ચમત્કાર જેવું</u> દેખાય ત્યારે પણ તેની પાછળ વ્યક્તિને સમાજના સમ્યક્ સુકૃત્યો જ હોય છે.'

વિશ્વમાં આથી ચડિયાતો ધર્મ ઊભો થવાનું હજુ બાકી છે.

× × ×

બધા જ મહાપુરુષોનું બન્યું છે તેમ બુદ્ધ ભગવાનનો ઉપદેશ પણ એ કાળના લોકો એની શક્તિ મુજબ જ સમજ્યા હશે. બુદ્ધના ઉપદેશમાં પડેલ આખરી સત્ય કરતાં એમના જીવન સાથે જોડાયેલ ચમત્કારિક ને અલૌકિક કથાનકોએ પાછળના લોકોને વધારે આકર્ષ્યા હશે. અથવા તો બુદ્ધ ભગવાનની વિચારણાનો સક્રિય આત્મનિરીક્ષણ

વાળો ભાગ સમજવો અઘરો પણ લાગ્યો હશે. તથાગતની તૃષ્ણાક્ષયની વાત લોકો મોટા પ્રમાણમાં ઝીલી શક્યા હોય કે નહિ, પણ એમની અનુકંપા, કરુણા, ને મૈત્રીની વૃત્તિએ તો એ કાળના અને એ પછીના લોકો પર અમર કરી જ દેખાય છે. બુદ્ધ ભગવાન પહેલા આર્યોમાં બ્રાહ્મણ સુદ્ધાં, માંસ ને મદ્યનું સેવન કરતા. ચારે વર્ણો છૂટથી એ લેતા. ઋષિઓ પણ એમાં અપવાદ નહોતા. મોટા યજ્ઞયાગોમાં મેંઢો બકરા, હરણ, ગાય, ઘોડા કપાતા. શ્રીકૃષ્ણે આ યજ્ઞાદિ ને તપાદિના પ્રકારો બદલવા માટે થોડુ ધ્યાન એવ્યુ હોય તેમ છાંદોગ્ય ઉપનિષદ પરથી દેખાય છે. પણ એની જાણવા જેવી અસર થઈ હોય તેમ દેખાતુ નથી. પણ બુદ્ધની વાણીએ સમગ્ર સમાજ પર અસર કરી. કૂટદંત બ્રાહ્મણે એમની પાસા યજ્ઞની વાત સાંભળી કહ્યુ: ' આજે હું સાતસો બળદ, સાતસો વાછરડાં, સાતસો વાછરડી, અને સાતસો મેંઢાને યજ્ઞસ્થળેથી છોડી મૂકુ છુ. હુ તેમને જીવિતદાન આપુ છું. તાજુ ઘાસ ખાઈ, ઠંડુ પાણી પી, શીતળ હવામા એ આનંદથી ફરે.'

કૂટદંતે ભગવાન પાસે કરેલો આ સંકલ્પ વસ્તુત સમાજવ્યાપી થઈ ગયો, ને હિંદુસ્તાનમાંથી યજ્ઞહિંસા સાવ નિર્મૂળ થઈ યજ્ઞો ઘસાઈ ભૂસાઈ ગયેલી અવસ્થામા રહ્યા છે, પણ તેમા બકરા વધેરાતા નથી. નાળિયેર કે કોળુ વધેરાય છે. આ કોળુ વધેરવા પણ ગામનો કોઈ સંસ્કારી માણસ તૈયાર થતો નથી એ માટે પણ હલકા વર્ણના વારરીને પગાણે લાવવો પડે છે. કારણ કે આખરે તો એ કોળુ કે નાળિયેર બકરાની જગ્યાએ જ છે ને ? આવો ઉગ્ર અણગમો છે યજ્ઞની પશુહિંસા સામે ને તે એક વ્યક્તિની અનવગત, એકધારી, કરુણાપૂર્ણ, જેહાદને પરિણામે.

યજ્ઞમાંથી પશુહિંસા આ પ્રકારે નાબૂદ થઈ પણ તે વેગ ત્યાં જ અટક્યો નહિ. મનુષ્ય વિચારશીલ ને સાહસપ્રિય પ્રાણી છે, એટલે વિચાર કરવાનું શરૂ થયા પછી એને રોકવાનુ મુશ્કે

પશુહિંસા નાબૂદ થતા વિચાર ઊઠ્યો કે જો આ હિંસા અધર્મ છે, તો ભોજન માટેની હિંસા અધર્મ ન ગણાય? અશોકે આ વિચારને વેગ આપી રાજમહેલના રસોડામાંથી પણ માંસાહાર બંધ કર્યો આજે હિંદુસ્તાનમાં વ્યાપક પણે વનસ્પતિજન્ય ખોરાક તરફ વલણ દેખીએ છીએ તેની મૂળધારા છે ભગવાન તથાગત બીજા કોઈ દેશમાં આટલા મોટા પ્રમાણમાં આવો પ્રચાર થયાનું નોંધાયું નથી કરુણા-પ્રેમ-અહિંસા જે સંસ્કારિતાના પાયાના ગુણો છે, તેનો વિસ્તાર પોતાના જીવન ને વિવેક જાગૃતિની સુગંધથી જ કરવાનો યશ, બીજા કોઈ કરતાં બૌદ્ધ ને જૈન સાધુસંઘને જ જાય છે મુસ્લિમ કે ખ્રિસ્તી ધર્મની જેમ એણે પોતાના પ્રચાર માટે અન્યના લોહીનું ટીપું ય રેડ્યું નથી કારણ કે એના સ્થાપકે જીવન કરુણાના પ્રવાહની જેમ વિતાવ્યું ૮૦ વર્ષની ઉમ્મર સુધી એમણે ગંગા યમુનાના મેદાનમાં પોતાની કરુણાની ગંગા વહેવડાવી સૌ કોઈ એને આરે આવીને પાપ ને તાપ અને શમાવી શકતા એણે તો પરબ માંડી હતી કોણ આવ્યું એ પ્રશ્ન નહોતો આવનારને તરસ હોય તે જ બસ હતું

એમના જીવનમાં જે બે ગુણો—કરુણા ને વિવેકનો અદ્‌ભુત સમન્વય થયો હતો તેની જ સ્પષ્ટ છબીસમું એમનું પરિનિર્વાણ છે

ભગવાનની અવસ્થા ૮૦ વર્ષની થઈ હતી પાવામાં ભગવાને ચુંદ લુહારને ત્યાં ભોજન લીધું હતું તે પછી તરત જ પેટમાં પીડા ઊપડી હતી તો પણ ભગવાન શાંતપણે એ જ સ્થિતિમાં પ્રવાસે ચાલ્યા એમનો વિચાર પાવાથી કુસીનારા જવાનો હતો પણ વાટમાં કકુત્થા નદી પાસે આવતા તો ખૂબ થાક લાગ્યો આગળ નહિ ચલાય તેમ લાગતા, ત્યાં જ સ્નાન કરી પાસેના આમ્રવાડિયામાં થોડી વાર સૂતા સૂતા સૂતા આનંદને કહે 'આનંદ, ભોજન કરાવ્યા બદલ ચુંદ લુહારને કોઈ માઠું કહે, તો એને ખોટું લાગવાનો સંભવ છે પણ તેને તું કહેજે કે સુજાતાની ખીર અને જેવી પોષક ને

મીઠી લાગી હતી, તેનું જ એને ત્યાનુ ભોજન લાગ્યુ છે તથાગત જે દિવસે પરિનિર્વાણ પામે છે તે દિવસે આપેલી ભિક્ષા મહા ફળદાયક છે આ પ્રમાણે ઉપદેશ કરી ચુંદના મનની શંકા દૂર કરાવજે'

એમને પોતાના અવસાનનો ખ્યાન નહોતો, મઘનો ખ્યાન નહોતો, પોતાના તત્ત્વજ્ઞાનના ભાવિ વિષે પણ ચિંતા નહોતી—ચિંતા હતી પેલા અભણ, સરળ મનના એકાકી લુહાર ભક્તની, કે જેને અજાણ લોકો વગરનાક કદાચ પીંખી નાખશે

જરા સ્વસ્થ થતા કકુત્થા નદી પાર કરી કુશીનારાના એક આમ્રવાડિયામા પડાવ્યા આનંદે ત્યા એ જોડાયેલા શાલવૃક્ષો નીચે ભગવાનનુ બિછાનુ તૈયાર કર્યું કહેવાય છે કે શાલવૃક્ષ એ વખતે ફાલેલુ હતુ તેના પરથી જાણે ભગવાનની પૂજા કરતુ હોય તેમ ફૂલો ખરવા માંડ્યા બુદ્ધ આ જોઈ, લોકો કેવા અજ્ઞાની ને વહેમી છે તેની તેમને ખબર હતી એટલે આનંદને કહે 'આનંદ, તથાગતની પૂજા માટે ગમે તેટલા પુષ્પો વેરો, કે દિવ્ય વાદ્યો વગાડો પણ તેથી તેની પૂજા થનાર નથી તથાગતની પૂજા તો તેમણે ઉપદેશેલો ધર્મ યથાર્થરીતે અનુસરો તે જ હોઈ શકે'

આનંદે કહ્યુ 'ભગવન્ પરિનિર્વાણ પછી દેહની શી વ્યવસ્થા કરવી?'

બુદ્ધે ઉત્તર દીધો 'આનંદ, મારા પરિનિર્વાણ પછી મારા દેહની પૂજા કરવાની માથાકૂટમા તમે પડશો નહિ મે જે સન્માર્ગ તમને બતાવ્યો છે, તેને અનુસરીને ચાલવાનો પ્રયત્ન કરો સાવધાન થાઓ, ઉદ્યમી થઓ, શાંત થાઓ'

આનંદ ભગવાનનો વિયોગ પાસે આવ્યો જાણી એકાંતમા જઈ આંસુ સારવા લાગ્યો એ જોઈ બુદ્ધે એને બોલાવી કહ્યુ 'આનંદ, સર્વ પ્રિય વસ્તુથી આપણો વિયોગ થાય, એમ અગાઉ જ કહ્યુ નથી કે? આમ શોકાકુલ થઈશ નહિ'

બુદ્ધગુરુ પરિનિવૃત્ત થાય છે એ સાભળી આજુબાજુના થોડેથોડ લોક એમના અંતિમ દર્શને આવ્યા હતા એ વખતે સુભદ્ર નામનો બ્રાહ્મણ પણ આવ્યો આવીને આનંદને કહે 'તથાગત આ લોકમા કવચિત જ જન્મે છે એમનો માર્ગ દુર્લભ છે એટલે મારા મનની થોડીક શકાઓનું સમાધાન મેળવી લેવુ છે '

આનંદે કહ્યું 'સુભદ્ર, આવે વખતે તું તથાગતને ત્રાસ આપીશ નહિ એ થાકીને લોથપોથ થઈ ગયા છે ' બુદ્ધ આ સના' સાભળી ગયા એણે કહ્યુ 'આનદ, સુભદ્રને પ્રતિબધ કર નહિ તે જિજ્ઞાસુ છે એને આવવા દે તથાગતનો જન્મ જ આ માટે છે '

બુદ્ધે સુભદ્રની શકાઓનુ સમાધાન કરી આજુબાજુ બેઠેલા અન્ય ભિક્ષુઓને પૂછ્યુ 'હે ભિક્ષુઓ, મારા ધર્મ સબધી કોઈને કાઈ શકા હોય તો પૂછી લેજો ' પણ કોઈને કાઈ પૂછવાનું નહોતુ એટલે કહે 'તો હે ભિક્ષુઓ, હુ કહુ છુ કે સસારની વસ્તુમાત્રને આયુ મર્યાદા છે માટે સાવધાનીથી વર્તો '

કરુણાત્મક ને જ્ઞાનીના અવતારસમા ભગવાન તથાગતની આ છેલ્લી વાણી

× × ×

વૈદિક સમાજ સામે સાચો ઉત્થાનમા બુદ્ધધર્મ એકાકી નહોતો જે સમયે, ને જે પ્રદેશમા ભગવાન બુદ્ધે વિરોધ પ્રગટાવ્યો તે જ સમયે ને તે જ પ્રદેશમા એવા જ એક બીજા મહાપુરુષ હતા, ને તે ભગવાન મહાવીર

બુદ્ધધર્મ ને જૈનધર્મ વચ્ચે કેટલીક સાચી બાબતોમા એટલુ બધુ મળતાપણુ છે કે કોઈ વાર જૈનધર્મ ને બુદ્ધધર્મનો જ એક ફાંટો ગણી કાઢવામા આવે છે વસ્તુત જૈનધર્મ પ્રવર્તાવેલો તપ ને અહિંસા પ્રધાન યતિધર્મ ગણો જનો છે છઠ્ઠે યતિઓને કૂતરાને ગોએ ફાડી

નખાયાનું બ્રાહ્મણગ્રંથોમાં છે એ, યતિધર્મ ને યજ્ઞધર્મીઓ વચ્ચે પહેલેથી વિરોધ હશે તેવું બતાવે છે.

મહાવીરે તો આ યતિધર્મને વધારે સંપૂર્ણ કર્યો ને વ્યાપક બનાવ્યો. મહાવીર પહેલાં થઈ ગયેલ તીર્થંકર પાર્શ્વનાથની ઐતિહાસિકતા વિષે તો શંકા નથી.

જૈનો એમના ધર્મને વિકસાવનાર ૨૪ તીર્થંકરોને માને છે. આમાં ધ્યાન રાખવા જેવી વાત એ છે, કે બધા જ તીર્થંકરો ક્ષત્રિયજાતિના હતા ને એક તો સ્ત્રી હતા—મલ્લિનાથ.

બ્રાહ્મણ ગ્રંથોમાં વર્ણવેલા બનાવોના કાળથી પુરોહિતોના એકાધિકાર સામે ક્ષત્રિયોએ જે બંડ શરૂ કર્યું તેને જૈનધર્મના ચોવીસે તીર્થંકરોની–ક્ષત્રિયજાતિની હકીકત ટેકો આપે છે. ક્ષત્રિયોનો આ વિરોધ ઉપનિષદ વિચારણા, જૈન વિચારણા, ને બૌદ્ધ વિચારણા—આ ત્રણ સ્વરૂપે પ્રગટ્યો દેખાય છે.

ભગવાન મહાવીર, ભગવાન બુદ્ધની જેમ જ વૈશાલીના ગણરાજ્યમાં જન્મ્યા હતા. તેમની જેમ જ એમણે વેદપ્રામાણ્યના કર્તા–ભર્તા–સંહર્તા ઈશ્વરનો, હિંસાપ્રધાન યજ્ઞોનો, જન્મજાત જાતિની શ્રેષ્ઠતાનો, અસ્વીકાર કર્યો હતો. તેમની જેમ જ સ્થાનિક ભાષામાં, લોકો સમજે તેવાં ઉદાહરણો દ્વારા ઉપદેશ દીધો હતો. બંનેની વિચારણામાં તફાવત હતો, પણ સામાન્ય લોકજાગૃતિમાં ઉપરનાં સમાન તત્ત્વોએ ઘણી મદદ કરી. બુદ્ધે જેમ બિહારના અનાર્યો વચ્ચે જાગૃતિ આણી, તેમ જૈનધર્મના ઉપદેશે કલિંગના આદિવાસીઓમાં આત્મશ્રદ્ધા પ્રગટાવી. ઘણા લાંબા કાળ સુધી કલિંગ દેશ જૈનધર્મનું મોટું કેન્દ્ર રહ્યું. તે રસ્તે થઈને જ ચોલમંડલમાં થઈ દક્ષિણભારતમાં જૈનધર્મે પોતાનો વિસ્તાર કર્યો.

પણ જૈનધર્મને અને બૌદ્ધધર્મને શા માટે એ કાળે આટલો વ્યાપક ટેકો મળ્યો? ઉપનિષદે પણ યજ્ઞયાગાદિની તુચ્છતા તો બતાવી હતી

પણ તે બધા વ્યપર્યાપ્ત શોધકો હતા મહાવીર ને બુદ્ધ તો કરુણાથી ખળભળી ઊઠેલા મહાનદ સમા પુરુષો હતા. પોતાનુ અસીમ અંતઃકરણ સૌની સાથે જોડવા નીકળ્યા હતા એટલે, આ બે ધર્મોની વ્યાપકતાનુ કારણ આ બનેના વ્યક્તિત્વમા પણ છે, ને વિચારણામા પણ છે

બને વિચારણાને ટેકો આપનાર વર્ગોનુ પૃથક્કરણ કરીએ તો દેખાય છે—ક્ષત્રિયો, મોટા શ્રેષ્ઠીઓ, અનાર્યો તથા શૂદ્રો ક્ષત્રિયો તો પુરોહિતોના એકાધિકારની ઈર્ષાથી બળતા હતા જ દરેક વર્ગમા નવી વિચારણામા પ્રામાણિકપણે માનનારા કેટલાક હોય છે તે પ્રમાણે આમા પણ—મૂળે વધારે સાચા વિવેક પર ઊભેલા આ ધર્મોમા, ખરેખર મુમુક્ષુ ભાવે આવેલા ક્ષત્રિયો પણ હશે તેવા થોડા મરચાઈભર્યા આગેવાનો વિના તો હિલચાલને ચાલતુ જ નથી પણ જે રીતે આ વિચારણાની આગેવાની મુખ્યત્વે ક્ષત્રિય વિચારકોએ લીધી, તેનુ કારણ તો પુરોહિતોના અધિકાર સામેનો રોષ જ દેખાય છે ઉપરાત આ બને ધર્મો સામાન્ય રીતે એકચક્રી સત્તા કરતા લોકસત્તા કે કુળ સત્તાવાળા ગણોની હિમાયત કરતા હતા આ પણ, મોટા રાજ્યો નીચે દબાઈ કે દબાઈ જવાની સ્થિતિ પર આવેલા સામત ક્ષત્રિયોને ગમે તેવુ હતુ

ભગવાન બુદ્ધનો બીજો મોટો અનુયાયીવર્ગ શ્રેષ્ઠીઓનો હતો અનાથપિંડક એનુ ઉત્તમ ઉદાહરણ છે એણે ભગવાન માટે જેતવનમા સોનાના સિક્કા પાથરી દીધા હતા આ શ્રેષ્ઠીઓએ જૈન ને બૌદ્ધધર્મને ટેકો આપ્યો તેનુ મુખ્ય કારણ એ દેખાય છે કે એ પ્રજાસત્તા તરફ ઝોક દેતા હતા અલબત્ત ઊંડે ઊંડે પ્રજાસત્તાની આ શ્રેષ્ઠીઓની વ્યાખ્યા, ક્ષત્રિય સામતો કે રાજાઓની વ્યાખ્યા, અનાર્યોની વ્યાખ્યા ને ખુદ આ ધર્મના સ્થાપકોની વ્યાખ્યા ને અમલમા, ઝીણા ને મૂળગત ભેદો પણ હશે જ. પણ તે કાળે તે બહાર આવે તે જરૂરી નહોતુ જરૂરી હતુ આ સર્વગ્રાસી પુરોહિત ને મોટા રાજ્યોની સત્તાને તોડવાનુ અજાતશત્રુ લિચ્છવીઓને ગળી ન જાય, ને રાજસત્તાને

મંત્રસત્તા ચાલી ન જાય, એ પહેલાં જોવાનું હતું. શેઠીઓએ આ ધર્મોને ટેકો આપ્યો તેનું બીજું કારણ, આ બન્ને ધર્મો પુરુષાર્થ પર ઝોક દેતા હતા—દેવકૃપા પર નહિ, તે હતું. વ્યાપાર દ્વારા લક્ષ્મી રળનાર, ને આપબળે આગળ આવનાર સાહસપ્રિય, અને જંગલ વીંધનાર, દરિયો ખેડનાર વાણિજ્યપ્રિય જાતિને વ્યવસાયની પ્રગતિ માટે દૈવવાદી તત્ત્વજ્ઞાન કરતાં પુરુષાર્થવાદી તત્ત્વજ્ઞાન અનુકૂળ હતું. સમગ્ર સમાજ પુરુષાર્થ તરફ વળે તે વ્યાવસાયિક ઉન્નતિનું પ્રથમ પગથિયું હતું. ને વ્યાવસાયિક ઉન્નતિ વિના વ્યાપાર ખીલે કેમ?

અનાથપિંડક જેવા મહાશ્રેષ્ઠીઓના ટેકાનું એક ત્રીજું કારણ પણ દેખાય છે. અનર્ગલ દ્રવ્ય ને વિલાસના ઉપભોગ પછી આ મહાશ્રેષ્ઠીઓને પોતાને પણ અનુભવ થયો હશે કે 'આ બધું ક્ષણભંગુર છે, બધું જ અસાર છે. આનાથી પણ ધરવ થતો નથી. ચિરસ્થાયી સુખ—શાશ્વત શાંતિ ક્યાં છે?' વારાણસીના મહાશ્રેષ્ઠીનો પુત્ર યશ આનો પ્રતિનિધિ છે. અતિવિલાસથી કંટાળેલો એ પોતાના રંગભવનમાંથી બહાર નીકળી બોલતો હતો 'કંટાળો ને કંટાળો—અશાંતિ જ છે અહીં.'

હવે રહ્યો ત્રીજો વર્ગ—અનાર્યો ને શૂદ્રોનો. એમણે તો જે કોઈ એમને આગળ લાવે તેને ટેકો આપવાનો હતો. આર્ય સમાજમાં ચોથા વર્ગ તરીકે સ્થાન મેળવ્યું હતું, પણ તે સ્થાનથી એમની આર્થિક શક્તિ વધ્યા છતાં, સામાજિક સ્થિતિ કાંઈ સુધરી નહોતી. સ્વાતન્ત્ર્ય ભોગવવાનું સન્માન મળતું નહોતું ને આર્યોની, આ વૈભવી દુનિયા ને પેલા સ્વર્ગ—એકેમાં એમના મોટા ભાગથી તો પેસાતું નહોતું. એવા વખતે આ બન્ને ધર્મોએ પોતાના સંઘનાં બારણાં એમને માટે ખુલ્લાં મૂક્યાં. એમને સૌની જોડે મોક્ષના સમાન અધિકારી ઠરાવ્યા ને એ બારણે પ્રવેશ કરી હરિકેશી મુનિ, સુથાર અગ્નિમાન, હજામ ઉપાલિ, મલ,—સૌ અર્હત પણ બન્યા. તે આ શૂદ્રોએ અને અનાર્યોએ જોયું. તેમણે અજ્ઞાત મન દ્વારા જ હિસાબ ગણ્યો હશે

કે જો એક વાર આ મોક્ષપદના–સર્વોચ્ચપદના બારણા અમારે માટે ખૂલે તો બીજા સામાજિક અન્યાયોના બારણા ખૂલવાના જ વિચારને કોઈ ઓરડામા તો પૂરી રાખી શકાશે નહિ.

શૂદ્રો ને અનાર્યો આ ત્યાગપ્રધાન ધર્મ તરફ વિશેષ આકર્ષાયા તેનુ એક બીજુ કારણ પણ દેખાય છે

વૈદિક આર્યોને આ જગતના સુખો ઉપર વૈરાગ્ય આવ્યો નહોતો તેના સૂક્તો દેવોની પાસે પુત્ર, પૌત્ર, સોનું, ગાયો વગેરે માગતા અચકાતા નથી. એ કાળના આર્યોની સ્વર્ગની કલ્પના પણ આ પૃથ્વી કરતા કયાયે વધારે ભોગવિલાસની સામગ્રીવાળા સ્થળની છે ઉપભોગ તરફ એક પ્રકારનુ નિખાલસ આકર્ષણ આર્યોને છે. કોઈ પણ વિજેતા જાતિમા એ સહજ છે એમની ભુજાને બધુ જ મેળવવુ–ટકાવવુ શક્ય લાગે છે પણ બિચારા શૂદ્રો ને અનાર્યો તો આ દુનિયા તેમ જ સ્વર્ગના સુખોથી બાતલ જ હતા ઝટ મળવાની આશા પણ નહોતી આ અરહંતનામા એક એવી વિચારણા મળી કે 'આ બધા સુખો ક્ષણભંગુર છે સ્વર્ગ જ નથી જે આના સુખોની કામનામા રચ્યોપચ્યો રહે છે તે જ અજ્ઞાની છે આના સુખો તેજનો નાશ કરે છે સાચુ સુખ તો આના સુખોનો ત્યાગ કરવાથી જ મળે છે જે ત્યાગી છે તે જ મહાન છે તે જ જ્ઞાની છે, તે જ સાચો યજ્ઞ કરે છે'

તિરસ્કૃત, અપમાનિત, શૂદ્રો ને અનાર્યોને જાણે ગૌરવ ને સન્માનનુ બારણુ ખૂલ્યુ ત્યાગ તો તેઓ પરાણે કરી જ રહ્યા હતા તે તેમને માટે બહુ મુશ્કેલ ન હતો તેઓને ખૂચતુ હતુ અપમાન હવે એક અર્હત પુરુ અનુભવોના ઊંડાણ સુધી જઈને એમને કહેતો હતો કે 'આના સુખભોગો માટે પ્રાર્થના કરનાર–યજ્ઞાદિ કરનાર બ્રાહ્મણો શૂદ્ર હતા' ને તેમનામા આત્મગૌરવની યજ્ઞશિખા પ્રગટી ઊઠી '

એ કચડાયેલ કાળા અનાર્યોમા મુનિઓના મુનિસમા હરિકેશી ને ઉપાલિનો જન્મ થયો

★

## પ્રકરણ : ૮



બુદ્ધ જનપદતંત્રના હિમાયતી હતા. ને તે વખતે ઉત્તરભારતમાં ઘણાં મહાજનપદો હતા પણ ખરાં. વિદેહ ને કુરુપાંચાલ જેવાં રાજ્યો જ્યાં પહેલાં રાજાઓ હતા, તે પણ એ અરસામાં પ્રજાતંત્ર બની ગયા હતા. તે જુનાં સમયના બળો બીજી બાજુ પણ કામ કરતાં હતા. વસ્તીના વિસ્તાર સાથે રાજ્યો મોટાં થતા જતાં હતા, તે એક કારણ હતુ. બીજું, એક રાજ્યની હિમાયત તરફ જનારું બળ ઊભું થયુ–પુરોહિતોનું. બુદ્ધે પુરોહિતવર્ગનુ સ્થાન કાઢી નાખ્યુ હતુ. ને એમના જીવતરમાં એમનો ઉગ્ર વિરોધ થયો નહોતો. તે બે ત્રણ કારણે. એક તો, એ વખતે આવા સંપ્રદાયો ઘણા હતા. એવા સંપ્રદાયોમાનો આ પણ એક છે, એનાથી કાંઈ લાંબી અસર થશે તેમ ધરાતું નહોતું. બીજું, બુદ્ધનું પોતાનુ પ્રેમમય કરુણાપૂર્ણ વ્યક્તિત્વ. ને ત્રીજું, હિંસક વિરોધ કરવાની આદત અહીંની હવામાં એ કાળે ઓછી. બુદ્ધના અવસાન પછી એમની વિચારણા ઝપાટાબંધ ફેલાવા

માડી ઉત્તરભારત ઉપરાંત મધ્યભારત સુધી બુદ્ધભિક્ષુઓ એમનો સંદેશો લઈને પહોંચી ગયા આને લીધે પુરોહિતો વિચારમા પડી ગયા હોય તેમ અને આને પરિણામે રાજનીતિની ચર્ચા કરનારા ઘણા ગ્રંથો લખાવા માડ્યા જેમાના ઘણાખરા, એક રાજ્ય ને બ્રાહ્મણવર્ચસ્વના હિમાયતી હતા એટલે આપણે એ અરસામા ભારતવર્ષમા એક નવા પ્રકારના સામ્રાજ્યનો ઉદય થતો જોઈએ છીએ આ છ નંદ ને મૌર્ય સામ્રાજ્ય એની તાત્ત્વિક વિચારણા રજૂ કરતો ગ્રંથ છે—ચંદ્રગુપ્તને ગાદી પર લાવી ભારતવર્ષનો પ્રખર એ છત્રી સમ્રાટ બનાવનાર ચાણક્યે લખેલ કૌટિલીય અર્થશાસ્ત્ર એની વિચારણા કરીએ તે પહેલા, આ ઉપરાંત બીજા કયા બનાવે આવા સામ્રાજ્યની જરૂરિયાત તરફ લોકોના મન વાળ્યા તે જોઈએ આ બનાવ હતો સિકંદરની ચડાઈ ઇતિહાસકારોએ એલેક્ઝાંડરની આ ચડાઈનો 'કાગનો વાઘ' કર્યો છે કેમકે તો હિંદુસ્તાનના ઇતિહાસની શરૂઆત જ એનાથી કરી છે, ને ભણનારને એમ ઠસાવ્યુ છે કે હિંદુસ્તાન શરૂઆતથી તે અંત સુધી હારતુ જ આવ્યુ છે! સાચી વાત એ છે, કે સિકંદરે હિંદુસ્તાનના એક ખૂણા ઉપર જ પગ મૂક્યો હતો ને તે પણ તે વખતે ઈરાની સામ્રાજ્યનો એક ભાગ હતો ઈરાની સામ્રાજ્ય એણે જીતી લીધુ હતુ, એટલે એ જીતેલા ભાગના એક હિસ્સા તરીકે પંજાબનો કબજો સંભાળવામા આવ્યો હતો સ્વતંત્ર હિંદુસ્તાનના કિનારાને અડતા તો એ જગવિજેતાને આંખ લાગી ને પાછા ફરી જવુ પડયુ જે નાનો ભાગ લીધો, એ લેતા પણ કેટલો સમય લાગ્યો? વિશાળ ઈરાની રાજ્ય લેતા એને ચાર વર્ષ લાગ્યા, ત્યારે એને હિંદુસ્તાનનો એક સરહદી છેડો લેતા સવા ત્રણ વર્ષ લાગ્યા' ને તે લેતા લેતા એની છાતીમા એવો ઘા લાગ્યો કે કેટલાકને મતે, એ ઘાને લીધે એ મરણ પામ્યો નિશાળોમા શીખવવામા આવે છે તેના કરતા આ કેટલુ જુદુ છે!

હિંદુસ્તાનને પરદેશીઓને હાથે ઘણી વાર હાર ખાધી છે, ને તેનાં માઠાં પરિણામો ભોગવ્યાં છે. જાગ્રત થવામાં ભારે ઢીલ બતાવી છે. પણ તે સમયને હજુ વાર છે. એલેક્ઝાંડરના સમયનું ભારતનું પ્રાણવાન, અમર ને દુર્જય છે એ તો તે પછી પણ હૂણો ને શકોનાં ધાડાંને હરાવી દેવાનું છે એટલે એલેક્ઝાંડરની ચડાઈ એ ધૂમકેતુ જેવી છે, વિશાળ આક્રમણ નથી તેમ જ ને ધાડનો સામનો પણ હરકોઈ પ્રજાને પ્રેરણા આપે તેવો યશસ્વી છે. એની સામના ઇતિહાસકારોએ જ એની સાહેદી પૂરી છે. એરિયન જેણે એલેક્ઝાંડરની આ ચડાઈનો વૃત્તાંત લખ્યો છે તે લખે છે કે, 'કીર્તિ ઘણી વાર હકીકતોને મઢે છે, ને ઢાંકી દે છે જો કે આપણી કીર્તિ ઠીક સાબૂત પાયા ઉપર ઊભી છે, તો પણ તેની ચડાઈ માટે તે હકીકત કરતાં અહેવાલની વધારે ઋણી છે.'

એલેક્ઝાંડર વિજયનો ભૂખ્યો માણસ હતો. નાનપણમાં એના બાપને વિજયો મેળવતો જોઈ, રખે ને પોતાના માટે કશું જીતવાનું એના પિતા બાકી નહિ રાખે તે ભયે રડી પડેલો. ને પોતે અજેય છે, એમ જ તે માનતો ને મનાવતો. પણ તેને બીઆસના કાંઠા પરથી જ પાછા ફરી જવું પડ્યું હતું કારણ કે અહીં યોદ્ધાના ચણા ચાવવાના હતા. એના જ શબ્દોમાં કહીએ તો 'ગ્રીક સૈનિકોએ આજ સુધી નાની સંખ્યા સાથે મુકાબલો કર્યો હતો. આ વખતે પહેલી જ વખત વિશાળ સૈન્ય સાથે મુકાબલો કરવાનું આવ્યું જેમનું નામ સાંભળીને જ ગ્રીક સૈનિકો ગભરાયા હતા. તેના રાષ્ટ્રમાં પેસવાની જ તેમણે ના ભણી.' કેટલાયે સામ્રાજ્યોને ધૂળમાં મેળવનાર શ્રી યોદ્ધાઓમાં ગભરાટ ફેલાવનાર હતા ઉત્તર પશ્ચિમ ભારતના ગણરાજ્યો—ભારતના સીમાડાના એ જાગ્રત પહેરેગીરો. તક્ષશિલાના રાજા આંભિએ [illegible] માર્ગ ખુલ્લો કરી દીધો, પણ આ સ્વાતંત્ર્યના શ્વાસે જીવનાર ગણરાજ્યોએ લડ્યા વિના માર્ગ ન આપ્યો. તસુ તસુ જમીન માટે લોહી

વહેવડાવ્યુ. દુસ્મનોને મોએ કહેવડાવ્યુ કે 'વાહ, વાહ.' એલેક્ઝાંડર ઈ. સ. પૂર્વે ૩૩૪મા વિશ્વવિજય માટે પોતાના દેશમાથી નીકળ્યો. ઈ. સ. પૂર્વે ૩૩૩માં એણે ઈરાન સામ્રાજ્યનુ પાટનગર પર્સીપોલીસ લીધુ, ને ઈ.સ. પૂર્વે ૩૨૮માં એ કાબુલની ખીણમાં આવ્યો. માનકદ ને સ્વાત નદીની ખીણમાં ભારતીય કિલ્લાઓને લેતાં લેતાં એને એક વર્ષ નીકળી ગયુ. મસ્સગ નામના એક કિલ્લામાં ૭૦૦૦ સૈનિકો હતા. તેમણે સખત સામનો કર્યો. પણ જ્યારે જોયુ કે મસ્સગ હવે વધુ વખત ટકી શકે તેમ નથી, ત્યારે પંજાબમાં ચાલ્યા જવાનુ વિચાર્યુ. સિકંદરે એને જવા દેવાની હા પાડી—જો એ બધા એને મદદ કરે તો. કિલ્લાની બહાર નીકળીને થોડે દૂર એમણે છાવણી નાખી. પણ સિકંદરને એવા ખબર મળ્યા કે પોતાના વચનને પદદલિત કરવામા તે સિકંદરને સાથ આપવા નારાજ છે, એટલે રાતોરાત સિકંદરે તેમને ઘેરી લીધા. સૈનિકો પોતાની સ્ત્રીઓને વચમાં રાખીને અંત સુધી લડ્યા. એક પણ સ્ત્રી કે પુરુષે જીવતા રહ્યાં ત્યા સુધી હથિયાર ન છોડ્યા. તમામે તમામ ખપી ગયા મસ્સગ પછી ઉદ્ગ્રામ ને વીરકોટના કિલ્લાઓ લડાઈ કરીને લીધા પશ્ચિમ ગાંધારે એલેક્ઝાંડરની ફોજોને એક મહિનો થોભાવી રાખી, પણ તક્ષશિલાના આંભિએ દગો દીધો. એલેક્ઝાંડરની ફોજને સિંધુપાર કરાવી પણ કેકય પ્રદેશનો રાજા પુરુ જુદા પ્રકારનો હતો એલેક્ઝાંડરે જ્યારે એને શરણાગતિ માટે દૂત મોકલ્યો ત્યારે એણે કહ્યુ 'તમારા રાજાને કહો કે હું એમનુ સ્વાગત કરવા સગ્રામભૂમિ પર જ મળીશ.' આ મર્દ રાજાને જ્યારે હાર પછી એલેક્ઝાંડર પાસે લઈ જવામા આવ્યો ત્યારે એલેક્ઝાંડરે પૂછ્યુ 'તમારી સાથે કઈ જાતનો વર્તાવ રખાય તેવી આશા રાખો છો?' 'રાજા રાજા સાથે વર્તે તેમ જ. એથી વિશેષ નથી જોઈતુ.' પુરુએ કહ્યુ, 'એમા બધુ આવી જાય છે.'

આગળ કઠ નામનુ ગણરાજ્ય હતુ એની બાજુનુ માલવ ગણરાજ્ય

એની સાથે મળીને સામનો કરવાનું વિચારતું હતું બને એકઠા મળે તે પહેલા સિકંદર કઠગણ ઉપર તૂટી પડ્યો. કઠો પોતાની રાજધાની ફરતે રથોનો ઘેરાવ કરીને લડ્યા. નમતું આપવાની વાત જ ન કબૂલી. આથી સિકંદર એવો ખિજાયો કે કઠોની રાજધાની એણે જડમૂળથી ઉખેડી નાખી. ગ્રીકો લખે છે કે 'અહીં તેઓ માબાપની ઇચ્છા મુજબ બાળકોને જિવાડતા કે ઉછેરતા નથી, પણ બાળકોની વૈદકીય તપાસ કરનાર અધિકારી કહે તે પ્રમાણે ચાલે છે. જો એ અધિકારીને બાળક બેડોળ ને ખોડવાળું લાગે તો મારી નાખે છે. લગ્ન કરવામાં ઊંચું કુળ જોવાતું નથી, પણ રૂપ જોઈને પસંદ કરે છે.'

વાહિક સંઘ( દક્ષિણ પંજાબ )માંના સૌભૂત ગણરાજ્યમાં પણ આવો જ રિવાજ હતો

કઠગણનો નાશ કરી સિકંદરની સેના બીઆસ નદીને કાંઠે આવી. સામે કાંઠે એક વિશાળ ગણરાજ્ય તેની વિશાળ સેના સાથે ખડું હતું સિકંદરના સૈનિકોએ જ્યારે સાંભળ્યું કે એ ગણરાજ્ય કઠો જેવું જ નિર્ભય-શૂર હતું, પણ સંખ્યાબળમાં ઘણું ચડિયાતું હતું, ત્યારે એમની છાતી બેસી ગઈ. ઉપરાંત, તેને પેલે પાર મગધનું સામ્રાજ્ય તેમનો સત્કાર કરવાની તૈયારી કરતું હતું સિપાહીઓએ આગળ વધવાની ના પાડી સિકંદરની ધાક, ધમકી, લાલચ—બધું એળે ગયું. યુનાની સૈનિકો હવે વિશેષ મુકાબલો કરવા તૈયાર ન હતા છેવટે સિકંદરે નમતું તોળ્યું, ને પેલા અનામી ગણરાજ્યના ભયે પાછો વળ્યો. સિંધુને કાંઠે કાંઠે ઈરાની અખાતમાં પહોંચવાનું ઠરાવ્યું પણ વળતો રસ્તો પણ સરલ ન નીવડ્યો' જો કે એ હિન્દુસ્તાનમાંથી ચાલ્યો જતો હતો, એટલે વહેલો જાય તેટલું સારું હતું પણ રસ્તામાં આવતા એકએક ગણરાજ્યે સામનો કર્યો—પરાધીનતા કરતાં પાયમાલી પસંદ કરી.

જે માનવોએ કઠો સાથે મળીને સામનો કરવાનું ઠરાવ્યું હતું

તેમણે ક્ષુદ્રક સંઘ સાથે મળીને મોરચો રચ્યો. સિકંદરની સેનાએ વળી એક પરાક્રમી જાતિ સાથે લડવાનું આવ્યું જાણી બળવો કરવાની તૈયારી કરી. એક કિલ્લા આગળ એમને ખચકાતા જોઈ સિકંદરે પોતે આગળ ધસી કિલ્લા પર એકલા ચડવા કોશિશ કરી. આમાં એની છાતી પર કોઈક માનવીની બરછી વાગી. એ બેહોશ થઈ ઢળી પડ્યો. આ ઘાને કારણે જ આગળ જતા એનું મૃત્યુ થયું.

સિકંદરે માલવ ક્ષુદ્રકો જોડે સમજૂતી કરી માલવોને સોનાના આમનો આપી મોટું ભોજન આપ્યું. પણ એ પછી, એ નાના ગણરાજ્યોએ પણ એની સેનાને કોરેકોરી પસાર થવા ન દીધી

ઉત્તર સિંધમાં મુચીકર્ણ નામનું નાનું ગણરાજ્ય હતું તેણે સામનો કર્યો. પડખેના બ્રાહ્મણક ગણરાજ્યે પણ સિકંદરની સેનાને પરેશાન કરી. આ બ્રાહ્મણકો જે રાજાઓએ સિકંદરની તાબેદારી સ્વીકારી તેમની નિંદા કરતા હતા, ને બધા નાના ગણરાજ્યોને એકઠા થઈને સિકંદરને મોરચો આપવાનું કહેતા હતા કેટલાંક રાજ્યોએ એમની પ્રેરણાથી સિકંદરની સેનાને રસ્તો આપ્યો ન હતો આથી સિકંદરે ખિજાઈને બ્રાહ્મણક ગણના આગેવાનોની લાશો ખુલ્લા રસ્તા પર ટાંગી હતી આવા એક પકડાયેલા આગેવાનને સિકંદરે પૂછ્યું 'તમે શા માટે આ બધા નાના ગણરાજ્યોને મારી સામે ઉશ્કેરો છો?' પેલાએ જવાબ આપ્યો 'આબરૂભેર જીવના. ને તે ન બનતું હોય તો આબરૂભેર મરના.'

પ્રાનાનપ્રસ્થ રાજ્યની સમગ્ર પ્રજા તાબેદારી કબૂલ કરવાને બદલે પોતાનો દેશ છોડી ગઈ'

મુચીકર્ણ ગણરાજ્ય વિષે ગ્રીકો લખે છે કે, 'એ બધા એક સાથે બેસીને ખુલ્લામાં સમૂહભોજન લે છે. સાત્વિક ભોજન જ લેવાય છે તેમની સરાસરી આયુષ્ય ૧૩૦ વર્ષની છે. એમને ત્યાં કોઈથી ગુલામ

રખાતા નથી. ધનવાન ગરીમના પણ ભે નથી. બધા સરખા ગણાય છે. અને અશાન્તોમા ભાગ્યે જ જાય છે. '

આ છે એલેક્ઝાન્ડરનુ આ દેશે કરેલુ સ્વાગત ગૌરવભર્યો કિસ્સો તો નીચેનો છે

એલેક્ઝાંડરે હિન્દુસ્તાનના વનોમાં રહેતા ઋષિઓ વિષે ઘણુ સાભળ્યુ હતુ. નાનપણમા પ્રખર વિદ્યાનિધિ એરિસ્ટોટલે તેને ભણાવ્યો હતો. આથી તેને આવા કોઈક સાધુને મળવાનુ મન હતુ. એક સંન્યાસી–દન્ડિનના જ્ઞાન વિષે એણે ખૂબ સાભળ્યુ હતુ. એટલે પોતાના એક સરદારને મોકલ્યો સરદારે જઈ ને જોયુ તો દન્ડિન એક ઝાડ નીચે પાદડાની પથારી કરી કૌપીનભર સૂતો હતો. એણે પ્રણામ કરી કહ્યુ 'દેવપુત્ર એલેક્ઝાંડરે તમને તેડાવ્યા છે જો તમે આવશો તો તમને ભારે ભેટ આપશે, પણ જો તમે નહિ આવો તો તમારુ માથુ ઉડાવી દેશે. '

દન્ડિને રમૂજભર્યુ હસતા આ સાભળ્યુ ને પાદડાની પથારીમાથી જ સૂતા સૂતા કહ્યુ 'જે વિશ્વેશ્વર સૌનો ધણી છે, તે અન્યાયનો કર્તા નથી, પણ પ્રકાશ ને શાન્તિનો સર્જક ને સાધુઓનો સરક્ષક છે. તે જ મારી પૂજાનો અધિકારી છે, જે યુદ્ધ ઊભા કરતો નથી ને ખૂન-ખરાબીને ધિક્કારે છે. એલેક્ઝાડર દેવ નથી પણ મર્ત્ય જ છે જો એને એના રાજ્યથી ધરવ ન હોય તો તે ગગા પાર કરે. ત્યાના અમારા પ્રદેશના લોકો તેને અટકાવી નહિ શકે તો આગળ ઝુકામવો કરનારા મળશે. પણ આટલુ સમજી લે એલેક્ઝાડર મને જે આપે છે, કે આપવાનુ કહે છે, તે મારે મન સાવ નિરર્થક છે જે વસ્તુનો મને ખપ છે અને જે ખરેખર મારે મનથી મૂલ્યવાન છે, તે તો છે આ વૃક્ષો—જે મને આશરો આપે છે. આ ખીલેના ફળફૂલો—જે મને ખોરાક આપે છે, ને આ વહેળા—જે મને પાણી આપે

છે. આ સિવાયની બધી સંપત્તિ, જે ખૂબ ઉજાગરા કરીને એકઠી કરીએ છીએ તે, તેનો સંઘરો કરનારને દુઃખ ને શોક સિવાય કશું આપતી નથી. ને દુઃખ ને શોક તો દરેક મર્ત્ય પાસે અમસ્તાં પણ પૂરતાં છે. હું તો આ પાંદડાંની પથારી પર સૂઉં છું ને અભંગ-શાંત નિદ્રા લઉં છું. જો મારી પાસે સોનું હોત તો આવી ઊંઘ મારી પાસે ફૂંકત પણ ખરી? મા જેમ એના સંતાનને બધું આપે છે, તેમ આ ધરતીમાતા મારી જરૂરિયાતો આપી રહે છે. એલેક્ઝાંડર મારું માથું ઉડાવી દે તો પણ મારા આત્માને મારી શકવાનો નથી. મારું માથું અહીં રહેશે, પણ આત્મા તો ફાટેલ વસ્ત્ર જેવા આ દેહને મૂકી એના માલિક પાસે ચાલ્યો જવાનો. દેહના પાંજરાને મૂકી આત્મારૂપે હું, આ ધરતી પર એને વફાદાર રહ્યો છું કે નહિ તે જોનાર ઈશ્વર પાસે પહોંચી જવાનો. તે જરૂર મારી પાસેથી મારાં કાર્યોનો હિસાબ માગશે. કારણ કે તે આપણા સઘળા અભિમાનભર્યા અન્યાયોને તોળવા બેઠો છે. ને તે વખતે પીડિતોનાં ધ્રુસકાં તેના પીડકોને સજા અપાવે છે. એટલે એલેક્ઝાંડર તેમને ધમકી આપીને બીવરાવે, કે જેને મૃત્યુની બીક છે, ને જેને સોનું ને સંપત્તિ વહાલાં છે. અમારા જેવાની સામે એ બંને શસ્ત્રો નકામાં છે. કારણ કે બ્રાહ્મણોને નથી સોનાનો લોભ કે નથી મોતનો ભય. એટલે જાઓ, ને એલેક્ઝાંડરને કહો કે દંડિનને તમારી પાસે છે તેમાંની એકે વસ્તુની જરૂર નથી, એટલે આવશે નહિ; પણ તમારે કંઈ દંડિન પાસેથી જોઈતું હોય તો ખુશીથી એની પાસે આવો.'

ગ્રીક ઇતિહાસકાર કહે છેઃ 'વાતચીતનો આ અહેવાલ સાંભળીને એલેક્ઝાંડરને દંડિનને મળવાની તીવ્ર ઇચ્છા થઈ. જગવિજેતા એલેક્ઝાંડરે સ્વીકાર્યું કે દંડિન નિર્વસ્ત્ર હતો, પણ એની વિજયયાત્રામાં એને આ એક જ અણનમ હરીફ મળ્યો હતો.'

ભારતવર્ષના સીમાડે એલેક્ઝાંડરને ભેટ્યાં હતાં આવાં જ સ્ત્રી-પુરુષો.

એલેક્ઝાંડરની પીઠ ફરતા જ એ પ્રદેશે બળવો કરી પરદેશીની ધૂસરી ફગાવી દીધી.

પણ એલેક્ઝાંડરના આક્રમણે લોકોને એક વસ્તુ વિચારતા કર્યા કે આ નાના નાનાં રાજ્યો વિશાળ આક્રમણ સામે ટકી શકે તેમ નથી. સીમાડો સુરક્ષિત રહેવા જોઈએ ને તેનો ઉપાય કૌટિલ્યે સૂચવ્યો—હિમાલયથી સમુદ્ર પર્યંત એકચક્રી રાજ્ય. દેશની જે કુદરતી સીમાઓ છે તેમાં એક જ પ્રકારનો વહીવટ હોય. એનું રક્ષણ એક જ સત્તા હોય તો વધારે સારી રીતે થઈ શકે. એ વિચાર આ પહેલાં પણ વિચારકોને આવેલો ખરો—ઐતરેય બ્રાહ્મણમાં :

'सार्वभौम सार्वायुप आन्तादापरार्धात् पृथिव्यैसमुद्रपर्यन्ताया एकराट् ।'
સમુદ્ર પર્યંત જે પ્રાકૃતિક સીમા છે તેમાં વસતા બધા મનુષ્યો પર એકછત્રી શાસન હોય.

અશ્વમેધ ને રાજસૂય યજ્ઞોની પ્રથાના મૂળમાં પણ આ એકછત્રી સામ્રાજ્ય કે સાર્વભૌમત્વ સ્થાપવાની કલ્પના હતી. ગંગાયમુનાનું મેદાન વિશાળ હતું—સીધું સપાટ. વચ્ચે કોઈ પહાડ કે અડચણો ન હતી. નદી વિઘ્નકર્તા ન હતી, પણ મોટા રાજમાર્ગ જેવી હતી એટલે ત્યાં આ કલ્પનાનો સહેજે ઉદય થાય. મગધનો જરાસંધ આ વિચારનો પ્રતિનિધિ હતો, પણ પંજાબમાં વસનારા આર્યો આવા એકછત્રી શાસનના વિરોધી હતા, એટલે સામ્રાજ્યનો એ પહેલો પ્રયત્ન નિષ્ફળ ગયો. પણ જરાસંધે મગધમાં જે બી વેરેલાં, તે નંદ સામ્રાજ્યના વખતમાં પાઠા ફાટ્યા હતા. પણ એલેક્ઝાંડરના ગયા પછી કૌટિલ્યે ચંદ્રગુપ્તને સમ્રાટ બનાવી ગાંધારથી બંગ, ને દક્ષિણમાં નર્મદા સુધી જે સામ્રાજ્ય ઊભું કર્યું, તે જુદી જાતનું હતું. અગાઉ આર્ય લોકોએ જ્યારે જ્યારે સામ્રાજ્યની કલ્પના કરેલી ત્યારે એક રાજાના આધિપત્યની હતી—બધા રાજ્યોના નાશની નહિ. જરાસંધે તેમ જ મહાપદ્મ નંદે

આવું કરવા પ્રયત્ન કરેલો એટલે શાસ્ત્રોએ તેમની નિંદા કરી આર્યો, નાના રાજ્યોનો પરાભવ કરી ચક્રવર્તી બનતા, પણ રાજ્યને ખાલસા ન કરતા ખંડણી લઈને જૂના રાજાને જ વહીવટ કરવા દેવો તેવી પ્રથામાં માનતા હતા ચંદ્રગુપ્ત ને ચાણક્યે આ પ્રથાને બદલી નાખી તેમણે જ્યાં બન્યું ત્યાં રાજ્યો ખાલસા કર્યાં, ને પોતાના સૂબાઓ( રાજુક, મહા-અમાત્ય, પ્રતિનિધિ )દ્વારા વહીવટ કરવાનું શરૂ કર્યું. પોતાના રાજ્યના વિભાગો પાડી પેટા રાજધાની–અવંતિ તક્ષશિલા, તોશલી, સુવર્ણગિરિ વગેરે ઊભી કરી નોકરશાહીથી વહીવટ ચલાવવાની પહેલી કલ્પના રજૂ કરનાર આપણે ત્યાં ચાણક્ય છે કેન્દ્રસ્થ વહીવટ શરૂ કરનાર પણ ચાણક્ય છે આ બને વસ્તુઓ દાખલ કરીએ ત્યારે સ્વાભાવિક રીતે જ એ ચાર વસ્તુઓ જોઈએ જ (૧) સરખો વહીવટ ચાલે તે માટે થઈને રાજ્યશાસન અંગેના નિયમો ને ધારાઓ (૨) નીમેલા નોકરો નિયમ પ્રમાણે બરાબર વહીવટ કરે છે કે નહિ તે જોવા માટે જાસૂસી જાળ (૩) નીમેલા રાજુકો ગડ કરે તો દબાવવા માટેનું ખડું લશ્કર ને પાકા રસ્તાઓ (૪) આ બધા ખર્ચને પહોંચી વળનારું નાણાતંત્ર કૌટિલ્યે આ ચારે વસ્તુઓની ઝીણી, ચોકસાઈભરી ને ભારે નવાઈ ઉપજાવે તેવી વિચારણા ને વ્યવસ્થા કરી હતી હિંદુ લોકોમાં પરલોકદૃષ્ટિ વધારે છે, ને આ લોકની વ્યવસ્થા વિશે સાવ બેપરવાઈ છે એવું માનનારાએ કૌટિલીય અર્થશાસ્ત્ર જોઈ જવા જેવું છે

કૌટિલીય અર્થશાસ્ત્ર જોતા, પહેલી છાપ એ પડે છે કે રાજ્યનીતિ વિશે વિચાર કરનાર કૌટિલ્ય એ પહેલવહેલા જ વિચારક નથી એ પોતે જ એની અગાઉ થઈ ગયેલ રાજ્યનીતિ વિચારકોના નામો આપે છે વારંવાર પોતે એનાથી કયા જુદા પડે છે, શા સારુ જુદા પડે છે, તે સમજાવે છે તેથી એમ દેખાય છે કે એ કાળે આ શાસ્ત્રની ચર્ચા ઘણી વ્યાપક હશે

અર્થશાસ્ત્ર સ્પષ્ટપણે આટલુ બતાવે છે કે, તે પ્રજાસત્તાક રાજ્યોનું વિરોધી છે બુદ્ધધર્મીઓનો પણ એને અણગમો છે રાજાના અધિકારો વધારવાની એની મહત્ત્વાકાક્ષા છે વ્યાપારીવર્ગ ને કારીગરવર્ગને ઉત્તેજન આપવાનુ એનુ વલણ છે ને ભવિષ્યમા રાજા દેવાશી ગણાય તેની કલ્પના ઊભી થાય તેના બી અતિસૂક્ષ્મ સ્વરૂપે કૌટિલ્યના અર્થશાસ્ત્રમા પડેલા છે સાચી રીતે તો પરશુરામના વખતથી ક્ષત્રિયોએ બ્રાહ્મણો સામે જે વિરોધ ઉઠાવ્યો હતો, ને જેના જનક, પ્રવાહણ વગેરે આગેવાનો હતા, ને બુદ્ધ અને મહાવીરના સમયમા જે વિરોધનો સપૂર્ણ પ્રકાશ થયો, તેની પ્રતિક્રિયા રૂપે બ્રાહ્મણોમા જે વિચારણા ઊભી થઈ, ને જેનો સપૂર્ણ પ્રકાશ શુગ ને ગુપ્તવશ વખતે થયો, તેનો પાયો કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર નાખે છે અલબત્ત, ઘણી સાવચેતીપૂર્વક નાખે છે, પણ એ પાયો ત્યા પડ્યો છે અર્થશાસ્ત્રમા એક જગ્યાએ જાસૂસ કહે છે 'રાજાનો અધિકાર દડ ને દાન દેવાવાળા ઇંદ્રનો છે જે આની અવગણના કરે તેના ઉપર દેવનો કોપ ઊતરે "

કૌટિલ્યે એકદરખુ તત્ર બધે ચાલે એ માટે જે બાબતો વિચારી છે, તેની યાદી કરીએ તો ઘણી લાબી થાય એમા રાજા ઊઠે ત્યાથી સૂએ ત્યા સુધી શુ કરવુ, ત્યાથી માડીને હાથણી કે ગાયો વીંઆય ત્યારે કયા પ્રમાણમા શુ ખાણ આપવુ, ત્યા સુધીના વિષયો સમાઈ જાય છે એક રીતે કૌટિલીય અર્થશાસ્ત્ર તે જમાનાના કોશ જેવુ છે. થોડી જ બાબતો આપણે નોંધીએ જમીન મહેસૂલ, નહેરના પાણીના દરો, બદરો ને તેનો વહીવટ, વસ્તી ગણતરી, લગ્નવ્યવસ્થા ને તલ્લાકનો કાયદો, દીવાની ને ફોજદારી ગુનાઓ, શબપરીક્ષા ( પોસ્ટ મૉર્ટમ ), વરસાદ માપવાની ગોઠવણ, ઘોડાનો ઉછેર ગૌશાળાની વ્યવસ્થા, મદ્યનિષેધ, દાસ સાથેનો વર્તાવ, કિલ્લા ને નગરરચના છાવણીની વ્યવસ્થા, ઔષધિઉછેર, સહકારી મડળીઓ, શરાફી ( વ્યાજ વટાવ ), રસ્તા ને તેની સાચવણી, તથા કેન્દ્રમાથી નીમેલા નોકરો જરા-

પણ આડુંઅવળું ન કરી શકે કે મરજી મુજબ વર્તાવ ન કરી શકે તેની વ્યવસ્થા, વગેરે લગભગ હરેક પ્રશ્ન પર કૌટિલ્યે આજ્ઞાઓ ને નિયમો આપ્યા છે.

કૌટિલીય અર્થશાસ્ત્રનો મહત્ત્વનો ભાગ જાસૂસો ને જાસૂસી અંગેનું પ્રકરણ છે. પ્રજા સ્વતંત્રતાપ્રિય હતી. લાંબા કાળથી સંપૂર્ણ સ્વશાસન ભોગવતી આવી હતી. બુદ્ધે આમાં પ્રેમ, સેવા ને આત્મ-શાસનની વાણી ફેલાવી હતી. આવા વખતે સ્થાનિક રાજ્યોને ભાંગી નાખી કેન્દ્રસ્થ વહીવટ ઊભો કરવો હોય તો લોકો ને નોકરોની ઝીણામાં ઝીણી હિલચાલથી રાજધાનીમાં બેઠેલ વાકેફ ન રહે તો પૂરું જોખમ હતું. એટલે કૌટિલ્યે જાસૂસી પર ખૂબ ભાર મૂક્યો છે. ને તેમ કરવામાં કોઈ નીતિ–અનીતિ, ધર્મ–અધર્મ, કે ન્યાય-અન્યાયનો વિચાર આડે આવવા દીધો નથી. કૌટિલ્ય કહે છે: 'ધનુર્ધારીએ છોડેલ શર નિશાનને વીંધે કે ન વીંધે, પણ કુશળ માણસે યોજેલ કપટજાળ તો ગર્ભમાં સૂતેલાને પણ હણી નાખે.' એટલે કૌટિલ્ય સામ, દામ, ને ભેદની નીતિની હિમાયત ખૂબ કરે છે. લડાઈ તો આ શસ્ત્રો ન ફાવે ત્યારે જ કરવાની રહે. રાજનીતિપટુની મુખ્ય વિદ્યા જ આ કપટજાળની રમતમાં પાવરધા થવું તે છે. કૌટિલ્યના મત મુજબ આવશ્યકતા ને રાજ્યવિસ્તાર, બે જ પ્રધાનપણે લક્ષમાં રાખવાનાં છે. ધર્મ, નીતિ, ને શાંતિના કરારો એ ગૌણ કે લક્ષમાં ન રાખવા જેવી વસ્તુઓ છે જેની સત્તા વધતી હોય તે શાંતિનો કરાર ભાંગી શકે.

આ સત્તા વધારવા માટે કૌટિલ્ય નીચેનાં સાધનો ગણે છે: કાવતરું, જાસૂસી, લાવચ, ઘેરો, ને આક્રમણ. કૌટિલ્ય દરેક વર્ગ પર જાસૂસો રાખવા માગે છે. એટલે એના જાસૂસોમાં નીચેના પ્રકારો છે: વેપારીઓ, સંન્યાસીઓ, હાથ જોનારા જોષીઓ, જાદુગરો, નૃત્યકારો, નટો, કંદોઈઓ, ઝેર આપનારા નિષ્ણાતો, ફેરિયા, વેશ્યાઓ, સંન્યાસિનીઓ, વગેરે.

કૌટિલ્યની આ સર્વવ્યાપી જાસૂસી ફોજથી લોકો કેટલા બીતા હશે તે યાદી જોતાં સમજાય તેવું છે. આ જાસૂસોના આધારે રાજ્ય કરનાર ચંદ્રગુપ્તને રોજ પોતાની પથારી બદલવી પડતી. એક જગ્યાએ હમેશાં સૂવામાં પણ એને માટે જોખમ હતું.

આ જાસૂસોની તાલીમ, ને તેમના અહેવાલોને તપાસવાના પણ નિયમો કૌટિલ્યે ઘડ્યા છે—જેથી માહિતી સાચા સ્વરૂપે જ આવે.

કૌટિલ્યે તે વખતના સમાજનું અમુક વખતે મૂળમાંથી પરિવર્તન કરવા ધાર્યું હશે. સ્થાપિત માન્યતાઓને ઉખાડી નાખવા માટે તાર, ટપાલ, ને છાપાં વિનાના જમાનામાં, એ સામ્રાજ્યની સલામતી માટે જરૂરી હશે, પણ તે છતા, આ જાસૂસોએ કરવાનાં કામોની વાત જોતાં માથું ધુણાવ્યા સિવાય નથી રહેવાતું. એમણે જરૂર પડ્યે (૧) ખોરાકમાં, પાણીમાં, દૂધમાં, દારૂમાં ઝેર ભેળવવાનું હતું, જેથી દુશ્મનનાં હજારો માણસો એકીસાથે મરી જાય. (૨) વિરોધી પ્રધાનને મારી નાખી તેનાં સગા પર તે ખૂનનો આરોપ મૂકી પકડવાં. (૩) બેવફા લાગતા પ્રજાજનો સામે ખોટા આરોપો મૂકી મૃત્યુદંડ દેવરાવવો

નીતિ-અનીતિને કોરે મૂકનાર આ જાસૂસી તત્ત્વને બાણભટ્ટે કાદંબરીમા ચાબખા માર્યા છે: ' જે લોકો ઉપદેશ ને આચરણમાં નિર્દય, ક્રૂરતાના પૂરા કૌટિલ્યશાસ્ત્રના અનુભવીઓ છે તેમને માટે વળી ન્યાય જેવી ચીજ છે ખરી ? '

જાસૂસો જે ખબર આપે તે ઉપરથી પગલા લેવા ખરું વખત તો જોઈએ જ. ને ઝપાટાબંધ લશ્કરી હેરવણી માટે પાકા રસ્તા પણ જોઈએ. કૌટિલીય અર્થશાસ્ત્ર આ રસ્તા સમરાવવા, રસ્તા પર ઝાડ રોપાવવાં, ને આરામઘરો ઊભા કરવા પર બહુ ભાર મૂકે છે ચંદ્રગુપ્તના સમયમાં તક્ષશિલાથી પાટલીપુત્ર સુધી રાજમાર્ગ હતો. જેની પહોળાઈ

ચોસઠ ફૂટ હતી. દર અર્ધો કોસે કૂવો આવતો હતો, ને મુસાફરો માટે ધર્મશાળાઓ હતી. તેવી જ રીતે પાટલીપુત્ર ને પ્રયાગ થઈને બારસી, ને વિદિશાથી ઉજ્જૈન બીજો રસ્તો જતો. ઉજ્જૈનથી એ રસ્તાના બે ફાંટા પડતા. એક જતો ભૃગુકચ્છ ( ભરૂચ ) તરફ અને બીજો જતો છેક સિંધુના મુખ સુધી. તક્ષશિલાથી આગળ એક રસ્તો બલ્ખ સુધી જતો, ને ત્યાંથી આમુદરિયા નદી મારફત કાસ્પિયનમાં થઈ કાળા સમુદ્રમાં માલ પહોંચતો.

ચંદ્રગુપ્તની સેનામાં ૬ લાખ પાયદળ, ૩૦ હજાર હયદળ, ૯૦ હજાર હસ્તીદળ, ને ૮ હજાર રથો હતા. દરેક હાથી પર ત્રણ, ને રથમાં બે બાણાવળીઓ રહેતા. નૌકાસૈન્ય આનાથી અલગ હતું. સેના માટે માલ આયાત કરનારું ખાતું અલગ હતું. દરેક સૈન્ય સાથે વૈદો ને પરિચારિકાઓ રહેતાં. કિલ્લા તોડવાનાં યંત્રો પણ હતાં.

સામ્રાજ્ય સ્થાપવા માટે છેલ્લે જોઈએ તર ખજાનો. ચંદ્રગુપ્તના સમયમા એ માટે બે ઉપાયો લેવાયા દેખાય છે. (૧) વેપારી ને કારીગરોને બને તેટલુ ઉત્તેજન આપવું, ને વેચાણ નફાનો $\frac{1}{5}$ ભાગ કર તરીકે લેવો. કારીગરોને પણ રક્ષણ આપવા માટે એવા નિયમો હતા કે કારીગરના કોઈ પણ અંગને ઈજા પહોંચાડનારને મૃત્યુદંડ આપવો—જો કે કારીગરોનો મોટો ભાગ શૂદ્રોનો હતો. આ જ રીતે જે નહેરને તોડે, તેને નહેરના પાણીમાં જ ડુબાડી દેવાનો કાયદો હતો. ઉત્પાદન એ મુખ્ય સૂર હતો. (૨) રાજ્ય પોતે જ કેટલાક ધંધા ચલાવીને આવક કરે. એ દૃષ્ટિએ ચંદ્રગુપ્તના સમયમાં રાજ્ય ખનીજની ખાણો પોતે જ સંભાળતું. બંદરો તથા નદીનૌકાવ્યવહાર રાજ્ય જ ચલાવતું. મીઠાનો ઈજારો પોતે જ રાખતું. દારૂનાં પીઠાં, વેશ્યાઘરો, જુગારખાનાં, જંગલો, ઔષધિઉછેર—આ બધામાં રાજ્ય ઇજારો આપતું ને નિયંત્રણ રાખતું.

પાનિક્કરને મતે વર્તમાન મહૈસૂરની ને નહીન્દીન નનુ પૃથક્કરણ કરવામા આવે તો તેનુ મૂળ મૈરિયસરમા દેખાશે

કૌટિલ્ય ને ચન્દ્રગુપ્તનો મુખ્ય હેતુ હિમાલયથી કન્યાકુમારી સુધી જે પ્રદેશ પડયો હતો તેમા સામ્રાજ્ય સ્થાપવાનો હતો એમા એમને મુખ્ય અડચણરૂપ હતા તે કાળના ગણરાજ્યો જો કે નંદવંશનો નાશ ચન્દ્રગુપ્તે વાહિકમધના ગણરાજ્યોની મ દ વડ કયો હતો પણ રાજ કારણમા ઉપ કૃતિ જરૂરી નથી સત્તા હાથમા આવ્યા પછી જે નીતિ અમલમા મૂકી તે આ હતી જે ગણરાજ્યો એકતા હોય તેને ભગી જવા, ને જે મજબૂત હોય સઘરૂપે હોય તેમની સાથે મૈત્રી સાધવી, લાલચ આપવી ને પક્ષમા રાખવા તે પછી તેમનામા ભેદ પડાવવો ને અદર અદર કહ કરાવવો મનો તરફ રાજાએ આ દષ્ટિએ વતવુ આને પરિણામે મૌર્ય સામ્રાજ્યના અત વખતે જે ગણરાજ્યો સઘરૂપે રહ્યા તે–માલવ, વૃષ્ણિ યૌધેય–ને આપણે હૂણોના સામના વખતે જીવતા ને શક્તિશાળી જોઈએ છીએ પણ સૌરાષ્ટ્ર, ભોજ, કુરુ ગદ્રિક, ને એના બીજા છુટા છૂટા ગણરાજ્યો સામ્રાજ્યમા સમાઈ ગયલા દેખાય છે

સા પ્રજાસત્તાક ગણોની સત્તા વિવિધ ઉપાયોથી ઘટા વાનુ કૌટિલ્ય સૂત્રમા છે તેમ જ સામાન્ય પ્રજાનુ સામુદાયિક જીવન પણ કેન્દ્રસ્થ સત્તા સામે ન ઊઠે ત માટે નીચેની રીતે એના પર અકુશ મૂકે છે

નટ, નર્તક, કેવા ક, લોકોના કામમા અડચણ ન કરે તે જોવુ કારણ કે એ વેશમા દુશ્મનના ગુપ્તચરો રહી શકે, તે શક્ય બનુ બીજુ, વાનપ્રસ્થ સાધુઓનો સમૂહ, કુલના લોહી સબધે સકળાયલી વ્યક્તિઓનુ સગઠન, ને અ ર અદરની સમજણથી નિયમ પ્રમાણે ઊભી થતી મડળીઓના સયુક્ત પૂજીવાળા વેપારી કે કારીગરોની

મંડળીઓ—આ સિવાય એક પણ બીજું સંગઠન રાજાએ પોતાની ભૂમિ પર ચાલવા ન દેવું.

વાનપ્રસ્થો સિવાયના સાધુઓને ન ફાલવા દેવાની આજ્ઞા બૌદ્ધ સાધુસંઘ વિષે સૂચના કરે છે.

લોહીના સંબંધે ગંઠળાયેલા સંઘ સિવાયના મંડળોની બધી કરીને પ્રજાકીય જીવન વિવિધ સ્વરૂપે રાજ્ય પર અસર પહોંચાડે તેને મૂળમાંથી કાપી નાખે છે. કારણ કે ઉત્તર ભારતવર્ષ એ વખતે લોહીના સગપણવાળાં મંડળોથી ક્યાંય આગળ નીકળી ચૂક્યો હતો. ને વેપારીઓ ને કારીગરો તો રાજ્યની લશ્કરી ને નાણાશક્તિને દૂઝતી ગાયો જેવાં છે, એટલે એમને જ પોતાની મંડળીઓ રચવાની છૂટ આપે છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્રનું રાજ્ય મુખ્યત્વે પોલિસ, ને ગુપ્તચર રાજ્ય છે. એક જણે કહ્યું છે કે પ્રજાને ગુલામીમાંથી છોડાવી ચંદ્રગુપ્ત પોતે જ જાલિમ થઈ બેઠો. પણ જેટલી હદે કૌટિલ્ય ઇચ્છે છે એટલી હદે મૌર્ય સામ્રાજ્યે તેની પ્રજા પર કાબૂ રાખ્યો હોય તે અસંભવિત છે. પણ કૌટિલ્ય એનું નિશાન ને માર્ગ સારી રીતે બતાવે છે. મૌર્ય સામ્રાજ્ય એ રસ્તે ચાલ્યું પણ ખરું. પણ આવડા મોટા સામ્રાજ્ય પર પૂરી પકડ આવે તે શક્ય નહોતું. કારણ કે વાહનવ્યવહાર ઘણી ધીમી ગતિએ ચાલતો. તક્ષશિલાથી પાટલીપુત્ર સમાચારો જતાં, ને નિર્ણય મેળવતા સહેજે વખત જતો જ હશે. તેટલા પૂરતી કેન્દ્રની પકડ ઓછી હોય જ. કૌટિલ્ય પણ રાજનીતિજ્ઞ છે. એ કાંઈ એક દૂદકે બધું ઓળગવા નથી માગતો. તેને પણ ખબર છે કે નિશાને ધીમે ધીમે જ પહોંચાશે. પણ, એ બે વાત પાકી કરે છે કે રાજાની સત્તા સર્વોપરી છે. રાજા દેવાંશી છે, તેવું સૂચન પણ કરે છે. ને બીજું પાકું કરે છે ગણરાજ્યોની સત્તાને ક્રમશઃ નાબૂદ કરવાનું. એ બે કરતાં જેટલું પ્રજાનું હિત થાય તે કરવાની કૌટિલ્યની મનોવૃત્તિ

છે જ રાજાની સત્તા છેવટે સર્વોપરી છે એ કરવા માટે એણે ન્યાયાલયોમા ફેસલાઓના આધારો નીચે પ્રમાણે ગોઠવ્યા 'ન્યાયના ચાર પાયા છે ધર્મ, વ્યવહાર, જ્ઞાતિ વગેરે સમૂહોએ પ્રસ્થાપિત કરે પરપરા અને રાજાનો આદેશ આમા છેવટે નિર્ણયાત્મક બળ રાજાનો આદેશ વર્ષોથી જે નિયમો પ્રમાણે સમાજ ચાલતો હતો તેમા આ અસાધારણ ફેરફાર હતો વર્ગો, ધધા રીઓ, ગામો, પ્રદેશો વગેરે સુધી પોતાના નિયમો પોતે ઘડતા અને ત્યાગતા મૌર્ય સામ્રાજ્યે એ બધાને ચાલુ રાખ્યા, પણ શરત એક જ રાખી કે રાજાના એ છેલ્લો કાયદો છે ને આને અમલી કરવા માટે તેણે પાચ પાચ ગામો પર ગોપ એટલે વસૂલાતી પ્રબધ કરનાર, ને ન્યાય તોળનાર પ્રદેષ્ટા નીમ્યા કેન્દ્રની આ દખલ ઘણા વર્ષોથી જુદી રીતે જીવનાર સમાજને ગમી નહિ જ હોય શુગ, ને તે પછી ગુપ્તયુગમા આ પદ્ધતિ થોડી બદલાવી પણ પડેલી પણ તે કાળે તો કેન્દ્રની ખડી સેના ભરપૂર ભડાર ને જાસૂસપદ્ધતિએ પરદેશી હુમલા સામે આ કેન્દ્રસ્થ સગઠનની ઉપયોગિતા પણ દેખાડી દીધી

એલેક્ઝાન્ડરના અવસાન પછી એના સરદારોએ એનુ સામ્રાજ્ય વહેંચી લીધુ એશિયામા એનો મુનસ સેલ્યુકસ નામના સેનાપતિના હિસ્સે આવ્યો પજાબે તો એલેક્ઝાન્ડરની પીઠ ફરતા જ બળવો કરેલો સેલ્યુકસે આ બળવો શમાવવા મોટી સેના સાથે હુમલો કર્યો પણ આ વખતે એની સામે નાના નાના ગણરાજ્યો ન હતા, પણ એક વિશાળ સગઠિત સામ્રાજ્ય ને એનુ સંચાલન કરનાર જાગ્રત કઠોર ને વાસ્તવિકતાને પિછાનીને ચાલનાર મુત્સદ્દી અમાત્ય હતા સેલ્યુકસ બૂરી રીતે હાર્યો એને પોતાના ચાર પ્રાતો ને પોતાની દીકરી ચદ્રગુપ્તને આપવી પડી ચદ્રગુપ્ત સમરાને ૫૦ હાથી ભેટ આપ્યા ગ્રીક ઇતિહાસકારોએ સેલ્યુકસની ચડાઈનો ઇતિહાસ નથી લખ્યો તે દેશાભિમાન માટે આપણે તેમને ધન્યવાદ દેવા જોઈએ'

મેન્યુકસની હારે કૌટિલ્યની સંગઠનશક્તિ ને દીર્ઘદષ્ટિનો અર્થ લોકોને સમજાવ્યો હશે તેનો અર્થ સમજવાને હજુ વાર હતી

× × ×

સેલ્યુકસે ચન્દ્રગુપ્તના દરબારમાં પોતાનો એક એલચી રાખેલો તેનું નામ મેગેસ્થેનિસ. મેગેસ્થેનિસે તે કાળના આર્યાવર્તનું સુંદર ચિત્ર આલેખ્યું છે પરદેશીઓને કેટલીક વસ્તુઓ સમજાવી મુશ્કેલ છે તે બાદ કરીએ તો એ ચિત્ર તે વખતના મૌર્ય સામ્રાજ્યને અને લોકસ્થિતિને જાણવામાં આધારરૂપ છે

ચન્દ્રગુપ્તનું સામ્રાજ્ય તેના પુત્ર બિંદુસારે વધાર્યું, પણ તેના પૌત્ર અશોકે તેને શોભાવી સુગંધિત કર્યું દુનિયામાં વિજેતાઓ થયા છે ને શિલાલેખો કોતરાવ્યા છે, પણ કોઈએ ધર્મવિજયને રાજ્યનો મૂળમંત્ર બનાવી પોતાના પશ્ચાત્તાપને સહુ વાંચે તેમ શિલામાં કોતરાવ્યો હોય તો એ કેવળ અશોક જ છે

અશોકના પિતા ને પિતામહે પૂર્વમાં કંદહાર ને દક્ષિણમાં ગોદાવરી સુધી પોતાની આણ ફેરવી હતી પણ મગધના જ પડખામાં કલિંગ પોતાની સ્વતંત્રતા અણનમ રાખી જાણે મગધના સામ્રાજ્યની મશ્કરી કરતું હતું કલિંગ પાસે પૂર્વસમુદ્ર પર બંદરો હતાં વનોથી ઢંકાયેલા પહાડો હતા અને હાથીઓ તો કલિંગના જ તેના પર કલિંગ અણનમ ઊભું હતું અશોકે એના પિતા ને પિતામહ ન કરી શક્યા તે કરવાનું નક્કી કર્યું તેણે કલિંગ પર ચડાઈ કરી પણ કલિંગવાસીઓએ કેસરિયાં કર્યાં કલિંગમાં મુખ્યત્વે આદિવાસીઓ હતા તેઓએ પોતાના રીતરિવાજો ને પોતાનું તંત્ર ખોવા કરતાં મરણ પસંદ કર્યું અશોકના હાથમાં કેવળ પશ્ચાત્તાપે બળતું હૃદય રહ્યું એણે શિલાલેખમાં કોતરાવ્યું છે અશોક લખે છે

"દેવોના પ્રિય રાજા પ્રિયદર્શીએ જીતેલ કલિંગ રાજ્ય વિશાળ છે

એમાં લાખો લોકો ગુનામ થયા, ને એક લાખ કેદ પકડાયા દેવોના પ્રિયને કલિંગવિજયથી થયેલો શોક એટલો તીવ્ર ને ભારે હતો કે કલિંગવિજય પછી દેવોના પ્રિય રાજા ધર્માભિમુખ થયા, ને ધર્મપ્રચારક થયા. મારે તાબે જે દેશ ન હતો તેને વશ કરવામા મારે હાથે જે આદિવાસી ગુનામ થયા, જે બધા હણાયા, તેનુ મને પારાવાર દુખ થયુ. પણ દેવોને પ્રિય મને જે વધારે દુખ થયુ તે નીચેના કારણે બધે બ્રાહ્મણો, શ્રમણો વાનપ્રસ્થીઓ, કે ગૃહસ્થીઓ હોય છે આ બધા ધર્માદરવાળા, માતૃપિતૃભક્ત, મગાસ્નેહીઓ ને મિત્રો તરફ માયાળુ, ને દાસો તરફ દયાળુ હોય છે. આ બધા સ્નેહીઓ મૃત્યુ ને હિંસાના ભોગ થઈ પડે છે, અથવા પાયમાન થાય છે. ને આ રીતે પણ તેમને સહન કરવાનુ આવે છે. આ હિંસાનુ દુખ તીવ્રપણે અનુભવુ છુ

'કલિંગમા જે બધા માણસો મૂઆ, રઝળ્યા, દાસ થયા, ડૂબી મૂઆ, એના હજારમા ભાગના લોકો કપાય કે દાસ બને તો પણ દેવોના પ્રિયને આજે અપાર શોક થશે. પોતાને કોઈ ઈજા પહોચાડે તો પણ બને ત્યા સુધી, દેવની કૃપાથી તેને પ્રિયદર્શી અશોક સહન કરે. દેવોને પ્રિય ધર્મવિજય આને ગણે છે—સર્વ જીવોને અભયદાન, જીવમાત્ર માટે આદર, અને શાતિ ને પ્રેમભર્યું સદાચરણ. દેવોના પ્રિયને આવા ધર્મવિજયમા જ રસ છે આ જ હેતુથી શિલાલેખ કોતરાવ્યો છે, કે મારા પુત્રો ને પૌત્રો નવો વિજય ન ઈચ્છે. તેઓ ધનુષ્યબાણ વડે મેળવેલ વિજયને વિજય ન ગણે, પણ તેમા સર્વનાશ ને હિંસા સમજે. ધર્મ દ્વારા મળતા વિજયને જ તેઓ સાચો વિજય સમજે આના વિજયનુ જ આ લોકમા ને પરલોકમા મૂલ્ય છે. તેમા જ તેઓ આનદ માને '

કલિંગના બીજા શિલાલેખમા જે આદિવાસીઓ રાજ્યની સરહદ પર જગલોમા વસતા હતા તેમને ધીરજ આપી: 'કદાચ તમે જાણવા ઈચ્છતા હશો કે સરહદ પરના જે મુલકો જિતાયા નથી તે

વિષે મારી શું ભાવના છે. તેઓ મારાથી બીએ નહિ, ને મારા ઉપર ભરોસો રાખે. મારા તરફથી એમને સુખ જ મળશે, દુઃખ નહિ. તેઓ એ વિષે વિશ્વાસ રાખે, કે રાજા બનશે ત્યાં સુધી ક્ષમાભર્યો વર્તાવ જ રાખશે.'

કલિંગમાં હણાયેલા વીર આદિવાસીઓને જાણે ક્ષમાપૂર્ણ અંજલિ અપાતી હોય તેમ એ કહે છે: 'જે આદિવાસીઓ દેવોને પ્રિય રાજાની સરહદમાં વસે છે તેમને તે સમજાવે છે, ને સહાય કરે છે. દેવોના પ્રિય રાજા સર્વ જીવોની સલામતી ને પ્રસન્ન સમવર્તાવ ઇચ્છે છે.'

એક શિલાલેખમાં લખે છે: 'દેવોને પ્રિય રાજા પ્રિયદર્શીનું કહેવું છે કે ધર્મપાલન શ્રેષ્ઠ છે. પણ એમ પૂછાશે કે ધર્મ શું છે? ધર્મ ઓછામાં ઓછું દુઃખ ને વધુમાં વધુ સુખ દેવામાં રહેલો છે. કરુણા, દાન, સત્ય ને શૌચમાં ધર્મ છે. ને એ માટે જ તેણે મનુષ્યો, ચોપગા પ્રાણીઓ, પંખીઓ ને જલચરો-સૌ માટે દાન કર્યાં છે.'

દેવોને પ્રિય રાજા પ્રિયદર્શી કહે છે: 'મેં રસ્તાઓ પર પશુ અને માણસોને છાયો આપવા વડો રોપાવ્યા છે. આંબાવાડિયાં ઉછેરાવ્યાં છે, કોસ કોસની અંતરે કૂવા ખોદાવ્યા છે, ધર્મશાળાઓ બનાવી છે, પરબો બેસાડ્યાં છે. આ એટલા માટે કર્યું છે કે સૌ ધર્માચરણ કરે.'

'દેવોના પ્રિય રાજા પ્રિયદર્શીના રાજ્યમાં, તેના રાજ્યની સરહદે આવેલાં ચોલ, પાણ્ડ્ય, સતીયપુત્ર, કેરાલાપુત્ર, તામ્રપર્ણી અને યવન રાજા એન્ટીઓકસ, ને તેની પડખેનાં રાજ્યોમાં, બધે જ દેવોને પ્રિય રાજા પ્રિયદર્શીએ બે પ્રકારના ઔષધો પૂરા પાડ્યાં છે—માણસો માટેનાં ઔષધો અને પશુઓ માટેનાં ઔષધો. જ્યાં જ્યાં માણસ કે પશુને ખપ લાગે તેવી ઔષધિલતાઓ ખૂટતી હતી ત્યાં ત્યાં મંગાવીને રોપાવી છે. જ્યાં કંદમૂળ ન હતાં ત્યાં તે વવરાવ્યાં છે. ને રાજમાર્ગો પર પશુ ને માણસોના ઉપયોગ માટે કૂવાઓ ખોદાવ્યા છે.'

- આ શિલાલેખ રાજા પ્રિયદર્શીની આજ્ઞાથી કોતરાવ્યો છે : 'માણસે અહીં સમાજ કે ઉત્સવના હેતુથી પશુઓનો વધ ન કરવો જોઈએ. રાજા આવા ઉત્સવ ને સમાજમાં પાપ સમજે છે. પહેલાં આવા સમાજો થતા ને રાજા પ્રિયદર્શીના રસોડેઘરમાં જ ભોજન માટે હજારો પશુપખીઓ રોજ કપાતા. આ શિલાલેખ કોતરાય છે તે દિવસે માત્ર ત્રણ જ પશુપખી કપાય છે—બે મોર, ને એક હરણ. ને હરણ પણ નિયમિત કપાતુ નથી. આ ત્રણ જીવો પણ ભવિષ્યમાં કપાશે નહિ.'

'રાજા પ્રિયદર્શી અંતરથી ઇચ્છે છે કે બધા ધર્મના અનુયાયીઓ નિર્વિઘ્ને રહે. બધા ધર્મો ઇન્દ્રિયોનો સંયમ ને આત્મશુદ્ધિ પર સરખો જ ભાર મૂકે છે પણ માણસ રાગવશ છે, તેથી જેટલુ કહે છે તેટલુ આચરતુ નથી.'

'રાજા પ્રિયદર્શી બધા ધર્મગ્રંથોને આદર આપે છે. પછી તે ગૃહસ્થીઓના હોય કે વૈરાગીઓના. તે તેમને દાન દક્ષિણાથી સારા સંતોષે છે. પણ દેવાનાપ્રિય રાજા આવા દાન કરતાં તેઓમાં નૈતિક ગુણો વધે તેને વધારે મહત્ત્વ આપે છે. એ સાચું છે કે આવા નૈતિક ગુણો વિષે જુદા જુદા પંથમાં થોડો ભેદ છે, પણ એક સામાન્ય લક્ષણ સૌને માટે છે—ને તે માયાળુ ને મર્યાદિત વાણી. એટલે કોઈએ પોતાના પંથના વખાણ ને અન્યની નિંદા ન કરવા જોઈએ પણ પ્રસંગ પ્રમાણે યોગ્ય આદર આપવો. આમ કરે તો બીજા પંથની સાથે પોતાના પંથની પણ ઉન્નતિ કરે. બીજી રીતે વર્તે તો પોતાની ને બીજાના પંથની કુસેવા કરે.'

'રાજા પ્રિયદર્શીનું આ કહેવુ છે. ભૂતકાળમાં ફરિયાદો સાંભળવાનું ને તેનો નિકાલ કરવાનું કાર્ય ગમે તે વખતે આવતુ ન હતું. હવે નીચે મુજબ કર્યું છે : ગમે તે ક્ષણે— હું ભોજન લેતો હોઉં, આરામમાં હોઉં, અંતઃપુરમાં હોઉં, શયનગૃહમાં હોઉં કે ઉદ્યાનમાં હોઉં,

ગમે જ સ્થળે લોકોના સુખદુઃખ જાણવા માટે નિયુક્ત થયેલા અધિકારીઓ આવી શકે છે, ને હું કામ પતાવી દઉં છું. મારા જ મોએ તથા જ આજ્ઞા આપી દઉં છું. લોકોનું ભલુ કરવું તે મારો ધર્મ છે, ને યોગ્ય ને તત્કાલ ન્યાયદાન તે પ્રજાસેવાના મૂળમાં છે. મારા પ્રયત્નોનું મૂળ લોકોના ઋણમાથી મુક્ત થવામાં છે આ હેતુથી મેં આ શિલાલેખ કોતરાવ્યો છે. જેથી મારા પુત્ર અને પૌત્રો લોકસંગ્રહ માટે મારા દાખવાને અનુસરે. આ ધ્યેય જાગ્રત ઉદ્યમ માગે છે.'

અશોકે આવા વિવિધ શિલાલેખો ને શિલાસ્તંભો દ્વારા જે આજ્ઞાઓ આપી છે તેમા તેના કરુણાળુ છતા વ્યવહારુ ને જાગ્રત આતકગણની છબી ઊઠે છે. એણે આ દ્વારા ધર્મની સૌને સમજાય તેવી સરલ વ્યાખ્યા કરી છે. તેનો ધર્મ છે વડીલોને માન ને બ્રાહ્મણ શ્રમણોને આદર એણે પશુહિંસા રોકી છે, અને માણસો તથા પશુઓને વૈદ્યકીય મદદ પહોંચાડી છે સર્વધર્મસહિષ્ણુતાનો સર્વકાળ માટે જરૂરી ચીલો પાડ્યો છે. આદિવાસીઓને ધરપત આપી છે, ને સૌથી મહત્ત્વનું તો રાજત્વને ભૂતદયાના ધર્મનુ વાહન બનાવ્યુ છે. એવા કેટલાક ઇતિહાસકારો છે, કે જેમણે અશોકના અહિંસા માટેના આ અતિ ઉત્સાહને દેશને નિર્માળ કરનાર ગણેલ છે તેમને મતે અહિંસા, ને શાન્તિમંત્રનો જાપ જપતા જપતા દેશ વીરતા–ક્ષાત્રતેજ ખોઈ બેઠો એક ઇતિહાસકાર તો એમ પણ કહે છે કે, 'જે અહંતની ગાદી માટે લાયક હતો, તેને ભૂતમા સિંહાસન મળી ગયુ હતુ'

ઇતિહાસની હકીકતો આને ટેકો આપતી નથી. હિન્દુસ્તાન પર શક ને હૂણના હુમલાઓ તે પછી જ થયા, ને તેને આ દેશે ગારી હટા યા. ચક્રવર્તી રાજાઓ—ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, ગૌતમીપુત્ર સાતકર્ણી, હર્ષવર્ધન, રાજરાજેન્દ્ર ચોલ, સહુ અશોક પછી થયા, ને તેમણે આ દેશને પરચક્રમાથી બચી જવામા ફાળો આપ્યો અશોકનો હેતુ પહેલા

સમાજમાથી નિર્દયતા, નિષ્ઠુરતા અટકાવવાનો હતો રાજ્ય ચલાવવામા અમુક હિંસા અનિવાર્ય છે, તે કંઈ એની નજર બહાર ન હતુ એટલે જ એણે 'શક્ય હોય ત્યા સુધી સહન કરવુ' એમ શિલાલેખમા કહ્યુ છે અમર્યાદ ક્ષમા કે અમર્યાદ ક્ષમાશીલતા રાજા કેળવે એમ તેણે કહ્યુ નથી.

મૃત્યુદંડ પામેલા કેદીઓને ત્રણ દિવસ આરામ, પશ્ચાત્તાપ અને અરજ માટે મળે તેમ એણે સૂચવ્યુ છે પણ સાથોસાથ લખ્યુ છે, ત્રણથી વધારે નહિ અલબત્ત, તેનો આખો કેસ ફરી તપાસવાની તે વિનવણી કરી શકે, તથા તેના કુટુંબીઓ ભૂખ્યા ન રહે તે જોવા અશોકે ધર્મપુરુષોની નિમણૂક કરી હતી.

અશોકની કિંમત આંકવા માટે આપણે યાદ રાખવુ જોઈએ કે યુરોપના અવતારી પુરુષ ઈસુના પહેલા ૩૦૦ વર્ષે આ લેખો કોતરાયા છે, ને શસ્ત્રસંન્યાસની વાતો કરનાર અસ્થિર ને ત-સાધુજિ-પુરુષોના જન્મ પહેલા ૨૨૦૦ વર્ષે આ પગલુ ભરાયુ છે માત્ર શિલામા શુભેચ્છા કોતરીને અશોક બેસી નહોતો રહ્યો. આક્રમણ માટેનુ યુદ્ધ તેણે તજ્યુ હતુ રસોડામા ભોજન માટે પણ હિંસા તજી હતી પોતાના જ દીકરા મહેન્દ્ર ને દીકરી સંઘમિત્રાને એણે સાધુઓને લઈ સિંહલદ્વીપમા બુદ્ધ પ્રભુનો સંદેશ સમજાવવા મોકલ્યા હતા દૂર દૂર ખોતાન ને વાકોન સમુદ્ર સુધી જઈને જંગલી ને પઠાણ જાતિઓમા જીવનને પશુકોટિમાથી ઊંચુ લેવાનો યત્ન કરનારા સાધુસંતોને એણે રવાના કર્યા હતા અશોકે રણભેરીને સ્થાને ધર્મભેરી શરૂ કરી હતી સેનાને સ્થાને સાધુઓની નિમણૂક શરૂ કરી હતી

અશોકને બરાબર ખબર હતી કે રાજાઓની આજ્ઞાથી લોકો ધર્મિષ્ઠ કે સંસ્કારી બની શકતા નથી એ તો બને છે સાધુઓના સત્સંગ ને સંસ્કારદાનથી. એ વમે છ

'ધર્મોન્નતિ બે સાધનો પર અમલ બે છે—સ્પષ્ટ આજ્ઞા દ્વારા ને તેનામાં ધાર્મિક મનોવૃત્તિ ઊભી કરીને આ સાધનોમાં આજ્ઞા સાધનનું અલ્પ મૂલ્ય છે અંતરની પ્રેરણા જ સ્થાયી ફાયદો કરે છે સ્પષ્ટ નિયમોમાં મે આજ્ઞા બહાર પાડી છે દા. ત અમુક પ્રાણીઓનો વધ ન કરવો પણ ધર્મનો સાચો વિકાસ તો હૈયાના એ પરિવર્તન દ્વારા જ શક્ય છે, જે માણસોને જીવમાત્ર તરફ આદર રાખતા ને જીવને હણતા આંચકો ખાતા શીખવે એ હેતુથી મે શિલાલેખો કોતરાવ્યા છે જે શિલાતલ પર આ લેખ કોતરાયો છે તે અનંતકાળ સુધી ઊભો રહે '

લોકોના હૈયાનુ પરિવર્તન થાય, સરકાર પલટાય, એટલા માટે એણે સમગ્ર એશિયામાં પોતાની કરુણાનો વિસ્તાર કર્યો ઔષધાલયો, ધર્મશાળાઓ, વિહારો, ઊભા કર્યા—ને તે, ભૂમિનો લોભ નથી એમ પહેલેથી ખાતરી આપીને રોલિન્સન કહે છે કે 'અશોકે પ્રેરેલ સાધુઓના વિહાર એ વિશ્વના ઇતિહાસમા સૌથી મહાન સંસ્કારયોજનાનું એક છે ' કારણ કે મોટેભાગે આ સાધુઓ જંગલી, વહેમી, જડપૂજક મુલકોમાં વસ્યા શુદ્ધ ધર્મે તેમનામા પારસમણિનુ કામ કર્યું સિલોન બર્મા, સિયામ, જાપાન ને તિબેટનો ઇતિહાસ સૌ શુદ્ધ ધર્મના પ્રવેશ પછી શરૂ થયો સાધુઓ ત્યાં ધર્મ જ લઈ ગયા નહતા, પણ શિલ્પ અને ઔષધિવિદ્યા પણ લેતા ગયા મૈત્રી ને કરુણાના પાયા પર વિશ્વકુટુંબ રચવાનો એ પ્રયાસ હતો ખરેખર, કલિંગના વાગીઓ નિરર્થક નહોતા મુઆ

મૌર્ય સામ્રાજ્યને અંતે જે હૂણો ને અન્ય જંગલી જાતિઓ આ દેશ પર આક્રમણ કરવા આવી, લડીઝઘડીને વસી, ને થોડા કાળમાં પાણીમાં મીઠું ઓગળે તેમ ઓગળી ગઈ, તેનુ એક કારણ અશોકે તેમને સંસ્કારી બનાવવા ૨૦૦ વર્ષ પહેલાં શુદ્ધ તત્ત્વ મૈત્રી, સેવા ને સમજાવટનો પાડેલ ચીલો હતો

આ ચીનાનુ મહત્વ સમજવા માટે એકબીજા રાજાએ તે પહેલા થોડા જ વખતે વિજય પછી કહેલ વાણી સાભળીએ 'દર બે માણસે એકને મે કાપી નાખ્યો શહેરના દરવાજા બહાર મે એક દીવાન ચણાવી પછી આગેવાનોની જીવતી ચામડી ઉતરડાવી તેનાથી એ દીવાનને મઢી લીધી કેટલાકને મે એ દીવાનમા જીવતા ચણી લીધા કેટલાકને દીવાલે જડી દીવા. ઘણાની તો મારી નજર સામે જ મે ચામડી ઉતરડાવી હતી આ ખડેરો પર ઊભો રહુ છુ ત્યારે મારા મો પર આનદ પથરાઈ જાય છે મારા ગુસ્સાની આ પરિપૂર્ણતાથી અપાર તૃપ્તિ થાય છે ' આ છે અસીરિયાના ગજા અસુર નાસીરપલ બીજાની લાગણીઓ

ભારતીય સસ્કૃતિની લાક્ષણિકતા સમજવા માટે આથી ચચોટ ઉદાહરણ બીજુ કયુ છે?

× × ×

અશોકે બીજી રીતે પણ ચિરસ્થાયી છાપ પાડી છે અશોક તે મૌર્યયુગ પહેલાનું શિલ્પ–શિલ્પકામ જવલ્લેજ મળે છે તે પહેલાના શિલ્પીઓ પથ્થર કરતા લાકડુ પોતાની કલ્પના ઊતારવા માટે પસદ કરતા લાકડ જગન હતું એથી એ સુગમ હતુ, ને એના પર સહેલાઈથી કોતરકામ થઈ શકતુ પણ અશોકે પોતાના અનુભવ ને બોધ યુગયુગ સુધી જળવાઈ રહે તેમ ઇચ્છયુ હશે. એટલે એણે પથ્થર પર શિલ્પકામ કરવાની આજ્ઞા આપી હશે પશ્ચિમમા પેશાવર, ઉત્તરમા કપિલવસ્તુ, દક્ષિણમા છેક મદ્રાસના ગજામ જિલ્લા સુધી ને પૂર્વમા પુરી સુધી અશોકે ઊભા કરેલા સ્તભો, ભગવાન તથાગતના અવશેષો પર રચેલા સ્તૂપો, સાધુઓને રહેવા માટે ની લેણુગુફાઓ ને શિલાલેખો પથરાયેલા પડ્યા છે જાણે અશોકનુ વિસ્તીર્ણ હૃદય આ વિશાળ વિભાગ પર પથરાયુ છે ભારતના નામના એ અપમાન સ્તભો

છે અશોકે ઊભા કરાવેલા સ્તંભો સાધારણ નથી. ૪૦ થી ૫૦ ફૂટ ઊંચા છે, ને તેનું વજન સાધારણ રીતે ૪૦–૫૦ ટન હોય છે દૂરથી એનો ચળકાટ જોઈને અર્વાચીન શિલ્પીઓ પણ એ ચળકાટ ઘસી ઘસીને લાવ્યો છે એમ માનવા તૈયાર થતા ન હતા આ બધા સ્તંભો કાશી પાસેની ચુનારની ખાણમાંથી તૈયાર કરાતા પણ આશ્ચર્યભર્યો સવાલ તો એ થાય છે કે લગભગ ૩૦૦૦ મણના એ સ્તંભોને છેક પંજાબમાં અંબાલા સુધી, તરાઈમાં લુમ્બિનીવન સુધી, કે રજપુતાના રણમાં કેમ કરીને લઈ ગયા હશે? બાદશાહ ફિરોજશાહ તઘલખે અંબાલા ટોપરા ગામે ઊભેલો આવો એક સ્તંભ દિલ્હીના એના કિલ્લામાં ઊભો કર્યો છે કહે છે કે ફિરોજશાહે આ સ્તંભ લાવવા માટે ૮૪૦૦



માણસોને રોકેલા ખેંચવામાં રાખ્યા હતા ને ૨૧ જોડ પૈડાનું ગાડું બનાવરાવવું પડ્યું હતું આવા વજનદાર સ્તંભને આટલે અંતરે લઈ જઈ ઊભો કરવા માટે એ કાળે ઇજનેરી વિદ્યાનો કેટલો વિકાસ થયો હશે? આની જેવા કેટલાક સ્થળોએ તો આવા સ્તંભને પાછા ટેકરી પર ચડાવવામાં આવ્યો હતો!

સારનાથ આગળના સ્તંભ પર જે મૂર્તિ રાખવામાં આવી છે તેને, તે વિદ્યાના જાણકારોએ મસારથી સૌથી સુંદર પ્રતિમાઓની એક તરીકે ગણાવી છે પુરાતત્ત્વ શિલ્પવિદ્ સર જોન માર્શલ કહે છે ‘સ્તંભાધિષ્ઠિત સિંહનો બાંધો, ગૌરવ તેની ફૂલેલી નસો અને તત્પરતાસૂચક સ્નાયુસૌષ્ઠવ અદ્ભુત છે તે એટલે સુધી કહી નાખે છે કે સમસ્ત પ્રાચીન જગતમાં એને વટાવે તેવું કશું નથી’

ભારતવર્ષે આ સિંહસ્તંભને પોતાના રાષ્ટ્રીય ચિહ્ન તરીકે સ્થાન આપીને અશોકયુગની કલાની સાચી જ પૂજા કરી છે

કહે છે કે અશોકે ભગવાન તથાગતના અસ્થિઅવશેષો ઉપર ૮૪૦૦૦ સ્તૂપો બનાવરાવ્યા હતા આમા અતિશયોક્તિ હશે પણ ચીની પ્રવાસી હ્યુ-એન-ત્સંગે અશોકે બધાવેલ ઘણા સ્તૂપો જોયાનું લખ્યુ છે આ બધામા મણિમય સ્તૂપ છે સાચીનો આ સૈકા સુધી સાચી ભારતવર્ષના બધા બૌદ્ધભક્તો, ભાવિકો, ને કારીગરોનુ તીર્થધામ થવાનું હતુ

× × ×

અશોકે બૌદ્ધધર્મને રાજ્યધર્મ જેવુ સ્થાન આપ્યુ હતુ એના પૌત્ર સપ્રતિએ જૈનધર્મને રાજ્યધર્મનુ સ્થાન આપ્યુ આને પરિણામે દરેક ધર્મસંઘના આગેવાનોને રાજ્ય કે રાજા હાથ કરવાનો મનસૂબો ઊપજ્યો હોય તો નવાઈ નહિ. કારણ કે અશોક પહેલા એના દાદા ચદ્રગુપ્તે કે બીજા રાજાઓએ અમુક ધર્મને જ રાજ્યધર્મ બનાવવાનો ચીલો પાડ્યો ન હતો પરિણામે, દરેક વિચારણા પોતાના સત્ત્વના પાયા પર ટકતી પણ અશોકે જે પગલુ શુભાશયથી ભર્યું તેનુ એક માઠુ પરિણામ એ આવ્યુ, કે રાજસત્તાના બળ કે ટેકાથી ધર્મપ્રચાર કરવાનો ચીલો પડ્યો દક્ષિણમા શૈવ, વૈષ્ણવ અને જૈન-ધર્મના સાધુઓએ આ ચીલાને ઠીક ઠીક ખેડ્યો

અશોક પછી મૌર્ય સામ્રાજ્ય લાબુ ન ચાલ્યુ ઝડપી વાહન-વ્યવહાર વગરના જમાનામા સામ્રાજ્યો લાબો સમય ટકે નહિ તેમા કશુ આશ્ચર્ય નહિ ચદ્રગુપ્તે નદરાજાને મારી રાજ લીધી હતી. તેના છેલ્લા વશજને પુષ્યમિત્ર શુગે લશ્કરની સામે મારી નાખી આદિ અતનો પ્રાસ મેળવી દીધો[1]

આ રીતે મૌર્ય વશ ડૂબ્યો, પણ અશોકની વાણી ને કૃતિ આજે પણ ભારતવર્ષના લોકોને તારી રહી છે

★

# પ્રકરણ : ૯

પ્રાચીન ભારતીય ઇતિહાસના એક સીમાડા પર આવ્યા છીએ. બીજા સીમાડામાં પ્રવેશતાં પહેલાં જે કાળ આપણે જોઈ ગયા તેણે ભારતીય સંસ્કૃતિમાં શી ભેટ આપી છે, તે જોઈ લઈએ.

જેને આપણે ભારતીય સંસ્કૃતિ કહીએ છીએ તે એક જાતિની રચના નથી, તે આપણે આગળ કહ્યું. અનેક જાતિઓ અહીં આવીને વસી છે, અંદર અંદર ભળી છે, ને એકબીજાની આવડત, ને વિચારણાની આપલે કરી છે. ઇતિહાસવિદ્ જદુનાથ સરકાર એને પરવાળાના બેટ સાથે સરખાવે છે પરવાળાંઓ પોતે મરે છે ને એના ખોખામાંથી જ બેટ બને છે. ને એના પર વળી બીજાં પરવાળા પોતાના દેહનું પડ મૂકતાં જાય છે. આમ પડ પર પડ બંધાતાં જાય છે, ને એમાથી વિશાળ બેટ બંધાય છે આપણી સંસ્કૃતિ પણ આવા વિવિધ જાતિઓના પડોથી બંધાઈ છે. નીચેનો થર ઉપલા થર સાથે એવો મિશ્ર થઈ ગયો છે, કે સાંધ મળવી પણ મુશ્કેલ છે. છતા ઉપરના, નીચેના થર પર જ ઊભા હોય છે.

આર્યોના થરને એ રીતે તપાસીએ તો એમણે શું શું વિશિષ્ટ-દાન આ સંસ્કૃતિને આપેલ છે? વિચાર કરતાં તે આટલાં લાગે છે :-

૧. વિવિધતામાં એકતા જોવાની વૃત્તિ, ને પરિણામે અહિંસાની શોધ

૨ સ્ત્રી-સન્માન

૩. વર્ણાશ્રમ-વ્યવસ્થા

૪. તર્કશુદ્ધ વ્યવસ્થિત વિચાર કરવાની ટેવ

ગુરુદેવ આ સંસ્કૃતિનું જન્મસ્થાન વનને ગણે છે. પ્રાચીન ગ્રીસની સંસ્કૃતિ શહેરોમાં વિકસી હતી. ઈંટ-ચૂનાની દીવાલ વચ્ચે એનો ઉછેર થયો હતો. દીવાલ આપણને સુરક્ષિતતા આપે છે, તેમ જ સંકુચિતતા આપે છે. બીજાથી આપણને છૂટા પાડી ભેદ જન્માવે છે. વનસંસ્કૃતિ નિતનિત નવા વેશ પહેરતી પ્રકૃતિની વચ્ચે વિકસતી હોવાથી એમાં જડતા કાયમી થતી નથી. ફેરફારથી એ ભડકતી નથી. એ જુએ છે કે ઝાડોને ઉનાળામાં પાન ખરી જાય છે, ને ચોમાસું આવતાં એ જ પાછાં હર્યાંભર્યાં બને છે. શિયાળામાં જે ઠૂંઠવાયાં હોય છે તે જ વસંતે સુગંધથી પૃથ્વીને ભરી દે છે. ફેરફાર-પરિવર્તન જાણે સૃષ્ટિનો કાયદો છે. પરિવર્તન એ જ જાણે નવજીવનની-ચિરાયુષની ચાવી છે. એ જોતા કે કોઈ ઝાડનાં બે પાન સરખાં નથી, છતાં આખા ઝાડનાં કરોડો પાન વચ્ચે એક એકતા છે. એ ગૂઢ-અજાણી એકતા જ એ વૃક્ષને વૃક્ષ બનાવે છે. બધાં જ વૃક્ષો અલગ છે, છતાં બધાં જ પૂર્વ તરફ ખેંચાય છે. બધા જ સાંજે ઢળે છે. વૈવિધ્ય વચ્ચે એકતાનો સૂર જાણે એમને આ વનના વાસે શીખવ્યો હતો. સંભવ છે કે પુનર્જન્મનો વિચાર પણ એમાંથી જ આવ્યો હોય. એમણે વનમાં ઠેર ઠેર જોયું હશે કે ફળો ભોંય પર પડી સડી જાય છે. માટીમાં માટી થઈ ભળી જાય છે, ને બીજી ઋતુમા એ જ જગ્યાએ નાના છોડવા બનીને બહાર આવે છે. આથી જ ઉપનિષદમાં કહેવાયુ હશે કે –

सस्यमिव पच्यते, सस्यमिवाजायते पुन ।

આ વિવિધતામાં એકતા ને સાતત્ય પારખવાની મનોવૃત્તિએ એમને બીજાના દૃષ્ટિબિંદુ તરફ ઉદારતા શીખવી, ને પરિવર્તને એમને સ્થૂલ-સ્થાયીપણા વિષે ઉદાસીનતા કેળવવાનું કહ્યું.

રામાયણ-મહાભારતના વિશાળ ગ્રંથોમા અનેક પાત્રો આવે છે સૌમા પાર વગરની વિવિધતા છે, પણ કોઈમા મૃત્યુનો ભય દેખાતો નથી ઊલટું કે સાચું મૃત્યુ વીરો બેફિકર નીવડ્યા છે આનું કારણ, મૃત્યુ ખરેખર વિનાશ કે અંત નથી પણ બે અવસ્થાને સાંધનારી એક કડી છે, તેની સમજણ છે આ જ્ઞાનને લીધે જ ઉપનિષદોમા વિવિધ મતમતાન્તરો હોવા છતા એ બધા સચવાયા અમુક એક જ વિચારને રજૂ કરતા ઉપનિષદો રાખ્યા, ને બીજાનો નાશ કર્યો, એવું આપણા એ પૂર્વજોએ ન કર્યું. ઊલટું, આ વિવિધ સૂરો વિવિધ દૃષ્ટિથી ઠીક છે, પણ વિશાળ દૃષ્ટિએ તેમા એક સૂર છે તેવું સમજવાનો પ્રયાસ કર્યો

સમજવા જેવું બીજું એ છે કે, ઉપનિષદ્કારોના નામો નથી બચ્યા નામ ને રૂપ તો બનાવ્યા કરે તેનું ગૌરવ શું કે એ સાચવે ? નહિતર જે પ્રજાને સમગ્ર વેદો ને ઉપનિષદો અક્ષરશઃ સાચવતા આવડ્યા તેમને કર્તાના નામો સાચવતા ન આવડત ? પણ તે તો અહંકાર-મિથ્યાભિમાન થયું

આર્યોનો આ પાયો આજ લગી પણ આપણી સંસ્કૃતિમા જળવાઈ રહ્યો છે ગાંધીજી સર્વધર્મસમભાવ કહે છે, સર્વધર્મ એકતા નહિ વિવિધતા એ પ્રકૃતિની લીલા છે આપણું કામ એમા રમી રહેલ એકતાનો દોર નહિ ચૂકવાનું છે

✓ આર્યોનું બીજું દાન સ્ત્રીસન્માન છે સાકમે કોઈ પણ સંસ્કૃતિના વિકાસની પારાશીશી તરીકે સ્ત્રીસન્માનની અવસ્થાને ગણી છે ગ્રીક ભાષામા સ્ત્રી, ઢોર અને બેડી માટે એક જ શબ્દ છે આપણે ત્યા ઢોર સાથે સ્ત્રીને સરખાવવાનો યુગ આવવાનો છે, પણ એને હજુ ઘણી વાર છે આર્યોએ તો સ્ત્રીઓને સ્વતંત્રતા આપી છે આર્યકન્યા પોતાનો પતિ ઉત્સવોમા સ્વયંવરોમા, નાચગાનમા કે

સ્વયંવરમાં પસંદ કરે છે. વેદકાળમાં એક યુવક પોતાની પ્રેમિકાને કહે છે ' જેમ આ ભૂમિ પર ઊગેલાં તૃણોને વાયુ હલાવી નાખે છે, તેમ જ તારા મનને હું હલાવી મૂકું. ચિત્ત એક રહો, મન એક રહો, જે અંતરમાં છે, તે જ બહાર આવે જે બહાર છે તે એકરસ થઈ જાય.' એક કન્યા દેવોને કહે છે. ' દેવો ! તે મારું સ્મરણ કરે, પ્રિય મારું સ્મરણ કરે. દેવો, મરુતો કામદેવને ઉન્માદિત કરો, અગ્નિને ઉન્માદિત કરો. તે મારું સ્મરણ કરે.'

મહાભારતમાં દ્રૌપદી મત્સ્યવેધ કરવા જતા કર્ણને ભરસભામાં નિર્ભયપણે કહી શકે છે કે ' હું સૂતપુત્રને વરવાની નથી.'

તેવી જ રીતે વિધવાવિવાહની પણ વેદકાળમાં સંપૂર્ણ છૂટ છે.

એવી કન્યાઓ પણ નીકળતી કે જે બ્રહ્મચારિણી રહી વેદાધ્યયન કરતી. આવી કન્યાઓ બ્રહ્મવાદિની કહેવાતી.

વેદમાં એક સો ઋષિકન્યા કવયિત્રી છે. ઋગ્વેદમાં એનાં સૂક્તો છે. ઉપનિષદકાળમાં ગાર્ગીએ યાજ્ઞવલ્ક્યને જનકસભામાં બધા ઋષિઓ હાજર હતા ત્યારે પોતાની જોડે વાદ કરવાનું આમંત્રણ આપેલું. એ આમંત્રણના શબ્દો તે કાળની સ્ત્રીઓની નિર્ભયતા ને તેજના નમૂના સમાં છે.

જનકે હજાર ગાયોને શીંગડે દસ દસ સુવર્ણમુદ્રા બાંધીને તૈયાર રાખી હતી અને બ્રાહ્મણોને કહેલું કે ' તમારામાં જે કોઈ શ્રેષ્ઠ હોય તેને માટે છે ' યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્યને કહ્યું ' સોમશ્રવા, આને હાંકીને લઈ જા.' બીજા બ્રાહ્મણો આ ધીટતા ન સહી શક્યા, એટલે ચર્ચા કરવા ઊભા થયા. પણ એક પછી એક સૌ વાદવિવાદમાં ચૂપ થઈ ગયા, ત્યારે આખરે ગાર્ગી ઊભી થઈ કહે ' બ્રાહ્મણ મહાશયો ! બે પ્રશ્ન પૂછું તેના જો તે ઉત્તર આપી શકે, તો તમે કોઈ યાજ્ઞવલ્ક્યને નહિ જીતી શકો.'

'પૂછ ગાર્ગી, પૂછ.'

'યાજ્ઞવલ્ક્ય, જેમ કોઈ કાશી કે વિદેહનો રાજકુમાર પોતાના ધનુષ્ય પર બે બાણ ચડાવી ચોર કે શત્રુને પકડી લાવે, તેમ હું બે પ્રશ્નો લઈને તમારી સામે ઊભી છુ એનો ઉત્તર આપો.'

ગાર્ગીના પ્રશ્નોના ઉત્તર યાજ્ઞવલ્ક્યે આપ્યા ખરા, પણ ગાર્ગીની એ સભામા જવાની ને એ જમાનાના – કે હરકોઈ જમાનાના પ્રથમ પંક્તિના તત્ત્વજ્ઞાની સાથે ઉપરના શબ્દોમા મુકાબલો કરવાની આત્મશ્રદ્ધા, તે જમાનાની સ્ત્રીઓના દરજ્જાનો ખ્યાલ આપે છે

એક બીજો કિસ્સો લઈએ.

યાજ્ઞવલ્ક્યને બે સ્ત્રીઓ હતી મૈત્રેયી ને કાત્યાયની યાજ્ઞવલ્ક્યે તે કાળના રિવાજ મુજબ સન્યાસ લેવાનો સકલ્પ કર્યો ત્યારે પોતાની સપત્તિના બે ભાગ કરી બન્ને સ્ત્રીઓને બોલાવી કહ્યુ

'મૈત્રેયી, હુ હવે વનમા જવા માગુ છુ આ લે, તું ને કાત્યાયની તમારા ભાગને સમજી લો.'

મૈત્રેયીએ એ સપત્તિના ભાગના ઘડીભર જોઈને પૂછ્યુ 'ભગવન્, આ સમસ્ત ધરણીનું ધન મને મળી જાય તો હુ અમર થાઉં ખરી?'

'ના, કદાપિ નહિ જેવુ બીજા ધનિકોનું જીવન છે, તેવુ જ તારુ જીવન પણ જાણવુ'

'તો જે ચીજથી મને અમૃતત્વની પ્રાપ્તિ ન થાય, તેને હું શુ કરુ? અમૃતત્વ માટેનુ જે જ્ઞાન છે, તે જ મને તો આપો આ ધન ભલે કાત્યાયની લેતી'

યાજ્ઞવલ્ક્ય ગણીએ કે ૨૯૦૦ વર્ષ પૂર્વે ભારતીય સ્ત્રીએ માગેલી આ યાચના છે

તે કાળના આર્યોએ સ્ત્રીને લેશ પણ નીચી કે અપાત્ર ગણી

નથી. એટલે તો રામ જ્યારે વનવાસ જાય છે ત્યારે વસિષ્ઠ એના પદે સીતાનો અભિષેક કરવાની દરખાસ્ત કરે છે કારણ કે સ્ત્રી, એ પુરુષનું જ એક અંગ છે.

ત્રીજી વિશિષ્ટતા—વર્ણાશ્રમવ્યવસ્થા છે

આપણે જેને હિંદુસંસ્કૃતિ કહીએ છીએ, તે દુનિયામાં વધારે જાણીતી થઈ છે એની ચાર વર્ણ ને ચાર આશ્રમની પ્રથાને લીધે.

વર્ણવ્યવસ્થાને હિંદુસમાજ પર ટીકા ટીકા ટીકા ને નિંદા વરસાવી છે. પશ્ચિમના લોકોને એમાં વ્યક્તિની સ્વતંત્રતાનો નાશ થતો દેખાય છે. આજે જે સ્વરૂપે આપણે ત્યાં 'વરણાવરણી'નો અર્થ સમજાય છે, તે અર્થમાં જરૂર એ વ્યક્તિના વિકાસને રૂંધનારી છે. પણ જે કાળની આપણે વાત કહીએ છીએ, તે કાળે આજના સ્વરૂપે એ વર્ણવ્યવસ્થા નહોતી. આજે વરણાવરણીનો અર્થ અનેક નાનીમોટી નાતો, ઘોળો ને પેટાઘોળો છે ને તેનું મુખ્ય ચિહ્ન 'પોતાના ઘોળમાં જ રોટીબેટી વ્યવહાર' એ છે. આ અનેક જ્ઞાતિઓનું નામનિશાન તે વખતે તો નથી જ, ને ખાના બાબતમાં તો બ્રાહ્મણોને ત્યાં પણ શૂદ્ર રસોઈયા રખાય છે ને બ્રાહ્મણો ઇતર વર્ણની કન્યાઓને લે પણ છે. જે સંકુચિતતા, અહંકાર ને મિથ્યાભિમાનનું મૂળ છે, તે આ 'રોટીબેટી વ્યવહારની મનાઈ' છે. એને લીધે દરેક ઉપલી નાત નીચલી નાતને ક્ષુદ્રતાની દૃષ્ટિથી જુએ છે, ને દરેક નીચલી નાત પોતાનું અભિમાન ટકાવવા કોઈ પોતાથી નીચલી નાત શોધે છે. આમ એક આખો સમાજ પરસ્પરને હલકા ગણતા—તિરસ્કારતા અસંખ્ય ટુકડાઓમાં વહેંચાઈ ગયો છે. એકતાનું મૂળ સમાન, સમાનતા ને સદ્ભાવ છે તે આજની વરણાવરણીમાં છે જ નહિ. પણ વર્ણવ્યવસ્થા એના કરતાં જુદી જ વસ્તુ છે. એમાંથી વરણાવરણી જન્મી છે ખરી, પણ તે તો કાદવને દૂર કરીને કેટલાક ખેતરો પીએ છે તેના જેવું છે.

વર્ણવ્યવસ્થાનું મૂળ શું છે? અર્થશાસ્ત્રમાં જેને શ્રમવિભાગ કહે છે, તેવું છે/સમાજમાં કેટલાક લોકોએ રક્ષણ કરવાનું કામ માથે લેવું જ પડશે. ખેડૂત ખેતી કરવા જાય ને સાથે તલવાર-બરછી પણ બાંધતો જાય તે શક્ય નથી. તો તેનું ધ્યાન એકાગ્ર થાય પણ નહિ. તેમ જ કેટલાક લોકો નવી જન્મતી પેઢીને આખી જાતિનો વારસો સાચવી-સંભાળીને આપ્યા કરે, તે પણ જરૂરી છે. શૂદ્ર વર્ણ, જેનું કામ અંગત સેવાનું હતુ તે, અનાર્યોનો આર્યસમાજમાં ઉમેરો થતાં, ને ઝટ લઈને એમને ઉપર ન ચડાવતાં ધીમે ધીમે ઉપર લેવાના ખ્યાલથી ઊભો થયો.

આ પ્રકારનો કાંઈક શ્રમવિભાગ જાણે-અજાણ્યે દુનિયાની બીજી પ્રજાઓમાં પણ હતો, ને છે. લડનારા, ભણાવનારા, ને સ્થૂળસંપત્તિ ઉત્પન્ન કરનારા વર્ગો અજાણપણે હોય જ છે.

આપણી સંસ્કૃતિએ આ અજાણપણે થતા ભાગ જ્ઞાનપૂર્વક ગોઠવ્યા. એમ સમજીને, કે દરેક વર્ણ સામાન્ય રીતે પોતાના ધંધાને વળગી રહે તે ઇષ્ટ છે. સુતારનો છોકરો ગોઠણભેર ચાલતાં શીખે ત્યારથી કોઢમાં ફરતો હોય છે. જે ઉમ્મર સૌથી વિશેષ ગ્રહણશીલ હોય છે, એ ઉમ્મરે એને સુતારના સંસ્કાર મળે છે. એને માટે સુતારી ધંધાના ઓજારો, રીતરસમો, ધંધાની કૂંચીઓ સહજ-પ્રાપ્ત બની જાય છે. હરકોઈ સમાજ બાળકોને દસબાર વર્ષ સુધી માબાપોથી અલગ ન પાડી શકે. ત્યાં સુધીમાં તો એણે માબાપના ધંધાના સંસ્કારો અજ્ઞાતપણે ઘૂંટી જ લીધા હશે. હવે એ મહત્ત્વના ઘડતરકાળે દઢપણે ઘૂંટેલ જ્ઞાનનો સમાજે લાભ લેવો, કે એને વળી નવેસરથી ઘૂંટાવવું? એમાં વધારે સરળ, સુગમ ને સસ્તો રસ્તો કયો છે? જેના ઘરમાં બ્રાહ્મમુહૂર્તથી વેદાધ્યયન ચાલતુ હોય, શુદ્ધ ઉચ્ચારથી શ્લોકો બોલાતા હોય, ઝીણી તત્ત્વચર્ચાઓ ચાલતી હોય,

હોમ, હવન, ઉપવાસ, પૂજાપાઠ, વગેરે થતાં હોય; આ વાતાવરણમાં ઊછરેલ બાળકનું મોટે ભાગે સહજ વલણ શું રહેવાનું? એને શુદ્રના વાતાવરણમાં મૂકવાથી શો વિશેષ લાભ? વર્ણવ્યવસ્થા પાછળ આપણા પૂર્વજોની આ દૃષ્ટિ હતી.

આનો અર્થ એ નથી કે કોઈ બીજો ધંધો કરવા માગે તો સમાજ તેની યોગ્યતા હોય છતાં રોકતો. વર્ણવ્યવસ્થા ત્યારે જડ નહોતી. કર્ણ સૂતપુત્ર હોવા છતાં, ને ભીમે એને રાશ-પરોણો લઈ સારથિનો ધંધો કરી ખાવાનું મહેણું મારતાં છતાં, મહારથી તરીકે જીવ્યો, ને મહારથી તરીકે જ મૂઓ. શાંતનુ રાજાના મોટાભાઈ દેવાપિ ઋષિ થઈ ગયેલા. ઉપનિષદ્‌કાળમાં અસકામ જાબાલની માને સત્યકામનો બાપ કોણ છે તેની ખબર જ નહોતી; છતાં સત્યકામ બ્રહ્મજ્ઞાની ઋષિ થઈ શકેલો. નારદની માતા કલાલની કન્યા હતી. અરે, ઐતરેય બ્રાહ્મણના રચનારા મહિદાસની માતા શૂદ્ર હતાં. લોમહર્ષણ પુરાણી, સુતાર હતા.

પણ સામાન્ય રીતે બાળક પોતાના પિતાનો ધંધો કરે તેવી પ્રણાલિકા હતી. ને તેને પરિણામે હરીફાઈ ઘટતી, ને સમાજ સ્થિરતાથી ચાલ્યા કરતો.

ચાર આશ્રમની વ્યવસ્થા, એ આર્યોની અનોખી કલ્પના છે. આર્યો એકાંગી નહોતા. માણસનું આખરી ધ્યેય ગમે તે હોય, પણ ત્યાં એકીફૂદકે સામાન્ય રીતે પહોંચાતું નથી એટલે, એને ધીમે ધીમે એ તરફ વાળવાના છે. માણસની જંગલી પ્રવૃત્તિઓનો નાશ નહિ કરવો, પણ ધીમે ધીમે એને પાળેલું જાનવર જેમ વશ રાખીને છેવટે મક્કાફી બનાવી જીવનસાફલ્ય પ્રાપ્ત કરવું, તે આશ્રમવ્યવસ્થા પાછળની કલ્પના છે. માણસની જિંદગીના ચાર સરખા ભાગ. એનો પહેલો ભાગ બ્રહ્મચર્યાશ્રમ નાખ્યો. જેમાં માણસે ગુરુગૃહે રહી, એવા

કરી, 'ઇન્દ્રિયોને' કાબૂમાં રાખી, વિદ્યા મેળવવાની છે. દિવસનો પહેલો ભાગ જેમ માણસે ઈશ્વરધ્યાનમાં ગાળવાનો હોય છે, તેમ જીવનનો પ્રથમ ભાગ માતા સરસ્વતીની ઉપાસનામાં મનુષ્યે ગાળવો. જે ભાથું બીજા ત્રણ તબક્કાઓમાં ખપ લાગે.

આ બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાર્થીએ ગુરુના આશ્રમે જઈ વસવાનું હતું. ભારતવર્ષનાં અરણ્યો આવા ગુરુઓના આશ્રમોથી શોભતાં. આ ગુરુઓ સંસારની વધારેપડતી દોડધામથી સહેજ છેટા રહી મનુષ્યજીવનના મૂળ હેતુ વિશે સ્મરણ ને સંશોધન કર્યા કરતા. રાજાઓ રાજખટપટના મેલ ધોવા અહીં આવતા. સગાંઓના ત્રાસે બીધેલાં રાજકુમારો ને રાજકન્યાઓ ત્યાં આશ્રય પામતાં. આજુબાજુના આદિવાસીઓને ત્યાંથી ઉચ્ચજીવનની રહેણીકરણી શીખવા મળતી. ને સૌથી મોટું કામ તો એ હતું, કે દેશની ઊછરતી પેઢી એમના હાથે કેળવાતી. શૌનક જેવા કુલપતિઓને ત્યાં હજારો વિદ્યાર્થીઓ વિદ્યા લેવા આવતા. તેઓ ખેતી કરતા, ગાયો ચારતા, લાકડાં ફાડતા. એ રીતે એક પરિપૂર્ણ જીવન મારફત વિદ્યા મેળવતા. મોટામા મોટો રાજકુમાર આ રીતે બાલ્યાવસ્થામાં સામાન્ય લોકો સાથે ઊછરતો. આને લીધે મોટપણે રાજા થવા છતાં પણ, સામાન્ય લોકો પ્રત્યેની મમતા ને વફાદારી ન ગુમાવતો.

આવા આશ્રમના આચાર્યે લગ્ન ન કર્યું હોય તો આચાર્ય ન થઈ શકતો. માબાપથી વિખૂટાં પડેલાં આ બાળકોને માતૃવાત્સલ્ય ન મળે, તો તો સુકાઈ જાય એનો વિકાસ સ્વાભાવિક રીતે થાય કેવી રીતે? સૂર્યના તાપ અને ચંદ્રની ચાંદની બન્ને વનસ્પતિજીવન માટે જરૂરી છે. આચાર્ય જ્ઞાનનો તેજસ્વી પ્રકાશ આપતા, ને આચાર્યપત્ની પ્રેમની શીતળ ચાંદની આપતાં.* અત્રિ ઋષિનાં

* 'શિક્ષણસાધના'—ક્ષિતિમોહન સેન

પત્ની અનસૂયાએ સીતાને વનવાસમાં ગોદમાં લઈને જે આશ્વાસન આપ્યું, તેનું વાલ્મીકિએ સુંદર વર્ણન કર્યું છે. શકુંતલા, જેનો માતા ને પિતાએ ત્યાગ કર્યો હતો, તેનું પાલન કણ્વના આશ્રમમાં થાય છે. સીતા રામથી ત્યજાયાં ત્યારે એમની સંભાળ આવા આશ્રમમાં જ લેવાય છે.

આમ, આશ્રમો સંસ્કૃતિનાં જન્મ ને સંવર્ધનસ્થાન જ ન હતાં, પણ અન્યાયથી તરછોડાયેલાં, અશરણ લોકોનાં શરણસ્થાન પણ હતાં. આ આશ્રમોનું મહત્ત્વ કવિ ઠાકુરે એમની મનોરમ વાણીદ્વારા વર્ણવ્યું છે.

આવા ઋષિઓની છાયામાં જીવનનો પ્રાતઃકાળ આર્યસંતાનો ગાળતાં, ને તે પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થતા. ગૃહસ્થાશ્રમનો હેતુ કેવળ ભોગ જ નહોતો. પણ ભોગનો સારાસાર પામવાનો હતો. ગૃહસ્થીએ વાનપ્રસ્થી, સંન્યાસી ને બ્રહ્મચારી—ત્રણે વર્ગને પોષવાના હતા, તે યાદ રાખવું જોઈએ. ગૃહસ્થીએ હમેશ પાંચ મહાયજ્ઞો કરવાના હતા—દેવ, ઋષિ, પિતૃ, અતિથિ અને પશુપંખીના ભાગ એટલા, પહેલા પોતાની થાળીમાંથી કાઢીને જમવાનું હતું. એને ધનધાન્યમાં સહુનો હિસ્સો હતો.

આવો ગૃહસ્થાશ્રમ ભોગવે, ને દીકરાને ઘેર દીકરા થાય, એટલે વાનપ્રસ્થી પોતાના ગામમાં જ રહેતો, પણ પોતાનું ઘરકામ દીકરાને ભળાવીને એ સમાજસેવા કરતાં કરતાં સંન્યાસની પૂર્વતૈયારી કરતો. આજે સેવકો—સાર્વજનિક સેવકો આપણે ગણીએ છીએ જુવાનો એવી સેવા કરવા બહાર નીકળે છે. ખરી રીતે આ કામ જેને ઘેર પૌત્ર થયેલ હોય, તે જ ઠીક છે/ તેમની પાસે તડકાછાંયાનો અનુભવ છે, નવરાશ છે, ટેક કેળવાયું છે. પણ તે તો, ધનનો લગન્ને મરે ત્યાં સુધી લોકના નાની ટોકરી ઉત્પાદક થયો હોય, પોતાની આવક ને પરાક્રમ [illegible]

હરેક ઘરમા ઘરડા ને જુવાન વચ્ચે કલહ થાય છે, ને બીજી બાજુ જાહેર પ્રશ્નો માટે છીછરતા લોહીવાળા, ઓછા અનુભવી યુવાનોને એ કામ માટે સમાજે રોકવા પડે છે આ વિખવાદ જો વાનપ્રસ્થાશ્રમ પળાતો હોય તો ન રહે

✓ ચોથો આશ્રમ સન્યાસ્તાશ્રમ હતો તેમા નામ ને કુળનો ત્યાગ કરી માણસે ચાલ્યા જવાનુ હતુ કોઈપણ ગામમા ત્રણ દિવસથી વધારે ન રહેતા અંત સુધી નિર્મળભાવે વિચરવાનું હતું આ આશ્રમમા બધા જ પ્રવેશતા તેવુ ન હતું ઘણા ખરા વાનપ્રસ્થમા જ જીવન વિતાવી દેતા.

આજે ચારે બાજુ planning-યોજનાબદ્ધ સમાજજીવનની વાતો પુષ્કળ થાય છે યોજનામા બે વસ્તુઓ હોય છે નિશાન, ને હાજર સામગ્રીના પ્રમાણમા એમા આગળ વધવાના ગાળા કે તબક્કા આપણા એ પૂર્વજોએ માનવસમાજ ને માનવજીવનનું વર્ણ અને આશ્રમ, બે સાધન વડે planning અથવા આયોજન કર્યુ હતું ને તેમા સમૂહ અને વ્યક્તિવિકાસના માનસશાસ્ત્રને બહુ મહત્ત્વ આપ્યુ હતું માણસનો વિકાસ ક્રમિક થાય છે તે સત્ય, આશ્રમ વ્યવસ્થા પાછળ હેતુ ને માણસની રુચિ અરુચિનુ ઘડતર મોટે ભાગે બાળપણમા થઈ જાય છે ને સત્ય વર્ણવ્યવસ્થા પાછળ હતુ

આ છે, આર્યોનું આપણી સંસ્કૃતિને ત્રીજુ દાન. આજે એમા વિકૃતિ પેઠી છે પણ તે કેમ પેઠી તે આગળ જોઈશુ

✓ ચોથુ ને છે તુ દાન છે—તર્કશુદ્ધ ને વ્યવસ્થિત વિચાર કરવાની ટેવ

હિંદુ લોકોને પરદેશી લોકોએ કલ્પનાપ્રધાન પ્રજા કહી છે ઓછામા ઓછુ બુદ્ધયુગ સુધીના કાળ માટે તો આ અનગળ જણાય છે વિતર્ક, જો વિગતે વિચારીએ તો આજથી અઢી હજાર વર્ષ પહેલા આટલુ તર્કયુક્ત તત્ત્વજ્ઞાન ને ઇતર વિદ્યાઓ કેમ વિકસી હશે તે નવાઈ પમાડે છે આપણે યાદ રાખવુ જોઈએ કે યુરોપીય

સંસ્કૃતિનું પિતૃસ્થાન ગ્રીસ છે; ને ગ્રીસમાં તર્કયુક્ત તત્ત્વજ્ઞાનનો પિતા સોક્રેટિસ ગણાય છે; ને સોક્રેટિસ બુદ્ધ પછી બે સૈકા પાછળ છે.

આટલી સદીઓ પહેલાં, લિપિ પણ નહોતી ત્યારે, આપણે આપણો વારસો મૂળ પરંપરાએ અક્ષત રાખ્યો, તે આપણે વ્યવસ્થાપ્રિય હતા કે નહિ તે બતાવે છે. ઋગ્વેદની લગભગ દસ હજાર ઋચાઓ છે. એ બધી એક કાળે, ને એક ઋષિએ રચી નથી. એના બધા શ્લોકોને આપણે એકઠા કર્યા. એમાંથી યજ્ઞ વખતે ગાન માટે ઉપયોગી શ્લોકોનો ત્રીજો સંગ્રહ કર્યો. અનાર્યો સાથે સંપર્કમાં આવ્યા પછી એમના જાદુ મંત્રતંત્રનો વળી ચોથો વેદ રચ્યો. બધા વેદોની અનુક્રમણિકાઓ કરી. જેથી, કેટલાં મંડળ છે, કેટલા શ્લોકો છે, કેટલા અક્ષરો છે તેની પણ ચોકસાઈ રહે. આ પછી દરેક વેદ પર યજ્ઞયાગ વખતની સૂચનાઓ માટે બ્રાહ્મણગ્રંથો રચ્યા. એની સાથે આરણ્યકો ને ઉપનિષદો જોડ્યાં. આ બધું યાદ રાખવાનું હતું, એટલે વળી એના અત્યંત ટૂંકા એવા સૂત્રગ્રંથો રચ્યા. આ બધું વંશ-પરંપરા અપાયા કરે તે માટે જુદાં જુદાં પુરોહિતકુટુંબો નક્કી કરી દરેકને એ સોંપી દીધા.

વિચાર કરીએ તો, આ બધું પરિપૂર્ણ થતાં ઓછામાં ઓછાં બે હજાર વર્ષ લાગ્યાં હશે. વચગાં યુદ્ધો આવ્યાં હશે, દુષ્કાળ પડ્યા હશે. નવાં સંસ્થાનો સ્થપાયા હશે, આતરિક મતભેદો જન્મ્યા હશે. આ બધાંય વચ્ચે પણ, પેલા વારસાને વ્યવસ્થિત—અક્ષત રાખવામાં ખામી નહિ આવી હોય. કેટલાંય બ્રાહ્મણ કુટુંબોની કૌટુંબીય પેઢીઓ એકધારી, અતૂટ ને થાક્યા વગર આ કામ પાછળ લાગી હશે ત્યારે, લિપિ વગરના, એક રાજ્યતંત્ર વગરના એ અસ્થિર યુગમાં આ સિદ્ધ થયું હશે ને!

ને આર્યોએ કાંઈ આ ધર્મસંશોધનનું એક જ કામ નથી કર્યું.

અલબત્ત, આર્યોને મન માનવજીવનનુ એક આખરી નિશાન હતું— 'મોક્ષ'. પણ ત્યા તો અનેક જન્મારે પહોચાય દરમિયાન આ જન્મની આજીવિકા તો ચલાવવાની હશે, રાજ્યતંત્ર ગોઠવવાનુ હશે એમને વિવિધ શાસ્ત્રોનું ખેડાણ કરવુ પડ્યુ હશે સાચી રીતે તો આ બધી દિશામા એ વખતે વિચારાયુ હતુ વ્યાકરણકાર પાણિનિની અષ્ટાધ્યાયી એની એક સાબિતી છે પાણિનિએ રચેલુ વ્યાકરણ આજે પણ સપૂર્ણ ગણાય છે એથી ચડિયાતુ વ્યાકરણ હજી રચાયુ નથી વ્યાકરણ રચાય તે પહેલા સ્વરશાસ્ત્ર રચાવુ જોઈએ ને એ રીતે વેદના છ અગમા એક સ્વરશાસ્ત્ર છે, છદશાસ્ત્ર છે, વ્યુત્પત્તિ બતાવનાર નિરુક્ત છે બાકીના બે અગો હતા જ્યોતિર ને કલ્પ જ્યોતિષમા આકાશવિજ્ઞાન સમાતુ ને કલ્પ એટલે વ્યક્તિગત, કૌટુમ્બિક ને સામાજિક નિયમો ને વિધિનિષેધોનો સગ્રહ

આ જ સમયમા બાભ્રવ્ય પાચાલે પ્રજનનશાસ્ત્ર પર એક ગ્રથ લખ્યો કપિલે સાખ્ય તત્ત્વજ્ઞાન ઊભુ કર્યું જે પહેલા તત્ત્વજ્ઞ ગણાય છે સાખ્ય અનીશ્વરવાદી તત્ત્વજ્ઞાન છે કપિલની ત્રીજી પેઢી પર ચારક થયા

યજ્ઞયાગે ભૂમિતિવિદ્યા ખૂબ આગળ વધારી હતી. દશકપદ્ધતિ માપણી પાસેથી દુનિયાને મળી છે, તે હવે સર સ્વીકારે છે

પણ પૃથ્વી ગોળ છે, તે વિશેનું સૂચન પણ આપણને ઐતરેય બ્રાહ્મણમાથી મળે તો આપણા એ પૂર્વજોની આન ત માટે અભિમાન ને નવાઈ ઊપજ્યા સિવાય ન રહે. તાચેના શબ્દોમા એ સૂચ। છે 'સૂર્ય ક્દી આથમતો નથી, કે ઊગતો નથી જ્યારે લોકો મનમા એમ સમજે છે કે સૂર્ય આથમી ગયો, ત્યારે તો દિવસને અતે એ મા। દિશા જ બદલતો હોય છે ને તે વખતે નીચે રાત્રિ થઈ જાય છે, ને સામેની બાજુએ દિવસ ને વળી જ્યારે લોકો એમ

ધારે છે કે સવાર પડતાં એ ઊગે છે, ત્યારે તો એ માત્ર રાતના અંતે બીજી દિશામાં દેખાય છે. ને જે નીચે હતું ત્યાં દિવસ ને બીજી બાજુએ રાત કરે છે. સાચી રીતે સૂર્ય કદી આથમતો જ નથી.'*

આપણે યાદ રાખીએ કે પૃથ્વી ગોળ છે, ને ફર્યા કરે છે તે વાત યુરોપમાં કહેનાર કોપરનિકસ જન્મ્યો તે પહેલાં ૨૦૦૦ વર્ષે આ લખાયું છે.



* ઇંડીઅન ફિલોસોફી. પા. ૨૯.

# પ્રકરણ : ૧૦

આ સાથે જ એમણે રાજ્યનીતિશાસ્ત્ર વિષે પણ વિચારવાનું હતું. હિંદુસ્તાનીઓ વિષે એક એવી છાપ છે કે આપણે રાજભક્ત પ્રજા છીએ. આપણને રાજા સિવાયના રાજ્યની જાણે કલ્પના જ પહેલવહેલાં યુરોપિયન લોકો પાસેથી મળી. એટલું જ નહિ પણ એ માટે જાણે આપણે એમના ઋણી છીએ તેવો ભાવ પણ જાણેઅજાણ્યે અંગ્રેજી ભણતરમાં પમાર થયેલા સૌમાં આવ્યો છે.

જે યુગને છેડે આપણે આવી રહ્યા છીએ, તેનું ચિત્ર આ સબંધમા સાવ કેવુ જુદું છે! એ ચિત્ર એટલું બધુ જુદું છે કે ઘડીભર પશ્ચિમના શિક્ષણમા જ ઊછરેલા આપણને એ માનવુ પણ મુશ્કેલ થઈ પડે. તે છતાયે એ વાત પૂર્ણપણે સાચી છે કે આપણા એ પ્રાચીન યુગમા પ્રજા જ સાર્વભૌમ હતી—ને રાજા હતો ત્યાં પણ એ પ્રજાનો સેવક હતો

વેદકાળમાં રાજા હતો, પણ એની વરણી (ચૂંટણી) પ્રજાની સમિતિ કરતી. સભા નામની એક બીજી પેટાસમિતિ રાજાને તેના ન્યાય–વહીવટના કાર્યમા મદદ કરતી. આમ, સભા ને સમિતિ નામની બે સંસ્થાઓની મદદ વડે રાજા રાજ્ય ચલાવતો. રાજા જો બરાબર ન ચાલે તો એને ઉઠાડી મૂકતા. ને ઉઠાડી મૂકેલા રાજાને જો યોગ્ય લાગે તો ફરી રાજા સ્થાપતા પણ ખરા. સભા ને સમિતિમાં જવા લોકો ઉત્સુક રહેતા. યજુર્વેદના એક શ્લોકમાં સભામાં કીર્તિ મેળવે

તેવા પુત્રો માટે પ્રાર્થના કરી છે. એક બીજા શ્લોકમા પ્રાર્થના કરે છે: 'હુ મારા પ્રતિપક્ષીની વાણીને જવાબ આપુ. એની વાણી નીરસ ને નિરર્થક બનો સભામા મારો કઠ સ્પષ્ટ ને ગાજતો રહો.' ઋગ્વેદના એક બીજા શ્લોકમા સભામા વિજય પામીને આવેલ યુવાનના મિત્રોનો આનદ પ્રદર્શિત થયો છે

આ સભા કે સમિતિમા પૂરુ વાણીસ્વાતત્ર્ય જળવાઈ રહે તે માટે ખાસ આગ્રહ રખાતો એક શ્લોક તે વાતની ઝાખી કરાવે છે.

'હે અગ્નિ, જે કુમાર્ગે ચાલે છે તેને પણ સભાસ્થાનમા તુ અડતો નથી'

પદભ્રષ્ટ થયેલા રાજાની ફરીથી ચૂટણી કરતી વખતે ખાસ યજ્ઞ કરવો પડતો તેને સૌત્રામણિ યજ્ઞ કહ્યો છે એવા રાજાના અભિષેક વખતના કેટલાક શ્લોકો જોઈએ.

'જે અજાણ્યા પ્રદેશમા દેશનિકાલ થયો છે તેને દૂરના પ્રદેશમાથી ગરુડ ફરીથી બોલાવી લાવશે કારણ કે એ બોલાવવાને યોગ્ય છે તેના સ્નેહીઓ એની આજુબાજુ વીંટળાયા'

'તારા મિત્રોએ તારી વરણી કરી છે તારા વિરોધીઓએ તને બોલાવ્યો છે લોકો વચ્ચે તુ પાછો આવ કારણ કે તે તારા ચૂટનારાઓ જોડે સુમેળ કરી છે'

ને, એ રાજાની ફરજ શી હતી? લોકોની ભૌતિક સાધનસપત્તિ વધારવી

'સપત્તિ વધારવા માટે તારુ મન એકાગ્ર કર ને હે બળવાન, તે પછી સપત્તિનુ આપણી વચ્ચે વિતરણ કર'

રાજાનુ કામ સપત્તિ ભોગવવાનુ નહોતુ પણ સૌની વચ્ચે સપત્તિ યોગ્ય રીતે વહેચાય તે જોવાનુ હતુ આ વાત માત્ર શુભ ઇચ્છાઓ જ નહોતી, પણ તેમ થયુ પણ છે

રાજા વેનને મારી નાખ્યાની વાત ભાગવત જેણે વાચ્યુ કે

સાંભળ્યું છે, તે જાણુતા જ હશે. આ બનાવ છે વૈદિક યુગનો. તે જ રીતે સગરનો પુત્ર અસમંજસ ખૂબ તોફાની હતો એટલે પ્રજાએ તેની સામે પોકાર ઉઠાવેલો, ને તેથી એને દેશનિકાલ થવું પડેલું.

રાજા ખનિનેત્રને ઉઠાડી મૂકયાનું વર્ણન અશ્વમેધપર્વમાં છે. તેવી જ રીતે ઉદ્યોગપર્વમાં બીજા દસ રાજાઓ જેમનો પ્રજાને હાથે નાશ થયો તેનો ઉલ્લેખ છે.

પ્રતીપ રાજાને ત્રણ પુત્રો હતા. દેવાપિ, શાંતનુ, ને બાહ્લિક. દેવાપિ મોટો હતો પણ તેને ચામડીનો કોઈક જાતનો રોગ હતો. તે વખતની પરંપરા મુજબ એ રાજા થઈ શકે નહિ. પણ પ્રતીપને એ વહાલો હોવાથી એણે રાજ્યાભિષેકની તૈયારી કરવા માંડી. આ જાણુતાં જ લોકોએ પ્રતીપ પાસે જઈને વિરોધ કર્યો પરિણામે પ્રતીપને નમતું આપવું પડ્યું, ને દેવાપિએ સ્વેચ્છાપૂર્વક પોતાનો હક્ક સભાની સમક્ષ જતો કર્યો.

શાંતનુનો પુત્ર વિચિત્રવીર્ય અત્યંત કામી ને સ્ત્રીલોલુપ હતો. આથી એને ક્ષયનો રોગ થયેલો. એના રાજ્યકાળમાં એક વાર ક્ષત્રિયદ્વેષી પરશુરામે હસ્તિનાપુર પર ચઢાઈ કરી. લોકોએ આ નિર્વીર્ય રાજા પોતાનું શું રક્ષણ કરશે એ ખ્યાનથી એને દેશનિકાલ કર્યો હતો.

રામને યુવરાજ બનાવતી વખતે દશરથે પૌરજાનપદ સભા બોલાવી સંમતિ લીધી હતી.

આ બધા કિસ્સાઓનું રહસ્ય શું છે? આપણા પૂર્વજોને મતે રાજા, એ પ્રજાએ પસંદ કરેલ સેવક હતો. એને રક્ષણ ઉપરાંત બીજાં કર્તવ્યો સોંપાયાં હતાં ને એમાં જો એ નિષ્ફળ જાય તો પ્રજા એને પદભ્રષ્ટ કરવાને અધિકારી હતી. સાદી ભાષામાં કહીએ તો પ્રજા અને રાજા વચ્ચે એક કરાર થતો અને એ કરારના પાલન પેટે એને ઉત્પન્નનો $\frac{1}{6}$ ભાગ મળતો હતો. શાસ્ત્રમાં આ $\frac{1}{6}$ ભાગને

સ્પષ્ટપણે 'વેતન' એવું નામ આપ્યું છે. જો કરારભંગ થાય તો પ્રજા રાજાને હાંકી કાઢે તે સ્વાભાવિક હતું. એટલું જ નહિ, પણ ધર્મ્ય હતું.

આ કરારને વિધિસરનું રૂપ આપવા માટે વેદકાળથી રાજાનો અભિષેક કરવાનો રિવાજ ચાલ્યો આવે છે. ઐતરેય બ્રાહ્મણમાં એનું વિસ્તારપૂર્વક વર્ણન છે. એમાં રાજાએ સિંહાસન પર ચડતાં પહેલાં સભાના આગેવાન જેવા રાજકૃતો (રાજા કરવાવાળા) કે રત્નિઓને બોલાવવા પડતા—ભેટ આપવી પડતી. એમાં ગ્રામણી એટલે ગામોનો આગેવાન તો હતો જ. પણ રથ બનાવવાવાળાઓનો આગેવાન જે બહુ અંશે શૂદ્ર હતો, તેને પણ બોલાવી ભેટ આપવી પડતી. ને એમના તરફથી રાજા હવે રીતસરનો રાજા થયો, તેમ જાહેરાત થતી. આ બધા પોતાને વહીવટમાં મદદ કરે તેવી તેમને રાજાએ પ્રાર્થના કરવી પડતી. સિંહાસને બેસતાં પહેલાં તેને કહેવામાં આવતું કે 'રાષ્ટ્ર તમને સોંપાય છે—ખેતી માટે, વિકાસ માટે, કલ્યાણ માટે, સમૃદ્ધિ માટે. એટલે આ રાજ્ય તમારું નથી. તમને ચોક્કસ હેતુસર સોંપાતું ટ્રસ્ટ (ન્યાસ) છે.' [ ભીષ્મે આ જ શબ્દ સભાપર્વમાં વાપર્યો છે. ] ને ઐતરેય બ્રાહ્મણમાં જણાવ્યા પ્રમાણે રાજાએ પ્રતિજ્ઞા લેવી પડતી: 'હું જો તમને પીડું તો મારું સઘળું પુણ્ય, મારું સ્વર્ગ, મારું આયુષ્ય ને મારી સંતતિ નષ્ટ થાઓ.'

આ પ્રતિજ્ઞાપાલન માટે થઈને એ બંધાયલો હતો, ને તે માટે જ એને રાજદંડ આપવામાં આવતો હતો. એ શરત ન ચૂકી જાય માટે એને વારંવાર રાજધર્મ સંભળાવાતો.

धर्माय राजा भवति, न कामकरणाय तु ।

ધર્મને માટે રાજ્યપદ મળે છે, વાસનાતૃપ્તિ માટે નહિ.

अदितव्य सदा राजा गर्भिणीसहधर्मिणा ।

ગર્ભિણી જેમ પોતાની રુચિ પ્રમાણે ચાલતી નથી–પણ બાળકનું સુખ જોઈને ચાલે છે, તેમ રાજાએ ચાલવું.

अनाथस्य नृपो नाथ स्वगृहस्य नृपोगृहम् ।
अपुत्रस्य नृप. पुत्रो ह्यपितं पार्थिवः पिता ॥

સાથેસાથ રાજા માત્ર આવા સદુપદેશોથી જ પોતાની ફરજ બરાબર પાળશે તેવી માન્યતા આપણા પૂર્વજોની નહોતી. એટલે એમણે વેદકાળમાં સમિતિ–સભાની રચના કરી હતી. બ્રાહ્મણકાળમાં પરિષદો ને પૌરજાનપદ સભાઓ હતી. ને બૌદ્ધકાળમાં નિગમો, શ્રેણીઓ ને પૌરસભાઓ હતી.

છતાં, જે રાજા પોતાનો ધર્મ ચૂકતો તેને માટે સ્પષ્ટ હતું–મૃત્યુ.

अहं वो रक्षितेत्युक्त्वा यो न रक्षति भूमिप ।
स संहत्य निहंतव्यः श्ववत्सोन्मादातुर ॥

હું તમારું રક્ષણ કરીશ એમ બોલીને જે રાજા રક્ષણ કરે નહિ, તેનો હડકાયા કૂતરાની જેમ તત્કાળ સૌએ વધ કરવો.

अरक्षितार हर्तारं विलोप्तारमनायकम् ।
त वै राजकलिं हन्यु प्रजा सन्नह्य निर्घृणम् ॥

રાજા, એ પ્રજાનો સેવક છે, ને પ્રજા એની સ્વામી છે, એ જનમત ખ્યાલ ને અમલ છેક મૌર્ય સામ્રાજ્યની સ્થાપના સુધી ચાલુ રહ્યો હતો. મૌર્ય સામ્રાજ્ય પછીથી કયા બળોએ આ વિચારના મૂળમાં ઘા કર્યો, તે આપણે આગળ જોઈશું. પણ છેક પૂર્વ બુદ્ધ-યુગ સુધી આ ખ્યાલ ચાલુ હતો, તે જાતકકથામાંની એક કથા-માંથી દેખાય છે. એક રાજા સુંદર યક્ષિણીને પરણેલ છે, ને એને જ વશ રહે છે. એક વાર એ યક્ષિણી એની પાસેથી એના રાજ્યના સર્વ લોકો પર સાર્વભૌમ સત્તા માગે છે, સારે રાજા કહે છેઃ ' સુંદરી, આ પ્રદેશવાસીઓ પર મારું ચાલે નહિ; હું એમનો સ્વામી

નથી. હુ તો જેઓ ધર્મશાસનનો ભગ કરે ને અન્યાયી વર્તન કરે, તેનો જ ધણી છુ. આ કારણે હુ તને આ પ્રદેશ પર સર્વાધિકાર આપી શકતો નથી.' સ્રીના મોહમા પણ આટલી જાગ્રતિ રાજાએ રાખવી પડતી હતી

પણ એ કાળે કેવળ રાજાઓ જ હતા, તેવું નથી જેમા રાજા ન હોય તેવા રાજ્યો પણ હતા, જેને લોકો ગણરાજ્યોના નામથી ઓળખતા.

× × ×

આર્યો સ્વતત્ર્યપ્રિય જાતિ હતા. પજાબના તેમના નિવાસ દરમિયાન મુખ્યત્વે ખેતી ને ગોપાલન પર નભતો એમનો સમાજ હતો અનાર્યો સાથેના એમના સતત ઝગડાએ એમને કોઈક સેનાપતિ જેવો રાજા પસદ કરવાની ફરજ પાડી હતી પણ રાજાતને એમણે મર્યાદામા રાખ્યુ હતુ. પણ જે આર્યો પજાબમાથી નીચે સિંધુ ને ગગા જમનાના મેદાનોમા ફેલાવા માડ્યા, તેમણે તો ઘણે ઠેકાણે આ નામધારી રાજાપદને પણ ઉડાડી દીધુ. એટલે ઐતરેય બ્રાહ્મણના કાળમા (ઈ. સ પૂર્વે ૧૦૦૦) દક્ષિણ પજાબ ને ઉત્તર સિંધમા, તેમજ ગંગાના ઉત્તર કાંઠે–છેક બિહાર સુધી છૂટાછવાયા ગણરાજ્યો પથરાયા છે. પજાબ–સિંધમા જે રાજ્યો હતા, તેમા કઠ, માલવ, યૌધેય, શિબી, બ્રાહ્મણક, વગેરે ગણરાજ્યો મુખ્ય છે. ને ગગાના ઉત્તર કાઠાના ગણરાજ્યોમા લિચ્છવી, મલ્લ, શાક્ય, તથા મથુરાની આજુબાજુ અધકવૃષ્ણિ, કુકુર, ને ભોજ.

આ બધા ગણરાજ્યોનુ મુખ્ય લક્ષણ હતુ આગેવાનો ચૂટવાનુ. રાજા, સેનાપતિ, ખજાનચી—સૌ ચૂટાતા ક્યાક આ સ્થાન માટેના ઉમેદવારો નિશ્ચિત કુટુબોમાથી લેવાતા, ક્યાક સમગ્ર આમ સમૂહમાથી. અધકવૃષ્ણિ જેવા સઘરાજ્યમા બે પ્રમુખો ચૂટાતા.

ગણરાજ્યોના આ ઉત્કર્ષનુ કારણ જોઈએ

દૂર જંગલીઓના સમૂહ વચ્ચે રહેવા જનાર થોડા સ્વાતંત્ર્યપ્રિય ને સાહસપ્રિય આર્યકુટુંબોમાં સમાનતા હોય તો જ સંપ જળવાય. ને તે સંપ હોય તો જ એમની દરિયામાંના બેટ જેવી વસાહત અનાર્ય વિસ્તારો વચ્ચે ટકી રહે. આમ, શરૂઆતમાં ગણરાજ્યોમાં સમાનતા હોવાનું કારણ અજાણ્યા પ્રદેશ વચ્ચે સંપ રાખવાની જરૂરિયાત હશે. નવો પ્રદેશ વસાવવા જે પહેલાં જાય છે, તે સૌમાં એક પ્રકારની લોકશાહી અનિવાર્ય છે. ધીમે ધીમે આ વસાહતીઓ આજુબાજુના આદિવાસીઓ સાથે મિશ્રિત થયા હશે. કોઈક આ ગણરાજ્યવહીવટમાં મિશ્ર જાતિને સ્થાન આપ્યું હશે. કોઈકે એ હક્ક મૂળ આર્ય કુટુંબોના વંશવિસ્તાર જેટલો મર્યાદિત રાખ્યો હશે. પણ જેમ જેમ તેઓ આગળ વધતા ગયા, ને આર્યોની સંખ્યા જૂજ હોય ને અનાર્યોની સંખ્યા વધારે હોય, તેમ તેમ આ રાજ્યવ્યવસ્થામાં પણ ફેરફાર થયો દેખાય છે. જ્યાં વધારે આર્યો હતા, ત્યાં સ્વાતંત્ર્યનો નાશ કરનારી આપખુદ સત્તા જમાવવી તે શકય નહોતું. એટલે ત્યાં ગણરાજ્યો રહ્યા. જ્યાં આર્યોની સંખ્યા પ્રમાણમાં ઓછી, ને મિશ્ર ને આદિવાસી પ્રજા વધારે, ત્યાં એક પ્રકારનાં રાજન્ય ગણરાજ્યો— એટલે ચૂંટણી ખરી, પણ ઉમેદવાર મૂળ કુટુંબનો જ હોય તેવું મર્યાદિત ચૂંટણીવાળુ તંત્ર થયુ. ને છેક નીચે, ગંગાના મુખ તરફ જઈએ તેમ ગજાપણાનો મહિમા વધતો ગયો હોય તેમ દેખાય છે. પાછલા વખતમાં પણ સામ્રાજ્યવાદનો જન્મ કલિંગ ને મગધમાં થાય છે, ને એનો વિરોધ હંમેશા છૂટાંછવાયાં ગણરાજ્યો તરફથી જ થાય છે.

આમ થવાનુ કારણ શુ ? એનું મુખ્ય કારણ દેખાય છે અનાર્ય વસ્તીનુ અજ્ઞાન, ને સંસ્કારદૃષ્ટિએ પછાતપણું. કલિંગ, અંગ, વંગ એ બધા પ્રદેશોમા આર્યો ગયા તો ખરા, પણ એમની સંખ્યા દરિયામા ખસખસ જેટલી પણ નહિ હોય. પોતાની પાસે જે ચડિયાતી યુદ્ધકળા ( રથ, ઘોડા, ધનુષ્ય વગેરે ) હતી, તેને જોરે વિજય તો

મેળવ્યો, પણ પોતાના મૂળ વતન–પંચનદ તેમ જ કુરુપાંચાલ પ્રદેશમાં જે જાતનું લોકસત્તામાંથી જન્મેલું રાજ્યતંત્ર હતું, તેવું આ પ્રદેશમાં કરવાનું શક્ય નહોતું દેખાતું. આદિવાસીઓ પછાત ને ટોળીઓમાં વહેંચાયેલા હતા. દરેક ટોળાને નોખો દેવ, નોખી પૂજા ને નોખી માન્યતાઓ હતી. આ બધી ટોળીઓ વહેમોમાં ઝનૂની, ને એકસૂત્ર વગરની હતી. વિજેતા રાજન્યો આદિવાસીઓની સભા–સમિતિની સલાહ મુજબ કારભાર ચલાવી શકે તે કલ્પનાતીત હતું. ને એકવાર અમર્યાદિત સત્તાનો જે લાભ ઉઠાવ્યો–સ્વાદ ચાખ્યો, તે એટલો મીઠો લાગ્યો કે છેવટ એ જ પ્રથા વાજબી છે, ને સપ્તસિંધુ કે મધ્ય આર્યાવર્તમાં જે લોકગણ્યપ્રથા હતી તે જ ખોટી છે, અવ્યવહારુ છે તેમ એમને લાગવા માંડયું. એટલું જ નહિ પણ એવી પ્રથામાં પ્રજા શાંતિથી જીવી ન શકે તેવું કહેનારાઓ પણ જતે દહાડે ઊભા થયા. પરિણામે પૂર્વમાં ગયેલા આર્યોએ નવી રાજસત્તાના બળે જૂની ગણ્યપ્રથામાં માનનાર આર્યો પર આક્રમણ પણ શરૂ કર્યું. સામ્રાજ્ય વિસ્તાર કરવાની ભૂખ ઉઘડી. જરાસંધ આવો સામ્રાજ્યભૂખ્યો આર્ય રાજા હતો. એણે અંધકવૃષ્ણિસંઘ પર આક્રમણ કર્યું હતું એને પડખે રહેલાઓ રાજાઓમાં પણ પૂર્વ આર્યાવર્તના જ રાજાઓ હતા. એદિનો શિશુપાળ, કામરૂપ (આસામ)નો ભગદત્ત ને વગેરે. પાંડુ પણ સદ્ભાગ્યે એ વખતે ગણરાજ્યો જાગ્રત હતા. એમને શ્રીકૃષ્ણ જેવા આગેવાન હતા. મર્યાદિત રાજસત્તામાં માનનાર પાંડવો એમના પક્ષે હતા. આથી જરાસંધનો પ્રયત્ન નિષ્ફળ ગયો, પણ નિર્મૂલ ન થયો. એનો ફરી ઉદય આપણે કૌટિલ્ય ને ગુપ્તસમયમાં જોઈશું છીએ.

કલિંગ ને અંગ–મગધમાંથી સામ્રાજ્યસત્તાનો વિચાર ઊભો થવાનું એક બીજું કારણ, ત્યાંની હાથીઓની વિપુલતા પણ હોય તેમ લાગે છે. તેવું જ દરિયાઈ તેમ જ મોટી નદીઓની મદદથી ચાલતા વ્યાપાર

દ્વારા મળતી કમાણી પણ એક કારણ હોઈ શકે મૌર્ય ને ગુપ્ત રાજાઓને તો આ વ્યાપારમા થતી અઢળક કમાણીએ જ મોટી ફોજ રાખવાની અનુકૂળતા કરી આપી દેખાય છે પણ ઐતરેય બ્રાહ્મણના કાળમા હજુ એ હદે આ તકરાર પહોંચી ન હતી ગણ રાજ્યોની સખ્યા જ વધારે હતી એટલુ જ નહિ, પણ વિદેહ ને કુરુ પાચાલ જેવા રાજ્યો મર્યાદિત રાજ્યસત્તાને બદલે ગણતત્રમા ફેરવાયા હતા આ ઉપરાત મગધનો રાજા અજાતશત્રુ લિચ્છવીઓના ગણરાજ્યોથી ડરતો હતો, ને પોતાના મત્રી દ્વારા બુદ્ધ ભગવાનને પૃછાવેલુ કે પોતે વજ્જિગણને જીતી શકશે કે નહિ ને ભગવાને પોતાની લાક્ષણિક ભાષામા આનદને પૃછેલુ

'આનંદ, વજ્જિઓ વાર વાર સમ્મેલન કરે છે, તથા સંમેલનમા બધાયે એકત્ર થાય છે તેમ સાભળ્યુ છે?'

'એમ મે સાભળ્યુ છે, ભગવાન.'

'જ્યા લગી આનદ, વજ્જિઓ વાર વાર સંમેલનો કરી એકત્ર રહેશે, ત્યા લગી તેમની ઉન્નતિ જ થશે આનંદ તે એમ પણ સાભળ્યુ છે કે વજ્જિઓ બધા સાથે જ બેસે છે, સાથે જ ઊઠે છે, અને સાથે જ કામ કરે છે?'

'જી, હા ભગવન્ એમ પણ મે સાભળ્યુ છે'

'આનદ, જ્યા લગી વજ્જિઓ એમ કરશે ત્યા લગી તેમની ઉન્નતિ થશે અવનતિ નહિ થાય વારુ આનદ, તે એમ પણ સાભળ્યુ છે ને, કે વજ્જિઓ જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમા નથી મૂકતા, ને જે કાયદો ઘડ્યો હોય તેનો ઉચ્છેદ નથી કરતા?'

'હા જી, એમ પણ મે સાભળ્યુ છે'

'જ્યા સુધી આનદ, વજ્જિઓ એમ કરશે ત્યા સુધી તેઓની ઉન્નતિ થશે, અવનતિ નહિ થાય અને આનંદ, તે એમ પણ

સાંભળ્યુ છે કે વજ્જિઓ કુલકુમારીઓ તથા કુલસ્ત્રીઓને ઉપાડી નથી જતા તથા તેમના પર બળાત્કાર નથી કરતા ?'

'હા ભગવન્, એમ પણ મે સાભળ્યુ છે '

'તો આનંદ, જ્યા લગી વજ્જિઓ એમ કરશે ત્યા લગી એમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય વારુ આનંદ, તે એમ પણ સાભળ્યુ છે ને, કે તેઓ પોતાના અભ્યતર તેમ જ બાહ્ય ચૈત્યોને માન આપે છે—પૂજે છે?'

'હા ભગવન્, એમ મે સાભળ્યુ છે '

'આનંદ, તે એમ સાભળ્યુ છે કે વજ્જિઓએ અરહંતો (પૂજ્ય સંતો)ના યોગ્ય રક્ષણ માટે—આશ્રય આપવા માટે બદોબસ્ત કરેલો છે?'

'હા ભગવન્, એમ મે સાભળ્યુ છે '

'આનંદ, જ્યા લગી વજ્જિઓ એટલુ કરે છે ત્યા લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ ' ને પછી મહાઅમાત્ય વસ્સકાર બ્રાહ્મણને કહે 'એક વખત મારો વૈશાલિમાં નિવાસ હતો ત્યા મે વજ્જિઓને આ સાત ધર્મોનો બોધ દીધો હતો જ્યા લગી હે બ્રાહ્મણ, વજ્જિઓમા આ સાત ધર્મો હશે ત્યા લગી એમની ઉન્નતિ થશે અવનતિ નહિ થાય વૈદેહીપુત્ર અજાતશત્રુ મગધરાજ યુદ્ધમા વજ્જિઓને નહિ જીતી શકે— તેમનુ મન સંપ ન કર્યાં વગર કે તેમ નામા ભે કરાવ્યા વગર '

સામાન્ય ગણરાજ્યો ની પરિપાટી આમા દેખાય છે ગણરાજ્યોમા સભાઓ નિયમિત મળતી એ સભાઓમા સૌ હાજરી આપતા સભામા વચ્ચેથી કોઈ ચાલ્યુ જતુ નહિ નિર્ણય થતા સુધી સૌ એમા ભાગ લેવાની ફરજ સમજતું જે નિર્ણય થયો તેને કોઈ ઉથાપતા નહિ જે નિર્ણય ન થયો હોય તેને કોઈ ઠોકી બેસાડતુ નહિ ધર્મસ્થાનો ને સંતોનું સન્માન થતુ ને વૃદ્ધ રાજનીતિજ્ઞોની સલાહ સૌ સાભળતા

હવે, આ વજ્જિ ગણતંત્ર તો ગજન્ય ગણુન ન હતુ તેમા ૭૦૦૦ કુટુંબો જ વહીવટ માટે સુયોગ્ય ગણાતા પણ એવા પણ ગણરાજ્યો હતા કે જેમા વ્યાપક સમાનતા હતી કેટલાક ગણરાજ્યોમા એકેએક વ્યક્તિ પોતે જ પોતાના હાથે અભિષેક કરી કહેતી કે 'હુ રાજા છુ.' 'હુ રાજા છુ' ને તે પછી જ પ્રમુખ વગેરેની ચૂટણી માટે સૌ મળતા કેવુ સ્વમાનપૂર્ણ ને ગભીર અર્થવાળુ એ દૃશ્ય છે! એકેએક વ્યક્તિને તે દહાડે સમાજ ભાન કરાવતો કે આ રાજ્યનો તુ જ માલિક છે. માત્ર એ મિલકતનો વહીવટ કરવા તારે દર વર્ષે કોઈને નીમવાના છે.

આવા સ્વાતંત્ર્યપ્રિય વાતાવરણમા જે પ્રજા ઊછરતી, તે મોટા આક્રમણકારો સામે બાથ ભીડતા પણ અચકાતી નહિ. હારીને શરણાગતિ સ્વીકારવાનુ તો એમના મનમાયે આવતુ નહિ મથુરાને જ્યારે જરાસંધે ઘેરી લીધુ ત્યારે અંધકવૃષ્ણિ ને ભોજ લોકો પોતાના ઢોરઢાખર લઈને વિસ્તીર્ણ, અફાટ ને ભયાનક રણમા ઊતરી ગયા. ને એ રણ સોસરવા પાછળ પડેલ કાલયવન સાથે લડતા લડતા, આખરીમા થઈને સૌરાષ્ટ્રમા આવી નવુ સસ્થાન વસાવ્યુ કોઈ કવિએ યાદવગણની આ યશગાથા કલ્પનાની પાંખે ચડીને પ્રજા પાસે ગાવા જેવી છે

સ્વાતંત્ર્ય માટેનો આ ઉત્સાહ કેવળ યાદવગણનો જ ન હતો કઠગણમા સ્ત્રીઓ આક્રમણકારો સામે રથ હાકતા હાકતા મૃત્યુને વરેલી. પાછલા વખતમા આપણો જોઈશે તો યૌધેય ને માલવગણે પરદેશી આક્રમણકારો સામે ટક્કર ન ઝિલાઈ ત્યારે અંધકવૃષ્ણિ સઘની જેમ જ રજપુતાનાના મરુધરણમા પીછેહઠ કરી નવુ સસ્થાન વસાવેલુ દેહની જેમ જ મુલક આવે ને જાય, પણ ભાવના અમર છે ને એ અમરત્વ જાળવી રાખવુ જોઈએ માણસે પોતાની જરૂરિયાત માટે ગણતંત્ર ઊભુ કર્યુ છે એટલે, ગણતંત્ર માણસને

બંદી બનાવે તે અસહ્ય છે. શક્તિ એ મુક્તિની દાસી થવી જોઈએ. આ વાત ગણરાજ્યોના પ્રજાજનોને ધાવણમાં શીખવાની હતી.

આવી હવામાં ઊછરનાર પ્રજા તેજસ્વી ને પ્રાણવાન બને તે સ્વાભાવિક છે. કેળવણીનું શાસ્ત્ર કહે છે: 'પરવશતા, ભય, માણસની ઉન્નતિ રોકે છે. ને સ્વાતંત્ર્ય, બાળકમાં જે શ્રેષ્ઠ છે તેને બહાર લાવે છે.' ઇતિહાસ જાણે એની સાક્ષી પૂરે છે. આપણા આજ સુધીના ઇતિહાસના શ્રેષ્ઠ પુરુષો કહેવાય તેવા ત્રણ—શ્રીકૃષ્ણ, બુદ્ધ ને મહાવીર, ગણરાજ્યોમાં જન્મ્યા ને ઊછર્યા હતા. શ્રીકૃષ્ણ જન્મ્યા ને ઊછર્યા અંધકવૃષ્ણિ સંઘમાં, બુદ્ધ શાક્યસંઘમાં, ને મહાવીર લિચ્છવીગણમાં. બુદ્ધે પોતાનો જે સાધુસંઘ ઊભો કર્યો તેમાં પણ પોતે જે રાજકીય સંઘમાં જીવન વિતાવ્યું તેને મળતું બંધારણ ઘડ્યું.

આપણે આજે કેવા છીએ, તે આગળ જોઈશું. પણ આપણે પહેલેથી જ વ્યક્તિવાદી, ટૂંકી સ્વાર્થબુદ્ધિવાળા, ને અસામાજિક, કે માત્ર પરલોક વિષેના વિચારોમાં મગ્ન રહેનારી પ્રજા હતા તે વાત સાવ પાયા વગરની છે. આપણી પ્રજાને વારંવાર શીખવાતું કે—

त्यजेदेकं कुलस्यार्थे, ग्रामस्यार्थे कुलं त्यजेत्।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत्॥

કુળને માટે થઈને વ્યક્તિએ ભોગ આપવો. ગામનું ભલું કરવા માટે કુળને તજવું પડતું હોય તો તજવું.

સામૂહિક જીવન વિષેની જાગ્રતિ આપણા પૂર્વજોની એટલી બધી હતી કે બુદ્ધે જે સાધુસંઘ સ્થાપ્યો તેને પણ નવા નિયમો કેમ કરવા, મતભેદો કેમ પતાવવા, નવા ભિક્ષુઓને કેમ લેવા તેના વ્યવસ્થિત નિયમો ઘડી આપ્યા. કોઈપણ નવો નિયમ કરવો હોય, નવા ભિક્ષુને લેવો હોય, કે ફરિયાદ પતાવવી હોય તો સાધુસંઘને એકઠો કરવો જોઈએ. ત્યાં કોઈકે દરખાસ્ત મૂકવી જોઈએ. દરખાસ્ત ત્રણ વખત

વાંચવી જોઈએ. તે પછી મમતિ લેવા દરેકને મત આપવા જણા-વવુ જોઈએ. આ મતદાન માટે એક જણે અગાઉથી શલાકા (મત-પત્રક માટે વપરાતી વિવિધરંગી સળી) આપવી જોઈએ અમુક સંખ્યામા તો સાધુઓ હાજર જોઈએ જ. ઝગડાની સદ્દતી વચ્ચે ચર્ચા ન કરવી હોય તો એક નાની સમિતિને સુપરત કરવો જોઈએ. આ બધા નિયમો વાચીએ તો ઘડીભર આપણને શકા થઈ જાય કે આપણે હમણાની ધારાસભાની કાર્યવાહીના નિયમો વાચતા તો નથી ને ' ૨૫૦૦ વર્ષ પહેલાં સામૂહિક પ્રશ્નોની ચર્ચા ને નિર્ણય માટે આ નિયમો ઘડાયા હતા. છતા આપણા કાનમાં રોજબરોજ પરદેશીઓએ, ને તેનુ બોલ્યુ બોલવાવાળાએ, શાળા ને કોલેજોમા સભળાવ્યા કર્યું છે કે આપણે વ્યક્તિવાદી હતા લોકશાહી ગમમ તો હિંદુસ્તાનને યુરોપે શીખવી. જ્યારે સાચી વાત ઇતિહાસ એમ કહે છે કે અહીંના સસારવિમુખ નિવૃત્તિપરાયણ સાધુમંડને પણ સામૂહિક જીવનનો પાયો અચળ રાખવાનો ખ્યાલ હતો પ્રત્યેક સાધુએ રોજ રટવુ પડતુ—

'संघ सरणं गच्छामि ।'

વિશેષ સમજવાની વાત એ છે કે તે કાળનું સામૂહિક જીવન એ ઘેટાજીવન નહોતુ માણસોની વિશિષ્ટતાનો નાશ કરી મોટા પાયા પર બીબા કાઢનાનુ એ યત્ર નહોતુ એટલે આ ત્રણ ગણ્યોમા શ્રેષ્ઠની પૂજા થતી ને કનિષ્ટને મદદ થતી વિવિધ કળાની ઉપાસના થતી

વૃષ્ણિઓ નૃત્યગીતમા કુશળ ગણાતા શ્રીકૃષ્ણની બસી મશહૂર છે કઠગણમા ઉપનિષદોમા રત્નસમુ કઠોપનિષદ રચાયુ હતુ શાક્યોએ બુદ્ધને એના ઘણા અનુયાયીઓ આપ્યા માલવો મુલ્કમશહૂર યોદ્ધાઓ હતા, છતા એમને એલેક્ઝાડરની ચડાઈના પ્રતિહાસકારે સગીતપ્રિય કહ્યા છે ટૂંકમા તો આ બધા ગણો ભારે કદરદાન હતા બુદ્ધે

લિચ્છવીઓને દેવો સાથે સરખાવ્યા હતા. ગ્રીકોએ માલવો, શૂદ્રકો, ને કઠોની ગૌરવપૂર્ણ રૂપાળી આકૃતિઓનાં વખાણ કર્યાં છે.

કૌટિલ્યે અર્થશાસ્ત્રમા આ ગણરાજ્યોની નબળાઈઓમાં કલા ને વિજ્ઞાનની સતત ચાલ્યા કરતી ચર્ચાને ગણાવેલ છે.

આ બધુ સૂચવે છે કે, એકે સમૂહમાં વ્યક્તિ દટાઈ કે દબાઈ નહોતી ગઈ.

ને વ્યક્તિ આમ વામણી ન થઈ જાય માટે જ વારંવાર त्यजेदेकं कुलस्यार्थे ની જોડાજોડ કહેવાતુ કે— आत्मार्थे पृथिवीं त्यजेत्. सघ सरण गच्छामि ની જોડાજોડ આવતુ धम्म सरण गच्छामि. ગમે તેવડો મોટો સમૂહ હોય તો પણ તે માનવીના અંતરાત્માનો માલિક ન થઈ શકે. અતરાત્માના અવાજ ખાતર સમગ્ર વિશ્વને તજવું પડતુ હોય તો તજવુ. પણ આ, અને વ્યક્તિવાદ એ જુદી વસ્તુ છે. વ્યક્તિવાદ, સ્વાર્થમાંથી—અલ્પભાવમાંથી ઊભો થાય છે, જ્યારે ધર્મના મૂળ સેવા, નિરભિમાનિતા ને સત્યનિષ્ઠામાં છે. આપણા એ પૂર્વજોએ ક્ષુદ્ર સ્વાર્થ-નિષ્ઠ વ્યક્તિને સઘનિષ્ઠ થવાનો આદેશ દીધો હતો, પણ સત્યનિષ્ઠાને તો સંઘનિષ્ઠા કરતાય ઊચી ગણનાનું લોકસમૂહને શીખવ્યુ હતુ. એટલે જ, એ કાળે પુરોહિતધર્મનુ ઉન્મૂલન કરનાર બુદ્ધ, કે ઈશ્વરના અસ્તિત્વનો જ ઈન્કાર કરનાર સાખ્યવાદીઓને એમના વિરોધી-સમૂહે ન તો પાણા માર્યા કે ન તો સોક્રેટિસની જેમ ઝેર પીવાની ફરજ પાડી

× × ×

માનવસમાજની વિવિધ પ્રવૃત્તિઓમા ત્રણ પ્રવૃત્તિઓ મુખ્ય છે— રાજકીય, ધાર્મિક ને આર્થિક આપણે ઉપર જોયુ કે આમ રાજકીય જીવનમા રસ લેતી હતી, એટલુ જ નહિ પણ હક્કો માટે પ્રાણાર્પણ પણ કરતી. ધાર્મિક જીવનને વ્યાપક ને વ્યવસ્થિત કરવા સંઘજીવનને

બુદ્ધે મહત્ત્વનું સ્થાન આપ્યુ હતુ. ને બુદ્ધ પહેલા પણ છૂટાછવાયા સાધુઓના આવા સંઘો હતા એટલે, ત્યા પણ સામૂહિક જીવનને અવગણ્યુ નહોતુ સમાજની ત્રીજી મહત્ત્વની પ્રવૃત્તિ છે, આર્થિક પ્રવૃત્તિ આ પ્રવૃત્તિ, એ સમાજની ઇમારતનો પાયો છે હરેક માણસે કાઇંક ને કાઇંક આર્થિક પ્રવૃત્તિ કરવી પડે છે. આને અગે થોડે કે વધારે અશે એણે બીજા પર આધાર રાખવો પડે છે એ યુગનું આ સબધી ચિત્ર શુ છે? આપણે જોઈશુ કે એ ચિત્રમા પણ એક પ્રકારનુ સ્થાનિક સંઘજીવન જ આપણને દેખાય છે

આર્યસમાજ જેમ જેમ વિકસતો ગયો તેમ તેમ એમા નવા ને નવા ધધાઓ શોધાતા ગયા પહેલા જે સમાજ ગોપાલન ને ખેતી એ બે જ ધધાઓ પર ચાલતો હતો તે અનેક નાનામોટા ધધાઓમા વહેચાઈ ગયો. આખો ઉત્તરાપથ આવા ધધાદારી મંડળોથી એ કાળે છવાઈ ગયો હતો ને જેમ જેમ આવા આર્યો સ્થિર થતા ગયા, તેમ આવા ધધાદારી મંડળો—જેને તે કાળે શ્રેણીબધ્ધ કહે છે, તે પણ વિસ્તરતા ગયા આવી શ્રેણીમા માત્ર વેપારી કે કારીગરો નહોતા, પણ એનુ મહત્ત્વ, ગાનારા, નાચનારા, નટો, ભાડૂતી સિપાહીઓ, અરે પુરોહિતો પણ સમજતા દેખાય છે કારણ કે એ બધાની સહકારી શ્રેણીઓ દેખાય છે જે સહકારી ખેડૂતમડળીઓની આપણે આજે વાત કરીએ છીએ, તેના ખેડૂતના સહકારી શ્રેણી-સઘો દેખાય છે કારીગરોમા વણકર, તલ પીલનારાઓ, કુભારો, કસારાઓ, વાસકામ કરવાવાળાઓ, હાથીદાતનું કામ કરવાવાળા ગોપાલકો, યત્રમચાલકો, વગેરેની શ્રેણીઓ મુખ્ય છે વેપારમા, વ્યાપારીઓ ને શરાફોની મડળીઓ મુખ્ય છે સ્વાભાવિક છે કે આ બધી શ્રેણીઓના સઘજીવનની રાજ્ય પર અસર થાય જ. રાજ્યને પણ આખરે કમાણીના સાધનો આ શ્રેણીઓ હતી વ્યાપારની આયાત ને નિકાસ પરની જકાત એ આવકનું બહુ મોટુ સાધન

હતુ એટલે રાજ્યતંત્રમાં આ શ્રેણીઓના મુખ્યોને બહુ આદર અપાતો વેપારીઓની મંડળીઓને શ્રેણીઓ કહેતા. ને બધી મંડળીઓના મોવડીને મહાશ્રેષ્ઠી કે નગરશ્રેષ્ઠી (નગરશેઠ) કહેતા દુર્યોધન જ્યારે વનમાં પાંડવોને પકડવા જતાં ગાંધર્વને હાથે પકડાય છે, ને યુધિષ્ઠિર વચમાં પડ્યા ત્યારે જ છૂટે છે, ત્યારે અપમાન ને દુઃખથી નિરાશ થઈને રસ્તા વચ્ચે જ બેસી અનશનવ્રત લઈ લે છે. કર્ણ સમજાવે છે ત્યારે કહે છે 'અપમાનિત થયેલો ને હારેલો હું શ્રેણીમુખ્યો આગળ જઈને શું મો બતાવું?' દુર્યોધન જેવા સ્વછંદ રાજાને પણ શ્રેણીમુખ્યોના અભિપ્રાયની ચિંતા હતી આ શ્રેણી, ને શ્રેણીમુખ્યોના મહત્ત્વની બીજી સૂચક વાત જાતકમાં છે મગધમાં એક શ્રેણીનો મુખી માંદો પડતા શ્રેણીના સભ્યો મગધરાજ બિંબિસાર પાસે ગયેલા, ને તે વખતના શ્રેષ્ઠ વૈદ્ય જીવકને આ શ્રેણીની સારવાર માટે મોકલવા વિનંતિ કરેલી આ જીવક કેવળ બિંબિસારનું રાજવૈદ્ય ને ભગવાન બુદ્ધ ને તેનો સંઘ, એ એની જ સુશ્રૂષા કરતો. પણ બિંબિસારે તેને આ શ્રેણીમુખ્યની સેવા કરવા મોકલેલો ને શ્રેણીમુખ્યે સાજા થતા એને ૨૦,૦૦૦ કાર્ષાપણ આપેલા

આ બધી શ્રેણીઓને એના પોતાના નિયમો હતા દરેક સભ્યે કેટલી મૂડી આપવી, કેટલો માલ આપવો, કેટલી જાતમહેનત આપવી, દામમાં (નફામાં) દરેકે કેટલો ભાગ લેવો, નુકસાન થાય તો કેમ વહેંચવું, આ વિશે બહુ ઝીણવટથી નિયમો ઘડાયા હતા દા ત. ભાડૂતી સૈનિકોની શ્રેણીને જો રાજાએ પરદેશમાં પ્રદેશમાં લૂંટ કરવા મોકલી હોય તો મોકલનાર રાજાને ૧/૩ ભાગ મળે પછી બાકીના ધનના સરખા ભાગ કરી આગેવાનને ચાર ભાગ, ખાસ બહાદુરી કરી હોય તેને ત્રણ ને બાકીનાને એકેક ભાગ મળતો

સામાન્ય શ્રેણીમાં કોઈ ભાગીદાર મરી જાય તો એનો હિસ્સો

એ માટે નિમાયલા ખાસ અધિકારીને સુપરત થતો; ને તે, તેના કાયદેસર વારસને સુપરત કરતો.

આ બધી શ્રેણીઓ પોતપોતાનો ન્યાય પોતેજ તોળતી એટલું જ નહિ, પણ એના સભ્ય અને સભ્યની સ્ત્રી વચ્ચેની તકરારો પણ પતાવતી. ભગવાન બુદ્ધે પણ ભિક્ષુણીઓને દાખલ કરતાં પહેલાં એનો પતિ જો શ્રેણીનો સભ્ય હોય તેની સંમતિ મેળવવાનો નિયમ ઠરાવેલો.

શહેરો મુખ્યત્વે આવી શ્રેણીઓના-જૂથોનાં બનેલાં હતા. દરેક ધંધાવાળાની અલગ શેરીઓ હતી. ક્યાંક તો એના અલગ અલગ પરાં હતાં. એક પરામાં ૧૦૦૦ લુહારો રહેતા એવો ઉલ્લેખ છે. આ બધા શ્રેણીમુખ્યોની સભા, તે પૌરજાનપદ સભા કહેવાતી. ને તે, રાજાને શહેર તથા રાજ્યના વહીવટમાં સલાહ આપતી. મોટા નિર્ણયો લેતી વખતે આજુબાજુના ગામડાના ગ્રામણિકો–પટેલોને બોલાવાતા. રાજા બિંબિસારે એક વાર આવા ૮૦,૦૦૦ જનોની પૌરજાનપદ સભા બોલાવેલી. વેદકાળમાં જે સ્થાન સભા અને સમિતિનુ હતું તે સ્થાન આ કાળમાં પૌરજાનપદ સભાનું દેખાય છે. અલબત્ત, જેમ જેમ આપણે પૂર્વ તરફ વધતા ગયાએ તેમ તેમ આગળ ચર્ચા કરી તે કારણોસર આવી પ્રજાકીય સભાનુ જોર ઓછુ દેખાય છે. ને પાછળથી આવી સભાઓ પોતાના ધંધાદારી સુખદુ:ખો જણાવવા, ને અંદર અંદરની તકરારો પતાવવા પૂરતી જ રહી છે. પણ એ સ્વરૂપે પણ એનુ મહત્ત્વ ઓછું આંકવાનું નથી. છેક અંગ્રેજો આવ્યા ત્યા સુધી આ શ્રેણીઓ, કુલસભાઓ, પૌરજાનપદ સભાઓ, ગ્રામસભાઓ, નિગમો, વગેરેએ આપણા દેશના સામાન્યજનના જીવનની આડ ઢાલ જેવુ કામ કર્યું છે આપણે ત્યા પ્રજાતંત્રને બદલે રાજાશાહી ચાલતાં રાજ્યો ચર્યાં, સામ્રાજ્યો થયા, પરદેશી રાજ્યો થયાં. વિગ્રહો થયા. રાજ્યપલટા થયા, પણ તેથી આપણો સમાજ ભાંગી ન ગયો. કારણ

કે સમાજનું અર્થજીવન ભાંગ્યુ ન હતુ. ત્યા એ શ્રેણીઓ, નિગમો ને ગ્રામસભાઓ જીવતી હતી. એણે તળાવો બાધ્યા, નહેરો સમરાવી, મંદિરો રચ્યાં, આંબાવાડિયાં ઉછેર્યાં; ધર્મશાળા, વિદ્યાલયો, પાઠશાળાઓ ચલાવી. કાચબો જેમ ઘા આવતાં ઢાલમાં પોતાનુ અંગ સંકોચી લે તેમ આપણા સમાજે આ સ્થાનિક સંઘજીવનમા પોતાને સંકોચી લીધુ. આ આર્થિક સંઘજીવન સલામત હતુ ત્યાં સુધી સમાજ સંપૂર્ણપણે મર્યો નહિ. અર્થજીવન, એ લોકોનો આધાર છે. લોકોનો આ આધાર લાંબા કાળ સુધી અક્ષત રહેલ. આથી આપણે રાજકીય પારતન્ત્ય ભોગવવા છતા નાશમાંથી ઊગરી ગયેલા. તેમ જ વિદ્યાકળાના વિકાસ માટે આપણે રાજ્ય પાસે હાથ ન લંબાવવો પડ્યો. અલબત્ત, રાજકીય સત્તા પ્રજાના હાથમાંથી જતાં નુકસાન થયુ તે કાંઈ ઓછુ નહોતુ, પણ બુદ્ધકાળના મધ્યાહ્ન સુધી તો તે પણ પ્રજાના કાબૂ નીચે હતુ. એટલે, રાજકીય, આર્થિક ને ધાર્મિક ત્રણે અંગોમાં બુદ્ધ ભગવાનના સમયે નવજીવનની ભરતી હતી. પણ ભરતી પછવાડે જ જેમ ઓટ આવે છે, તેમ ઓટની તૈયારી પણ થતી હતી. કોણ હતા આ ઓટ લાવનારા, તે આપણે હવે જોઈશુ.

★

# પ્રકરણ : ૧૧

મૌર્યવંશનો છેડો, એ હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનું સીમાચિહ્ન છે. તે પછીથી પૌરાણિક ભારત એટલે પુરાણો પર ચાલતા હિંદુસ્તાનનો જન્મ થાય છે. પહેલાં ૬૦૦ વર્ષ, આ જન્મ પામતા પૌરાણિક ભારત ને ભગવાન બુદ્ધે સ્થાપેલા બૌદ્ધસંઘ વચ્ચેના ગજગ્રાહનાં છે. શરૂઆતમાં બૌદ્ધસંઘ વ્યાપક બને છે, પણ ૬૦૦ વર્ષના અંતે બૌદ્ધસંઘ એ ગજ-ગ્રાહમાં હારે છે, ને પૌરાણિક ભારત વિજયી બને છે. એટલે, મૌર્ય-વંશના અંત પછીનાં ૬૦૦ વર્ષ, હિંદુસ્તાનના ઇતિહાસમાં આંતરબાહ્ય ગજગ્રાહનાં છે. મુખ્યત્વે એ ગજગ્રાહ બૌદ્ધવિચારણા અને પુરોહિત વિચારણા વચ્ચે છે, પણ તેનાં સ્વરૂપો ને ફણગા જુદે જુદે સ્થળે ને જુદે જુદે સ્વરૂપે હોય છે. આ યુગનું બીજું મુખ્ય લક્ષણ મધ્ય એશિયામાથી ને પામીર પ્રદેશમાંથી વારંવાર આવતાં જંગલીઓનાં આક્રમણો છે. આવાં આક્રમણો કરનારી જાતિઓ મુખ્યત્વે ત્રણ છે—શક, ઋષિક-તુષાર, ને હૂણ.

આ ગજગ્રાહમાં બાહ્ય દૃષ્ટિએ છઠ્ઠી સદી પછી બૌદ્ધસંઘની હાર થવા છતા આંતરદૃષ્ટિએ બૌદ્ધ વિચારણાની એક રીતે જીત થઈ. તે કેવી રીતે, તે આગળ જોઈશું.

ભગવાન તથાગતનો જે સંદેશો અશોકે ભારતવર્ષની બહાર ફેલાવ્યો તેનાં સુંદર ફળો ઊતર્યાં. ચીનમાં બૌદ્ધધર્મ ઈશુ પૂર્વે બીજી સદીમાં પહોંચ્યો હતો. કાશ્મીરમાં વસતા એક બૌદ્ધ સાધુ કશ્યપ

માતાને એવું સ્વપ્નું આવ્યું કે જાણે એની પાસે ભોજનનો ભંડાર છે, પણ ચારે બાજુ લોકો ભૂખે મરી રહ્યા છે કશ્યપ મુનિએ એનો અર્થ એ તારવ્યો કે એની આજુબાજુ જે અસંસ્કારી પ્રજાઓ જ્ઞાનના અભાવે દુ:ખી થઈ રહી છે તેને સંસ્કાર આપનારી ભગવાન તથાગત એને આજ્ઞા કરે છે ને એ એક ઘોડા પર ગ્રંથો લાદી કારાકોરમના હાડ ગાળી નાખે તેવા બરફથીજ્યા ઘાટો ઓળંગતા, ચીન તરફ ચાલી નીકળ્યા આમ, બે મહાન પાડોશીઓ વચ્ચે ધર્મની, પ્રેમની ગાઢ સંધાઈ જે સદીઓ સુધી અતૂટ રહી ઈશુ પહેલાની બીજી સદીથી તે ઈશુ પછીથી ત્રીજી સદી સુધી હિંદુસ્તાને એક બાજુ જાવા-સુમાત્રા ને બીજી બાજુ સીરિયા સુધી સંસ્કાર પ્રચારનું જે કામ કર્યું છે તેની કદર આપણી શાળાઓમાં ચાલતા ઇતિહાસમાં થઈ નથી

પુરાતત્ત્વ સંશોધક બીલને મતે બ'ઈજનના નવા કગાર કરતા ૭૦૦ ગણું ભારતીય બૌદ્ધ સાહિત્ય ચીની ભાષામાં ઊતર્યું છે ઈસ્વીસનની સાતમી સદી સુધી હિંદુસ્તાનમાંથી બૌદ્ધ સાધુઓ ચીનમાં નિયમિત જતા ચીનના વિખ્યાત શહેરોમાં આ ભારતીય બૌદ્ધો શાંતિથી રહી શકે તે માટે અનેક મઠો બાંધેલા હતા. જે ભાગ્યશાળીઓ તથાગતનો આ સંદેશો લઈ ગયા, તેમાં સૌથી જાણીતું નામ છે કુમારજીવનું એ કાસ્મીર પડખેના એક રાજ્યના પ્રધાનનો પુત્ર હતો પણ તથાગતની જેમ વૈભવ છોડી તેમનો સંદેશો ફેલાવવામાં આયુષ્ય વિતાવતો હતો. તે જ્યાં રહેતો હતો ત્યાં એક વાર ચીનના કોઈ રાજાએ ચડાઈ કરી, ને તેને કેદી તરીકે ઉપાડી ગયા પણ કુમારજીવ તેથી કાંઈ હાર ખાય તેવો નહોતો તેણે ચીની ભાષા હસ્તગત કરી, ને બુદ્ધના ઉપદેશોને ચીની ભાષામાં ઉતારવા માંડ્યા હિંદુધર્મની ભગવદ્‌ગીતાના સ્થાને બૌદ્ધધર્મમાં મુકાતી 'સદ્ધર્મ પુંડરિક' કુમારજીવે ચીની ભાષામાં ઉતારી હતી ને હિંદુસ્તાનમાંથી જેમ

બૌદ્ધ સાધુઓ જતા ગયા, તેમ જ ચીનમાંથી પણ તથાગતની જન્મ ને કર્મભૂમિના દર્શન કરી પવિત્ર થવા ચીનના સાધુઓ પણ આવતા ગયા. ફાહિયાન ને હ્યુએનત્સાંગ નામો તેમા વધારે પ્રસિદ્ધ છે તેઓએ જે વર્ણનો લખ્યા છે તેમા ચીનના છેવાડાથી છેક કાશ્મીર સુધી ઠેર ઠેર બૌદ્ધ સાધુઓ ને વિહારો હોવાના ઉલ્લેખો છે ... ત. ફાહિયાન લખે છે 'લોપનોરમા ૪૦૦૦ ભિક્ષુઓ છે તે બધા હીનયાન સંઘના છે કારાશહરમા ૪૦૦૦ થીયે વિશેષ–બધા હીનયાન સંઘના ખોતાન હજારો સાધુઓ–બધાયે મહાયાન સંપ્રદાયના કાશ્ગર એક હજારથીયે વધારે–હીનયાન સંઘના ' એ લખે છે કે 'ખોતાનમા ખાનગી ગૃહસ્થોને પણ પોતાના બુદ્ધમંદિરો છે એમા નાનામા નાનું ૨૦ ફૂટ ઊંચુ છે '

પણ વિશેષ આશ્ચર્ય પમાડે તેવુ બયાન તો છે મધ્ય એશિયાના તાકલામાકન રણના ઉત્તર દક્ષિણ છેડે હારબંધ આવેલ રણદ્વીપોમા ફેલાયેલી બૌદ્ધસંસ્કૃતિનુ

જગપ્રસિદ્ધ મુસાફર સ્વેન હેડિનને આ વિજ્ઞાનના જમાનામા પણ આ રણ પસાર કરતા કરે પ્રાણ આવી ગયેલા ને કેવળ ચમત્કારના જોરે જ બચેલ ગઈ સદીના છેલ્લા દસકામા આ ભાગમાથી રેતીની નીચે દટાઈ ગયેલા શહેરો, સ્તૂપો, વિહારો ગુફાઓ શોધાવા માંડ્યા છે રેતીના થરના થર નીચે દટાઈ ગયેલ આ બધુ અકબંધ હતુ એમાથી જે નીકળ્યુ તેણે દુનિયાને દેખાડ્યુ કે આ રણદ્વીપોમા તો ફેલાઈ હતી ભારતીય બૌદ્ધસંસ્કૃતિ ખોતાન પાસેથી પાલી ભાષામા લખાયેલુ ધમ્મપદ મળી આવ્યુ કુશ શહેર પાસેથી અર્ધસંસ્કૃત ને અર્ધપ્રાકૃતમા લખેલ વૈદક પરનો એક કાવ્યગ્રંથ મળી આવ્યો એમા ચરકના ૨૮ ને સુશ્રુતના ૬ શ્લોકો ટાંક્યા હતા ધમ્મપદ તો બીજી સદીમા લખાયેલુ હતુ આ પછીથી ચીન, જપાન, રશિયા, ઇંગ્લંડ–

ની દેશના સંશોધકો મધ્ય એશિયાના આ નિર્જળ ને વેરાન રણ પ્રદેશમા ઊભરાવા લાગ્યા ને દુનિયા પાસે રેશમ, કાગળ, ચામડા, ને ભોજપત્રો પર લખેના દસ્તાવેજો, ચિત્રો, કાષ્ઠાકૃતિઓ ને અજતા જેવી ગુફાઓમા આળેખેલા ભીંતચિત્રો મૂકવા લાગ્યા પણ સૌથી ચડી જાય એવો ભડાર તો સર ઓરેલ સ્ટીનને હાથ લાગ્યો ગણના પૂર્વ છેડાના એક શહેરથી આઠ માઈલ દૂર, પહેલા ૧૮૨ ગુફાઓ શોધાઈ જેમા સેકડો ભીંતચિત્રો હતા ૧૯૦૮ મા ઓરેલ સ્ટીનને ખબર પડી કે આ ગુફામા એકાતમા રહેનાર એક સાધુને ક્યાક સતાડેલા ભડારની ખબર છે, ને એમા કેટલાય દસ્તાવેજો છે મહા મુશ્કેલીએ આ સાધુ પાસેથી એ ભડારનો પત્તો મેળવ્યો એક મોટી ગુફામા એક પથ્થર ખસતો હતો પથ્થર પર ચિત્ર ચીતરેલું હતું જેથી કોઇને શકા ન જાય ૯૦૦ વર્ષ પર આ ગુફામા રહેનાર સાધુઓ કોઈ ઓચાનક આફતમા નાસી છૂટતી વખતે આ ભોયરામા ચિત્રો, ગ્રથો, મૂર્તિઓ—બધુ દેખી ગયા હતા કેવડો વિશાળ હતો આ ભડાર ! ભડારમાના ગ્રથો ને ચિત્રોની પ્રાથમિક યાદી રતા જ સર ઓરેલને ત્રણ અઠવાડિયા લાગ્યા ! એમા ૨૦૦૦૦ હસ્તપ્રતો ને દસ્તાવેજો હતા ૫૫૪ ચિત્રો હતા ૩૦૦૦ ગ્રથો તો સસ્કૃતમા હતા ને ૫૦૦ તો બૌદ્ધધર્મના જ ગ્રથો હતા

બીજી એક જગ્યા તુર્ફાનમાથી બીજી સદીના ત્રણ બૌદ્ધ નાટકો મળી આવ્યા એમા એક હતુ 'સારીપુત્ર પ્રકરણમ્' સારીપુત્ર નામના પ્રમુખશિષ્યનુ પરિવર્તન બુદ્ધ ભગવાને કેમ કર્યું તે એમા ચીતરાયુ છે એનો નાટયકાર છે વિખ્યાત કવિ અશ્વઘોષ જે કનિષ્કનો રાજકવિ, ને બુદ્ધચરિત નો કર્તા હતો

ચીનમાથી ઈ સ ૩૭૨મા બૌદ્ધ સાધુ કોરિયામા ગયા, ને ત્યાથી ૫૩૮ મા જપાનમા

સિંહલમાં તો અશોકનો પુત્ર મહેન્દ્ર ને પુત્રી સંઘમિત્રા જ તથાગતનો સંદેશ લઈ ગયાં હતાં. પણ બુદ્ધ જ્યાં જન્મ્યા તેની બાજુનો જ પ્રદેશ—નેપાલમાં અશોક ને તેની પુત્રી ચારુમતિ ને જમાઈ દેવપાલે સંદેશ પહોંચાડ્યો હતો. ને ત્યાંથી નેપાલરાજની એક પુત્રીએ તિબેટરાજને પરણી બુદ્ધધર્મને તિબેટમાં રાજ્યાશ્રય અપાવ્યો હતો.

પણ સૂર્ય તેનાં કિરણો ચોદિશે ફેલાવે છે. ભારતવર્ષની પૂર્વે આવેલા સુવર્ણદ્વીપ, કંબોજ, જાવા, સુમાત્રા, બાલી, અનામ—આ બધા દેશો શું આ ધર્મસંદેશથી વંચિત રહ્યા હતા, ખરા?

ભારતવર્ષના હૃદયમાંથી આ સંદેશો લઈ જનારા ધર્મપ્રેમી સાધુ ને ઉપાસકોની શ્રદ્ધા ને ઉત્સાહનું સાચું પ્રતીક તો છે જાવાનું મહામંદિર બોરોબદુર. બૌદ્ધધર્મને જન્મ ભારતવર્ષે આપ્યો, પણ તેનું સૌથી વિશાળ મંદિર બંધાયું જાવામાં. આ વિશ્વવિખ્યાત મંદિર એ સાચી રીતે એક નાનકડા શિખરમાં નવ માળ કોતરીને બનાવ્યું છે. એમાંના પાંચ માળ ચોરસ આકારના છે, ને ઉપલા ચાર કોતર્યા છે વર્તુલાકારે. આ વિશાળ મંદિરનો ભાર કદાચ પાયો સહન કરી નહિ શકે તેમ બાંધતાં કારીગરોને લાગ્યું હશે એટલે પાયા, ને છેલ્લા માળને મહાકાય પથ્થરોના આધારો આપ્યા છે. પહેલા ચારે માળ ફરતી સળંગ અટારી મૂકી છે, ને એમાં ચારે દિશામાં બુદ્ધના વિવિધ પૂર્વાવતારો અક્ષોભ, રત્નસંભવ, અમિતાભ, ને અમોઘસિદ્ધની મૂર્તિઓ કોરી છે. આ ચાર માળમાં લલિતવિસ્તાર ને જાતકમાળાના બુદ્ધના અનેક અવતારોની કથા અનેક મૂર્તિવિધાનોમાં ખડી કરી છે. ત્રીજા ચોથા માળમાં સુધન નામના એક યુવકનું ધર્મમંથન ને ધર્મની શોધના પ્રસંગો કંડાર્યા છે. ચારે માળમાં થઈને આવી શિલ્પમૂર્તિઓ લગભગ ૧૫૦૦ છે.

બોરોબદુરની સમગ્ર રચના જાણે બૌદ્ધયાત્રીના આંતરજીવનનો

ચડધો પાડવા માટે કરાઈ છે. છેક પહેલા માળમાં એને એવાં જ શિલ્પો જોવા મળે છે કે જેમાંથી એ માત્ર સત્શીલ ને કુશીલ–શ્રેય અને પ્રેયનો ભેદ સમજે. તે પછી તેને જ્યારે સત્શીલ તરફ પગલું ભરવાનું મન થાય, એટલે ઉપલા માળે, બુદ્ધના અનેક અવતારોમાં તેમણે જે અનેક ગુણો સિદ્ધ કર્યા તેનાં પ્રેરણાત્મક ઉદાહરણો જોવા મળે; ને છેવટે જ્યારે સંસારત્યાગની ઉત્કટ ઇચ્છા જન્મે ત્યારે તેણે તેના જેવા જ પેલા સુધન નામના યુવકની વાત જોવાની હતી. ને છેવટ સુધનની જેમ અનેક બુદ્ધો ને બોધિસત્ત્વોની મદદ લઈને તે ઉપર પહોંચે તો શાંત, નિર્વાણના પ્રતીકસમા સ્તૂપનું દર્શન થતું. યાત્રી આંખ ઉઘાડીને જોતો તો સામે લીલી ડાંગરના ખેતરો ને ધર્મછત્ર સમી શોભતી નાળિયેરીઓથી ઊભરાતું જાવાનું ગગન દેખાતું.

ક્યાં તાકલામકાનનું રણ, ક્યાં આમુદરિયા ને સિરદરિયાના કાંઠાઓ ને ક્યાં જાવા ને બાલીની પત્રપુષ્પે છલી જતી ખીણો! –બધે જ એ કાળે સંદેશ ફરી વળ્યો હતો:

बुद्ध सरण गच्छामि।
संघ सरण गच्छामि।
धम्म सरण गच्छामि।

આ મંત્રના રટનારાઓને કોઈ રંગ–જાતિના ભેદભાવો નહોતા. ઊંચા–નીચા, કાળા–ગોરા, શિક્ષિત–અશિક્ષિત, સૌ એકગાંઠે બંધાયા હતા. 'એક-એશિયા'નું મહાન સ્વપ્ન જાણે એ કષાયવસ્ત્રધારી સાધુઓ વગર હથિયારે સિદ્ધ કરતા હતા!

તુર્કાનમાં અશ્વઘોષનાં નાટકો ભજવાતાં હતાં. સિલોનમાં વિહારના ઉત્સવમાં અક્ષમંદના સાધુઓ ને શ્રાવકો આવતા હતા. વિક્રમશિલા વિદ્યાપીઠનો વિદ્યાર્થી જાવામાં ભણવા જતો. તિબેટનો રાજા નાલંદા વિદ્યાપીઠમાંથી યોગ્ય શિક્ષકોને પોતાના રાજ્યને સંસ્કારી બનાવવા

આમંત્રતો. બોધિવૃક્ષની માવજણી માટે, ને મંદિરની મરમ્મત માટે સિંહલ ને યવદ્વીપના રાજ્યો ગાયો ભેટ મોકલતા. એશિયાના વિવિધ દેશો જાણે મહાન બોધિવૃક્ષ પરના માળાઓ હતા.

× × ×

પણ આ બધા દેશોને જેણે પ્રેરણા આપી તે ભારતવર્ષ આ સમય દરમિયાન શું કરતો હતો? સાચી વાત એ છે કે બુદ્ધ ભગવાનના જન્મથી તે બુદ્ધધર્મની વિલીનતા સુધીના ૧૬૦૦ વર્ષના ગાળામાં ભારતવર્ષ એ એશિયાનું નાભિચક્ર હતું. ભારતવર્ષમાં જે જે પરિવર્તનો થયા તેના પડછંદા એશિયામાં ઊઠ્યા. એટલે, જે કાળે પેલા તાકલામકાનનાં રણોમાં સંસ્કૃતિ મહોરી હતી, તે કાળે ભારતવર્ષમાં તો એની સુંદર શાખો ઝૂલતી હતી. આ કાળમાં જ આજે યે પ્રેરણા આપતો સાંચીનો સ્તૂપ, અમરાવતીના સ્તૂપો, અજંતાની ગુફાઓ ને ભીંતચિત્રો થયા. આ કાળે જ વિદેશી કુશાન રાજાઓને હાથે ભારતવર્ષ આવવાના પહાડી માર્ગ પર કાબુલ પાસે ૧૭૫ ફૂટ ઊંચી બુદ્ધની મૂર્તિઓ કોતરાઈ. આ કાળમાં જ કાર્લી, વાવ અને બનામીના ચૈત્યગૃહો કાળમીંઢ પથ્થરના હૈયામાં કોતરાયા. પણ આ બધું ન થયું હોત, ને કેવળ સાંચીનો જ સ્તૂપ—એક જ આ કાળ દરમિયાન સર્જાયો હોત તો પણ ભારતીય શિલ્પીઓની કળા ને ભગવાન તથાગત પ્રત્યેની શ્રદ્ધા અમર થાત ઈ. સ. પૂર્વે બીજી સદીથી તે ઈ. સ. પછીની દસી સદી



પ્રવેશદ્વારશિલ્પ—અમરાવતી

સુધીના ૮૦૦ વર્ષનું સમગ્ર ભારતવર્ષનું એ તીર્થસ્થાન બન્યુ હતું. અશોકની રાણીએ ત્યાં ભગવાન તથાગતનાં અસ્થિ પધરાવ્યાં ત્યારથી એ બૌદ્ધધર્મની શ્રદ્ધાના પ્રવાહનું એકમાત્ર સ્થાન બન્યુ.

વચલો ને મુખ્ય સ્તૂપ ૫૬ ફૂટ ઊંચો છે, ને તેનો વ્યાસ ૧૨૧ ફૂટ છે. આજુબાજુ બીજા એવા કેટલાયે સ્તૂપોના અવશેષો પડ્યા છે. એવા બે સ્તૂપોમાંથી બુદ્ધના પ્રમુખશિષ્યો મોગલાન ને સારીપુત્તનાં અસ્થિઅવશેષો મળી આવેલાં.

સાંચી પ્રસિદ્ધ છે, આ સ્તૂપની આજુબાજુની પથ્થરની જાળી, ને તેના ચાર તોરણો (દરવાજા) માટે. આ પથ્થરની જાળી અને તોરણોમાં ભારતવર્ષનું ૭ સદીનું સ્વપ્ન કંડારાયુ છે. ને તેને કંડારી જીવંત કરવામાં ભારતવર્ષના એક છેડા પરથી બીજા છેડા સુધીના લોકોએ શ્રદ્ધાને મૂર્ત કરતો દાનપ્રવાહ રેલાવ્યો છે. ભગવાન, જનસામાન્ય પ્રત્યેની કરુણાના અવતાર હતા. આ અમૂલા સ્તૂપમાં જનસામાન્યે એમના પ્રત્યેની ભક્તિ વહેવડાવી છે. દાન આપ્યાં છે એક વીણાવાદકે, મજૂરોના એક મુકાદમે, વિદિશાના હાથીદાંતના કારીગરોએ. કોઈ કે અખંડ દીવામા પૂરવાના ઘીનું દાન આપ્યુ છે, તો કોઈ કે સુગંધ માટે અગરબત્તીઓનુ.

ને આ તોરણો પર શુ કોતરાયું છે? બૌદ્ધધર્મનો ઝોક સંન્યાસ તરફ હોવાથી સહેજે કોઈ ધારી શકે કે ત્યા લાગણી વિનાના સ્થિર સાધુઓની હારમાળા કોતરી હશે, અથવા તો કોતર્યાં હશે સંસાર કેવો દુખમય છે તેના ચિત્રો. પણ જે સલાટો ને સ્થપતિઓએ આ તોરણો, સ્થંભો, ગુફાઓ, કમાનો, ચૈત્યો રચ્યા તેમના હૃદયમાથી તથાગતના ધર્મનુ રહસ્ય જાણે નવા જ અર્થો લઈને અવતર્યું છે. તથાગતે કરેલી તત્ત્વચર્ચા, તેમની તર્કબદ્ધ દલીલો, જાણે એમના મનમાંથી સરી પડી છે. એમના અંતરમા તો આરપાર ઊતરી ગઈ

છે કરુણા. સંસાર ક્લેશમય છે, કારણ માણસ પોતાના જાતભાઈ તરફ, પશુ પંખી તરફ કરુણા કેળવતો નથી. જો કરુણાના હોજ છલકાય તો ક્લેશ, સંતાપ, નનાં મોટાં દુઃખો ધોવાઈ જાય ને રહે તેય મોળાં બને. પર્વતના હૃદયને કોતરનારા એ શિલ્પીઓ આ વાત પોતાની હૈયાઉકલતથી જાણે સમજી ગયા છે. એટલે એમાં કોતરી છે જાતકમાંની પેલી વાર્તા, જેમાં બુદ્ધ ભગવાને એક અવતારમાં વાનરરાજ તરીકે પોતાના સમગ્ર વાનરસમુદાયને શિકારીઓથી બચાવવા નાના નાળા પર પોતાનું શરીર પુલ તરીકે ગોઠવી દીધુ હતુ. એમાં કોતરી છે જાતકમાંની તે વાર્તા, જેમાં ભગવાને હાથી તરીકે પોતાના આશ્રિતોને કેમ રક્ષણ આપ્યુ. એ તોરણો પરનાં શિલ્પોમાં નાચતી, ગાતી, ખાંડતી સ્ત્રીઓ છે. રાજાઓ ને તેની પરિચારિકાઓ, હાથીઓની સવારીઓ ને ઉત્સવો છે. પણ તે બધાયને વહેવડાવવાનું પ્રમુખ સ્થાન છે કરુણાની ધારામા.


સાચીના સ્તૂપની અંદરનો પ્રદક્ષિણામાર્ગ

અજંતાની ગુફાઓમા જે જગપ્રસિદ્ધ ભીંતચિત્રો છે તેમા પણ આ જ પ્રાણ ધબકે છે.

માથું તે નમે છે એ શિલ્પીઓના પુરુષાર્થ આગળ. અજંતામાં ૨૯ ગુફાઓ છે. નાસિકમાં છે ૨૩. ને આમાની કેટલીક ગુફાઓ

તો ૯૦ ફૂટ લાંબી ને ૯૦ ફૂટ પહોળી છે. કાર્લીમાંનું ચૈત્યગૃહ ૧૪૪ ફૂટ લાંબું, ૪૫।। ફૂટ પહોળું ને ૪૬ ફૂટ ઊંચું છે. મોટામાં મોટો આવો વિહાર ઇલુરામાં છે. તે ત્રણ માળ ઊંચો છે, ને ૭૨ ફૂટ લાંબો, ને ૧૧૨ ફૂટ પહોળો છે.

આવા વિશાળ વિહારો કોતરનારનું દર્શન, ધીરજ, શ્રદ્ધા—એક શબ્દમાં કહીએ તો તપસ્યા કેટલી ઉચ્ચ હશે! તેની કલ્પના આવતાં ગદ્ગદ્ થયા સિવાય રહેવાતું નથી. શિલ્પીઓ ને સાધુઓની કેટલીયે પેઢીઓએ આ જ વિચારની વિશુદ્ધ રીતે એકોપાસના કરી હશે ત્યારે આ રચના થઈ હશે ને?

એકાદ બેટ પર, ઘૂઘવતા સમુદ્ર સામે, એકાદ ખીણના મૂળ પાસે પડતા ધોધની સામે, એકાદ પહાડના શિખર પર, લોકોના કોલાહલથી દૂર, છતાં લોકોના સુખદુઃખથી જરાયે દૂર નહિ એવી રીતે આ શ્રમણો ને સાધુઓએ ભગવાનનો વારસો સાચવી રાખ્યો હતો. ને એવી ઉત્કટતા, એકાગ્રતા ને અદ્ભુત કલાથી સાચવ્યો કે બુદ્ધધર્મનો નાશ થયા છતાં આ વારસાનો સ્વીકાર કર્યા સિવાય એના વિરોધીઓને પણ ન ચાલ્યું.



## પ્રકરણ ઃ ૧૨

અશોકે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવીને હિંદુસ્તાનના સીમાડા પર ને બહારના પ્રદેશોમાં વસતી પછાત ને જંગલી જાતિઓને સંસ્કારી બનાવવામાં ઘણો મોટો ફાળો આપ્યો; પણ તળ આર્યાવર્તમાં એક નવો ચીલો પાડ્યો. ને તે, રાજ્યની પ્રતિષ્ઠા ને સત્તાને જોરે ધર્મ પ્રવર્તાવવાનો. ભગવાન તથાગતે પોતાના સંદેશાનો વિસ્તાર કરવા રાજ્ય તજ્યું હતું. અશોકે એ સંદેશાનો વિસ્તાર કરવા રાજ્યને એની સાથે જોડ્યું. એમ કહી શકાય કે આ એક શુભ હેતુપૂર્વક થયેલી ભૂલ હતી. ધર્મ તો એનાથી કેટલોક પ્રવર્ત્યો, પણ વિગ્રહ પણ તેનાથી ફેલાયો. ને રાજ્યસત્તા કબજે કરવાની તાલાવેલી દરેક ધર્મવાળાને લાગી તે તો તેમાંથી પરિણમ્યું જ. ધર્મ પોતે કાયદા કે નિયમના જોરે આવે તેવી વસ્તુ નથી. તે તો મનમાં—પ્રસન્ન ને મુક્ત મનમાં ઊગવાની વસ્તુ છે. મનમાં એ ઊગી ચૂકી હોય તો કાયદો તેને મદદ કરી શકે. અશોકના શાસને જેટલે અંશે બુદ્ધધર્મનો સાચો જ ફેલાવો કર્યો તેનો યશ તેને, ને પહેલાં ભગવાન તથાગતના સંઘે કરેલ કાર્યને જાય છે. પણ રાજ્યની પ્રતિષ્ઠાને જોરે જ્યારે ધર્મ વ્યાપક બને છે ત્યારે એનું સત્ત્વ મારું જાય છે. કારણ કે તેમાં ધર્મ ખાતર નહિ પણ રાજાની પ્રસન્નતા માટે ભળનારા દંભી, ને 'હા જી હા' કરનારા વધી જાય છે. ઉપરાંત, ધર્મના અનુયાયીઓ પોતાના બળે ઊભા રહેવાનું ભૂલી જઈ સત્તાના ટેકે જ ઊભા રહેતા થઈ જાય છે.

અશોક પહેલાં આર્યાવર્તનાં રાજ્યો કોઈ એક ધર્મને જ પોતાની પ્રતિષ્ઠા નહોતાં આપતાં અનેક વાદો લોકોની વચ્ચે ઉપદેશાતા, ને લોકો તે વાદના ગજગ્રીવ લાભોનો વિચાર કર્યા સિવાય વાદના ખંડન ગુણદોષ તપાસી પસંદ કરતા હવે દરેક વાદવાળાએ જોયુ કે રાજ્ય પોતાનું સમગ્ર બળ એકાદ ધર્મના પલ્લામાં નાખે છે, તેથી પ્રામાણિક હરીફાઈ જેવું રહ્યું નથી આથી દરેક વિચારણા, એક યા બીજા પ્રકારે રાજસત્તા પર કાબૂ મેળવવાની ખેંચતાણ કરવા લાગી આ ખેંચતાણમાં રાજાઓને પોતાના પક્ષમાં લેવા જુદા જુદા પ્રકારના લાભો—અધિકારો આપવાનું પણ આવે જ. આમાંથી જે પક્ષે રાજાઓને સૌથી વિશેષ અધિકારો આપવાનું પોતાની વિચારણામાં ગોઠવ્યું તેને રાજ્યકર્તાવર્ગે રાજ્યધર્મનું સ્થાન આપ્યું આમ રાજા ને ધર્મની વ્યવસ્થિત ગાંઠ બંધાઈ. આ ગાંઠ બાંધવામાં પૌરાણિક ધર્મે, ને તેના પુરોહિતોએ સૌને પાછળ મૂકી દીધા

અલ્હાબાદના કિલ્લામાં અશોકે ઊભો કરાવેલો એક સ્તંભ છે તેના પર લોકોને સમજાય તે માટે પાલી ભાષામાં તેણે પોતાનો પ્રસિદ્ધ શિલાલેખ કોતરાવ્યો છે. તેમાં કહ્યું છે 'ધર્મનું પાલન તેજ ઉન્નતિનું સાધન છે, ને ધર્મ છે લોકોનું વધુમાં વધુ ભલું, ને ઓછામાં ઓછું બૂરું કરવામાં સ્થળચર અને જળચર સૌ જીવોને મે વિવિધ દાન આપ્યાં છે' અશોકે જે સ્તંભ પર 'ધર્મવિજય જ સાચો વિજય છે એમ કોતરાવ્યું તેના જ પર એક બીજો શિલાલેખ છે ને તે છે સંસ્કૃતમાં તેમાં લખ્યું છે

'જેના મહાભાગ્યમાં કોશલનો મહેન્દ્ર, મહાકાંતારનો વ્યાઘરાજ, કેરલનો મંત્રરાજ, કાંચીનો વિષ્ણુગોપ, અવમુક્તાનો નીલરાજ, વેંગીનો હસ્તિવર્મા, પાલકનો ઉગ્રસેન, દેવરાષ્ટ્રનો કુબેર, કુસ્થલપુરનો ધનંજય ને દક્ષિણના અનેક રાજવીઓને બંદીવાન કરી મુક્ત કરવાની કીર્તિ મેળવવાનું લખ્યું હતું,

'જેનું મહાપરાક્રમ રૂદ્રદેવ, ચંડવર્મા, નાગસેન, અચ્યુત, નંદી, બલવર્મા ને આર્યાવર્તના બીજા અનેક રાજાઓને ઉખેડી નાખવામાં પ્રગટ થયું હતું,

'નેપાલ, કામરૂપ ને બીજા સીમાન્તના રાજાઓ, ને માલવા, અર્જુનાવત, યૌધેય, મદ્ર, આભીર વગેરે ગણરાજ્યો જે સમ્રાટની આજ્ઞાઓ સંપૂર્ણતઃ પાળતા, ને ખંડણી ભરતા,

'જેણે રાજ્યપદથી ચ્યુત થયેલા ઘણાયે વંશોને ફરી સ્થાપિત કર્યા હતા, ને જેણે પોતાના વિશાળ બાહુના બળે સમગ્ર પૃથ્વીને એકત્ર કરી શક, શાહાનુશાહી, શાર્દા, સિંહલ—સૌની સેવાઓ, ને કન્યાદાનો મેળવ્યાં હતાં, તે મહારાજાધિરાજ કીર્તિવંત ચંદ્રગુપ્તનો તથા મહાદેવી કુમારદેવીનો પુત્ર...'

જે યુગ મૌર્યવંશના અંત પછી બેઠો તેને સમજવા માટે આ શિલાલેખ જ પૂરતો છે. જાણે ધર્મવિજયના આદર્શને હટાવી બાહુબળે અંગત સેવા ને કન્યાદાન લેવાનો આદર્શ ફરીથી સ્થાપવાની આમાં જાહેરાત છે. એટલે જ ઇતિહાસકારો આ યુગને 'અશ્વમેધ પુનરુદ્ધાર યુગ' કહે છે.

× × ×

બૌદ્ધ ને જૈનધર્મે જ્યારે યજ્ઞયાગપ્રધાન વૈદિક ધર્મની સામે બંડ ઉઠાવ્યું, ત્યારે શરૂઆતમા તો બ્રાહ્મણ–પુરોહિતોએ તેની તરફ લક્ષ નહોતું આપ્યુ. ઉત્તરાપથમાં એ વખતે એવા ઘણાય નાના નાના વિચારસંપ્રદાયો હતા. પણ તેથી વૈદિકધર્મને કશી ઈજા પહોચી નહોતી. તેમાં આ બે ઓળિયાથી શું બગડી જવાનું છે, તેમ પુરોહિતોએ ધાર્યું હશે. આ બેફિકરાઈમાંથી જાગીને જોયું તો બન્ને સંપ્રદાયોએ વનની પ્રચંડ આગની જેમ ફેલાવા માંડયું હતું. માત્ર આ આગ બાળતી નહોતી પણ લોકોના અંતઃકરણને ઠારતી હતી.

ને એક પછી એક રાજાઓ આ ધર્મના અનુયાયી થતા જતા હતા. અશોકે જેમ બૌદ્ધધર્મને ટેકો આપ્યો હતો તેમ કાલિંગ-ચક્રવર્તી ખારવેલે જૈનધર્મને ટેકો આપ્યો હતો. પુરોહિતવર્ગે હવે જાગ્યા સિવાય બીજો ઉપાય નહોતો. આ બન્ને બંડખોર ધર્મો એમના આખા વર્ગનો જાણે નાશ કરવા બેઠા હતા. તે વખતના પુરોહિતવર્ગ પર આ ફેરફારની કેવી પ્રચંડ અસર થઈ હશે, તેનો ખ્યાલ એ ઉપરથી આવશે કે અશોકે તેના રાજમહેલ ને રાજ્યના અન્ય કામોમાંથી ૨૦,૦૦૦ પુરોહિતોને મુક્ત કર્યા હતા. ને રાજાનું વલણ જોઈને પ્રજાના બીજા વર્ગોએ પણ પુરોહિતોને તજી દીધા હોય, તે તદ્દન સંભવિત છે. પુરોહિતો ને ક્ષત્રિયવર્ગની વચ્ચેનો ઝગડો છેક રાજા વિશ્વામિત્ર ને વસિષ્ઠના વખતથી ચાલતો હતો. એમાં જ પરશુરામે એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી હતી; ને ઝગડાને અંતે હારીને કોકણ ને મલબાર તરફ ચાલ્યા ગયા હતા. પુરોહિતોના જ્ઞાનના ઇજારા સામે જ ઉપનિષદનું તત્ત્વજ્ઞાન ઊભું થયું હતું. જેના મુખ્ય વિચારકો જનક, પ્રવાહણ, કેકય, અશ્વપતિ વગેરે રાજાઓ જ હતા. બુદ્ધે પણ આ ક્ષત્રિયોના પુરોહિતો સામેના બળવાને જ આગળ લીધો હતો. આ બળવામાં બ્રાહ્મણોએ જોયું કે પરશુરામની જેમ પોતાનો પરાજય થયો હતો. સામાન્ય લોકો એમના હાથમાંથી ચાલી ગયા હતા ને ક્ષત્રિયવર્ગ એમને દાદ દેતો નહોતો. આ મૂંઝવણનું વિષ્ણુપુરાણમાં સુંદર વર્ણન આપ્યું છે:

'આ પાખંડી ગુરુએ ફેલાવેલ ભ્રમણાએ, દૈત્યોને નાસ્તિક જૈન ને બૌદ્ધધર્મમાં ખેંચ્યા. એટલું જ નહિ પણ જૂઠા સિદ્ધાંતો ફેલાવીને બીજાને પણ એ જ ઉપદેશને માર્ગે ચલાવ્યા. અંતે બધા જ એ માર્ગે વળી ગયા. સૌએ ત્રણે વેદોએ બોધેલા સિદ્ધાંતો ને નિયમોને તજી દીધા. કેટલાક પવિત્ર ધર્મગ્રંથોની નિંદા કરવા લાગ્યા. કેટલાક દેવોનો તિરસ્કાર કરવા લાગ્યા. કેટલાક યજ્ઞો ને

ધાર્મિક ક્રિયાકાંડોની મશ્કરી કરવા લાગ્યા, ને બીજા, બ્રાહ્મણોને ધૂત્કારવા માંડ્યા તેઓ કહેવા લાગ્યા કે 'જે આજ્ઞાઓ યજ્ઞમાં પશુહિંસા કરવાનું કહે છે, તે અત્યંત ત્યાજ્ય છે. અગ્નિમાં ઘી હોમવાથી ખૂબ બદલો મળશે તેમ કહેવું એ બાળબુદ્ધિનું સૂચક છે ઇંદ્રે અનેક ક્રિયાકાંડ કર્યા પછી ઇંદ્રપદ મેળવ્યું તેમ કહે છે તે ઇંદ્રપદ મળ્યા પછી પણ જો એને આ યજ્ઞના ઇંધણા જ ખાઈને જીવવાનું હોય તો તેના કરતા તો આ પૃથ્વી પરના પશુઓ સારા કે પાંદડા ખાઈને જીવે છે જો યજ્ઞમા હોમેલું પશુ સ્વર્ગમાં જતું હોય તો યજ્ઞ કરનારે એના પિતાને જ હોમવો તે વધારે યોગ્ય નથી ? શ્રાદ્ધ વખતે એમને અપાયેલું ભોજન બીજાને પહોચી જતું હોય તો બીજે ગામ રહેનારને માટે ભોજન લઇ જવાની જરૂર શી છે ? એટલે, પહેલા એટલું નક્કી કરો કે માણસની સામાન્ય બુદ્ધિથી સમજાય તેવું શું છે ' અને આવું આવું કહી તે ઉપદેશક છેવટે કહેવા લાગ્યો કે 'અને પછી તમે જોશો કે મારા ઉપદેશમા આવી સ્પષ્ટતા છે. હે મહાન અસુરો, શાસ્ત્રાજ્ઞાઓ આકાશમાથી નથી ઊતરતી જે આના વિવેક સાથે બંધબેસતી હોય તે જ આજ્ઞાનો મારે ને તમારે સ્વીકાર કરવો જોઈએ ' આ, ને આવા પ્રકારના ઉપદેશોથી બધા દૈત્યોને બગાડી મૂક્યા તેથી એક પણ દૈત્ય વેદની મહોત્કૃષ્ટતા સ્વીકારવા તૈયાર ન થયો '

બુદ્ધધર્મે જે કાળા અનાર્યોને દાસોને, પુરોહિતો ને પુરોહિતોએ રચેલા સમાજમાથી છૂટા થવાના ત્રવાજે ખોલી આપ્યો, તે અનાર્યો ને દાસોને આમા દૈત્યો કહ્યા છે, તે ઉઘાડું છે આમને પાછા કેમ કાબૂમા લાવવા તે પુરોહિતવર્ગ પાસે મુખ્ય પ્રશ્ન હતો બીજા કોઈ દેશમા આના સમયે પુરોહિતવર્ગે બંડ ખૂનખરાબી, માસતમ કર્યા હોત યુરોપના રોમન કથોલિક ધર્મના અંદર ઝગડા એનાથી ભર્યા છે પણ અહીંના પુરોહિતોને પોતાની બૌદ્ધિક શક્તિ પર વિશ્વાસ

હતો. ઉતાવળે આંબા પકવવાનું ડહાપણભર્યું નહિ લાગ્યું હોય, એટલે એમણે જે ઉપાયો લીધા તે નીચે મુજબના હતા:

૧. રાજ્યશક્તિની મદદ લેવાનો નિશ્ચય

૨. બુદ્ધધર્મના કેટલાક સદ્દંશોને લેવાની તૈયારી

૩. લોકોને સમજાય તેવી રીતે ધર્મગ્રંથોની રચના, ને ધર્મજાગૃતિ

ઈ. સ. પૂર્વે ૧૯૦ થી ઈ. સ. ૬૦૦ સુધીનાં વર્ષો પુરોહિતોનાં આ દિશાના પુરુષાર્થનાં વર્ષો છે. કૌટિલ્યમાં આના બીજરૂપ ચિહ્નો પડ્યાં છે, તે આપણે જોયું છે. પણ એ ચિહ્નોને આપણે સીમાડા પર ઊભેલ ગણીશું.

વૈદિક યુગમાં રાજાની વરણી થતી. રાજા પ્રજા સાથેના કરારને પરિણામે સત્તા પર આવતો, ને કરારભંગ કરે તો રાજા પદભ્રષ્ટ થતો—વધ પણ પામતો બૌદ્ધધર્મે પણ આ જ વિચારણાને ટેકો આપ્યો હતો. એટલું જ નહિ પણ રાજા વિનાનાં પ્રજારાજ્યો, ને કુલરાજ્યોને ટેકો ને ઉત્તેજન આપ્યા હતાં સમગ્ર ક્ષત્રિયવર્ગને પુરોહિતોની ચૂડમાથી બચાવવા માટે આ જ તર્કયુક્ત રસ્તો હતો. પણ જ્યારે પુરોહિતોએ જોયુ કે રાજ્યસત્તા વગર તો ટકવું મુશ્કેલ છે, ત્યારે તેમણે રાજનીતિમા નવો પનરો લીધો એ અરસામાં રાજનીતિ પર ચર્ચા કરના ગ્રંથો પરાશર, ભરદ્વાજ, વિશાલાક્ષ, કાત્યાયન, ઘોરસુખ વગેરેને નામે લખાવા માંડ્યા. આ બધા કેટલીક બાબતોમા જુદા જુદા વિચારોના હતા, પણ પુરોહિતવર્ગને ઊંચે લાવવામા એકમત હતા. કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં આમાંના કેટલાક વિચારોની વિવેચના પણ કરી છે. આ પુરોહિતતરફી રાજ્યનીતિશાસ્ત્રીઓએ ત્રણ સિદ્ધાન્ત મૂકયા:—

૧. ગણરાજ્યોનો વિરોધ

૨. એકચક્રી રાજ્યની તરફેણ

૩. રાજા ક્ષત્રિય હોય કે શુદ્ર, દ્રવિડ હોય કે પર્વતવાસી—ગમે તે હોય, પણ તે દેવાંશી છે, તેવા વિચારની સ્થાપના અને તેની વિરોધી વિચારસરણી સામે કાયમી રક્ષણ.

ચંદ્રગુપ્ત મૌર્ય શૂદ્ર હતો તેમ કહેવાયું છે. કૌટિલ્ય એને મુદ્રા-રાક્ષસ નાટકમાં વારંવાર 'વૃષભ' કહીને સંબોધે છે.

પુરાણોના કહેવા મુજબ શૂદ્ર ક્ષત્રિયવંશનો મહાપદ્મનંદ પછી અંત આવ્યો, ને સમગ્ર ઉત્તરાપથમાં બીજા ક્ષત્રિયકુળના રાજાઓ શાસન કરવા લાગ્યા. કૌટિલ્યના મતે, રાજા, એની સમાજવ્યવસ્થામાં સુજાત હોય કે દુર્જાત હોય, ભાયાત હોય કે આગંતુક પણ હોય, પણ તે રાજા છે, એટલે માન આપવું જોઈએ. તેણે આર્યજાતિના રીત-રિવાજોને તથા આશ્રમ ને વર્ણવ્યવસ્થાને ટેકો આપવો જોઈએ, ને બ્રાહ્મણો ને શાસ્ત્રોની આજ્ઞાનુ પાલન કરવું જોઈએ.

તે છતાંયે, તે રાજાને દેવાંશીપદ આપતાં અચકાય છે. પણ જે પ્રતિક્રાંતિ પુરોહિતોએ ધારી હતી, તે પ્રત્યક્ષ સ્વરૂપે શુંગવંશમાં થઈ. તે કાળે લખાયેલ મનુસ્મૃતિમાં રાજાને સાફસાફ દેવાંશી કહેલ છેઃ 'આ અરાજક સમાજમાં ચારે બાજુ અંધાધૂંધી ઊભી હતી. તેની વ્યવસ્થા આણવા ઈશ્વરે ઈંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્રમા અને કુબેરના અંશો લઈને રાજા બનાવ્યો. દેવતાઓના અંશો-માંથી એ બનેલ હોવાથી બીજાં બધાં પ્રાણીઓ કરતાં તેનું તેજ વધારે છે. રાજા બાળક હોય તો પણ તેની, માણસ જેવો સમજીને અવગણના થઈ શકે નહિ; કારણ, એ માનવદેહે દેવતા છે.' ને પરાશરસ્મૃતિમાં તો રાજાની હત્યા કરનારનું શ્રાદ્ધ કરવાની પણ મનાઈ કરી છે. રાજાને આવું અભયદાન ને મહત્ત્વ આપીને મનુ એની પાસેથી માગે છે શું?—ચાતુર્વર્ણ્યવ્યવસ્થાને ટકાવી રાખવાનું, અને વેદોએ કહેલ આચારવિચારને ઉત્તેજન આપવાનું. તેથી મનુ સ્પષ્ટ

કહે છેઃ 'જે વેદની બહારની સ્મૃતિ ને દર્શનો છે તે બધાં જૂઠાં છે, અંધકારમય છે, ને પરલોક માટે નિષ્ફળ છે. વેદથી વિરુદ્ધ જે પંથો ઊભા થાય છે, તે જૂઠા ને નિષ્ફળ છે. ને વેદને જાણવાનો, વાંચવાનો, સંભળાવવાનો અધિકાર કેવળ બ્રાહ્મણ પુરોહિતનો જ છે.'

'શૂદ્ર વેદશ્રવણ કરે તો તેના કાનમાં તેલ ને સીસું પૂરી દેવું. તે જો બોલે તો તેની જીભ કાપી નાખવી.' એ આજ્ઞા હોય ત્યાં વેદ જાતે વાચવાનો તો પ્રશ્ન જ કયાં રહ્યો? બુદ્ધે પોતાના ઉપદેશો પાલીમાં આપ્યા હતા, ને પોતાના ભિક્ષુઓને, જે જે પ્રદેશમાં જાય તે તે પ્રદેશની ભાષામાં જ્ઞાન આપવાની આજ્ઞા કરી હતી. કારણ કે એને જ્ઞાનવિતરણ કરી સૌ લોકોને સુખી કરવા હતા. પ્રતિક્રાંતિ કરનારાઓને મુઠ્ઠીભર પુરોહિતોના હિતને સ્થાયી કરવું હતું, એટલે એ, એથી ઊંધુ જ—સંસ્કૃત ભાષાને અને અધિકારવાળાને મહત્ત્વ આપતા હતા.

મનુ, આખા સમાજને જૂના વૈદિક રિવાજો પર લઈ જવા માગે છે. બુદ્ધના સ્તૂપો, ને પૂજા જોઈને ભાગવત ને બીજા સંપ્રદાયોમાં મંદિરો ઊભા થયાં હતાં, પણ મનુ તે મંદિરપૂજાને પણ ઉતારી પાડે છે. એને તો સમાજને પ્રાચીન યજ્ઞો ને પુરોહિતોના જમાનામાં પાછો ખેંચી જવો છે. એટલે એ કહે છેઃ

'બ્રાહ્મણ ગમે તેવુ પાપ કરે તો પણ તે અવધ્ય છે.' 'રાજા ભૂખે મરે તો પણ બ્રાહ્મણો પાસેથી કાંઈ કર ન લે.' અને શૂદ્ર? 'શૂદ્ર તો દાસ્ય માટે જ ભગવાને પેદા કર્યો છે. તે જાતે ગુલામ ન હોય–ગુલામીમાથી છૂટો થયો હોય તો પણ તેણે બ્રાહ્મણ ને ત્રિવર્ણનુ દાસત્વ જ કરવાનુ છે.'

બુદ્ધયુગે, ચાતુર્વર્ણ્યવ્યવસ્થામાના અન્યાયને તોડી નાખ્યો. મનુ એ જ વર્ણભેદ પર આખો સમાજ ફરી રચવા માગે છે.

શૂદ્ર ન્યાયાધીશ તો ન થઈ શકે; તે તો બ્રાહ્મણ જ બને. પણ

કેમ ચલાવવામા, મુદત ઠરાવવામા પણ ઊંચનીચ પ્રમાણે ઠરાવવાનુ મનુ કહે છે જે ઊંચી જાતિના છે, તેનો કેસ પહેલો ચાલે

પણ સૌથી ભયાનક તે દેશની ઉન્નતિ ને એકતાને છિન્નભિન્ન કરનારી જે વાત મનુએ કહી તે તો ન્યાયાલયમા પણ સરખો જ ગુનો હોવા છતા જાતિ પ્રમાણે વધારે ઓછા દંડ કરવાની

'બ્રાહ્મણ જો ક્ષત્રિયની નિંદા (બદનક્ષી) કરે તો તેનો પચાસ પણ દંડ કરવો વૈશ્યની બદનક્ષી કરે તો પચીસ, અને શૂદ્રની બદનક્ષી કરે તો બાર પણ જો શૂદ્ર બ્રાહ્મણની નિંદા કર તો તેની જીભ કાપી નાખવી કારણ કે તે નીચ છે જો શૂદ્ર દ્વિજને ગાળો દે તો દસ આગળનો લોખંડનો સળિયો તપાવી તેના ગળામા ઉતારી દેવો' [૮ ૨૬૮–૨૭૧]

'નીચ જાતિનો માણસ જે અવયવ વડે ઉચ્ચ જાતિના માણસને ઈજા કરે તે અવયવને કાપી નાખવુ'—આ મનુની આજ્ઞા છે [૮ ૨૭૯]

જો કે, બ્રાહ્મણોની આ પ્રકારની ઉચ્ચતા, ને દાસો પ્રત્યેનો તિરસ્કાર નવો નહોતો યજુર્વેદ ને ઋગ્વેદમા એ પડેલ હતો યજુર્વેદની તત્તિરીય સંહિતામા [૨ ૫–૧૦] આજ્ઞા છે જો બ્રાહ્મણ અને અબ્રાહ્મણની વચ્ચે તકરાર હોય તો રાજાએ બ્રાહ્મણને ટેકો આપવો બ્રાહ્મણને ટેકો આપીને તે પોતાને ટેકો આપે છે બ્રાહ્મણનો જે વિરોધ કરે છે, તે પોતાનો જ વિરોધ કરે છે'

લોકોને—હલકાવર્ણને વશ રાખવા માટે મૌર્યયુગને અંતે રાજા ને પુરોહિતો વચ્ચે એકરાગ સ્થાપવાનો જે પ્રયત્ન મનુએ કર્યો તેના બીજ પણ અગાઉના બ્રાહ્મણગ્રથોમા પડ્યા હતા

ઐતરેય બ્રાહ્મણમા એક જગ્યાએ કહે છે 'ક્ષત્રિય ક્ષાત્રમા વસે છે વટવૃક્ષનો અન્ય વૃક્ષો પર જે રાજ્યાધિકાર છે, તે તેનામા સ્થાપિત કરવામા આવ્યો છે તેથી ન્યગ્રોધવૃક્ષ જેમ પોતાની વડવાઈઓ વડે પૃથ્વીમા વધારે સ્થિર થાય છે, તેમ જ ક્ષત્રિયનો રાજ્યાધિકાર

યજ્ઞમાં બલિ આપવાથી વિશેષ સ્થિર થાય છે, ને તેના શાસનને કોઈ ઉથલાવી શકતું નથી.'

ઐતરેય બ્રાહ્મણનો આ ઉતારો આટલું બનાવે છે કે ક્ષત્રિયો પોતાનો અધિકાર સ્થિર કરવા ઇચ્છતા હતા. બ્રાહ્મણોની પાસે એ સ્થિર કરવાની યજ્ઞરૂપી ચાવી હતી. ને પોતાના જ્ઞાનના એકાધિકારની મદદથી શૂદ્રને અને વૈશ્યને કબજે રાખવાની ચાવી હતી. જે એ વર્ગો તરફથી ઉપલા બે વર્ગને ભય હતો, તે બે વર્ગો વિષે એ જ ઐતરેય બ્રાહ્મણ કહે છે 'વૈશ્યોએ રાજાને ધન આપીને જીવવાનું છે, ને રાજા તેની ઇચ્છા મુજબ તેને પીડી શકે છે. શૂદ્રોએ અન્યની દાસવૃત્તિ કરવાની છે. એના સ્વામીએ એને મારવા કે મરજી પડે ત્યારે હાંકી કાઢવાના છે.'

નીચલા વર્ગો સામેની આ ધાર પહેલા પણ ટકી શકી નહોતી- કારણ કે દાસો કે વૈશ્યો વિના સમાજને ચાલે તેમ નહોતુ ઉદ્યોગ ને ધધા વિવિધ પ્રકારના ખીલતા હતા. વ્યાપાર વધતો હતો ને તે બન્ને વર્ગોની સત્તા પણ પ્રમાણમા વધતી હતી રથકારો, ચર્મકારો, ધનુષ્યકારો, ઘોડા ઉછેરવાવાળા ને બીજા ઘણા ધધામા શૂદ્રો પારંગત હતા. તેમને સ્થાન આપવુ પડ્યુ જ હતું મયદાનવની વાત એ બનાવે છે તેણે યુધિષ્ઠિરની સભા બાવી હતી એમ મહાભારતમા કહ્યુ છે

મનુ વૈદિક યુગમા સમાજને પાછો ખેચી જવા ધારે તો પણ તે બની શકે તેમ નહોતુ વૈદિક સમાજમા સપત્તિ-ઉત્પનના બે જ મુખ્ય ધધા હતા—ખેતી, ને ગોપાલન મનુના સમયમાં એ ધધા અનેક રીતે વિકસ્યા હતા સમાજ આ ધધા વિના ટકે તેમ નહોતો.

પણ, ઉપલા બન્ને વર્ગના સ્વાર્થી અનુસધાનનો આ પ્રયત્ન થયો તેમા શકા નથી. આ પ્રયત્નમા બૌદ્ધધર્મ, તેના સાધુસાધ્વીઓ શ્રાવકો મોટી આડખીલીરૂપ હતા, તે પણ સ્પષ્ટ હતુ. એટલે જ

મનુ આ 'નાસ્તિક વેદનિંદક સંપ્રદાય'નો ભારે વિરોધ કરે છે. તેને પોષક 'ગણરાજ્યોમાં રહેનાર' બ્રાહ્મણોનો પણ તેણે વિરોધ કર્યો છે. ને સૌથી કલેશ ઉપજે તેવી વાત તો એ છે, કે જે મનુ, વ્યભિચારને મહાપાતક ગણી બ્રાહ્મણ સિવાયનાને મૃત્યુદંડની સજા ફરમાવે છે, તે જ મનુ, બૌદ્ધ કે જૈન સાધ્વી પર અત્યાચાર કરનારને થોડો દંડ કરીને છોડી મૂકે છે. વર્ગદ્વેષ ક્યાં સુધી જઈ શકે છે તેનો એ નમૂનો છે. મનુ પછીના સ્મૃતિકાર યાજ્ઞવલ્ક્ય પણ આ અપરાધને તુચ્છ ગણે છે.*

પુષ્યમિત્ર શુંગ, જેણે મૌર્યવંશના છેલ્લા રાજાને દગાથી મારી નાખ્યો હતો, તે આ ઉપદેશનો અનુયાયી હતો. તેણે બૌદ્ધ સાધુઓની કતલ કરેલી, ને બૌદ્ધ સાધુઓના માથાદીઠ સોનુ આપવાનુ જાહેર કરેલુ.

પણ આ અતિશયતાવાળું ઝનૂન લાંબું ચાલ્યુ હોય તેમ લાગતું નથી. પુષ્પમિત્રનો કિસ્સો અપવાદરૂપ માનવો જોઈએ મનુએ પાછા વૈદિક યુગમા જવા માટે ગમે તે લખ્યુ હોય, પણ લોકોના અંતઃકરણમા જે માનવતાપૂર્ણ ધર્મ વસી ચૂક્યો હતો તેને ઉખેડી નાખવાનુ શક્ય નહોતુ ખુદ મનુએ પણ બૌદ્ધયુગ પહેલાના સમાજને માન્ય દ્યૂત, સુરાપાન, વગેરેની ના પાડી છે. જો કે યજ્ઞહિંસાનુ એણે જોર-પૂર્વક સમર્થન કર્યું છે મનુ કહે છે 'યજ્ઞમા વધેલુ માસ ખાવુ જોઈએ. મૃગ ને પક્ષીઓ બ્રાહ્મણોએ યજ્ઞો માટે મારવા જોઈએ. પુરાણકાળમા અગત્સ્યે આમ જ કર્યુ હતુ પ્રજાપતિએ જે કાંઈ સ્થાવર જગમ સૃષ્ટિ રચી છે તે સૌ પ્રાણીઓના અન્ન માટે છે. ચરનુ અન્ન અચર છે, દાઢવાળાનુ અન્ન દાઢવિનાના છે. હાથવાળાનુ હાથવિનાના, ને શૂરોનુ અન્ન ભીરુ છે. ખાવા માટે નક્કી થયેલા પ્રાણીઓ રોજ ખાતા છતા ખાવાવાળાને પાપ લાગતુ નથી. યજ્ઞ

* ભારતીય ઇતિહાસ કી રૂપરેખા, પા ૧૦૨૭ પ્રકરણ-૨૧.

માટે માંસ ખાવું તે વિધાતાએ ઠરાવ્યું છે (શ્રાદ્ધ વખતે) કહેવા છતાં જે માણસ માંસ ખાતો નથી, તે મર્યા પછી એકવીશ અવતાર પશુ થાય છે યજ્ઞ માટે સ્વયંભુએ પશુ સર્જ્યાં છે. માટે યજ્ઞમાં કરેલો વધ તે વધ નથી.'

યજ્ઞહિંસા માટે આટલી સ્પષ્ટ ને જોરદાર હિમાયત કરતાં છતાં વૃથાહત્યાનો મનુએ નિષેધ કર્યો છે ને તે બુદ્ધની અસર છે કોઈ પણ સમાજ સુસંસ્કૃત છે કે કેમ, તેની એક નક્કર કસોટી તે સમાજનું સ્ત્રીઓ પ્રત્યેનું વર્તન છે. પ્રાચીનયુગમાં સ્ત્રીઓની સ્વતંત્રતા ઠીકઠીક પ્રમાણમાં હતી, તે આપણે જોયું છે પ્રતિક્રાંતિના વિચારકોએ એ જોયું કે સ્ત્રીઓ જ્યાં સુધી સ્વતંત્રતાપ્રિય-વિચારપ્રિય છે, ત્યાં સુધી નવી પ્રજા વિચારશીલ ને સ્વતંત્રતાપ્રિય થવાની જ. એટલે જે પ્રતિક્રાન્તિ શુંગયુગથી શરૂ થઈ તેમાં સ્ત્રીઓને પરતંત્ર કરવાની, હીન ગણવાની ને વહેલી પરણાવી દેવાની હિલચાલ મોખરે છે જેમ જેમ એ પ્રતિક્રાંતિ વધતી ગઈ તેમ તેમ એનું પ્રમાણ વધતું ગયું છે કૌટિલ્યે કન્યાની લગ્નની ઉમ્મર ઘટાડી હતી, પણ વિધવાવિવાહની તેણે છૂટ આપી હતી સ્ત્રીઓને અમુક વારસો મેળવવાનો અધિકાર તેણે આપ્યો હતો ધણી સામે ફરિયાદ કરવાનો અધિકાર પણ તેને રહેવા દીધો હતો મનુ એ સંબંધી વધારે આગળ જઈ પુનર્વિવાહ પર જુદા જુદા બંધનો મૂકે છે, ને 'न स्त्री स्वातन्त्र्यमर्हति' એ વાત સાફ કહી નાખે છે

પણ મનુસ્મૃતિ કાંઈક ઉદાર છે પણ તે પછી લખાયેલ યાજ્ઞવલ્કયસ્મૃતિ તો એ સંબંધમાં આગળ જઈ કહે છે કે 'પતિ જીવતા કે મરતા જે બીજાની પાસે જતી નથી તે આ લોકમાં કીર્તિ પામે છે અને પરલોકમાં ઉમા સાથે સુખ પામે છે' જ્યારે બીજી બાજુ પુરુષને સ્ત્રી મરી ગયા પછી અન્ત્યેષ્ટિ પછી વગરવિલંબે બીજો વિવાહ કરવાનું કહે છે

પરાશર ને બીજી સ્મૃતિઓ તો સ્ત્રીઓને આ જાતના અન્યાય કરવામાં મનુ ને યાજ્ઞવલ્ક્ય બન્નેને ઓળંગી જાય છે.

મનુસ્મૃતિના અરસામાં જ, આપણે ભગવદ્‌ગીતા આજે જોઇએ છીએ તે સ્વરૂપે મહાભારતમાં મુકાઈ. કૃષ્ણ–વાસુદેવની પૂજા તો તે પહેલાં જ મથુરાની આજુબાજુ શરૂ થઈ હતી. પણ ભગવદ્‌ગીતાએ પુરોહિતો સૂચવે છે તે યજ્ઞના કર્મો કામ્યકર્મો છે, ને તે દષ્ટિએ યોગ્ય નથી તે દલીલ સામે, અનાસક્તિપૂર્વક કામો થઇ શકે તેમ મૂક્યુ. યજ્ઞો, તપ, જપ, જ્ઞાન, સંયમરૂપે વિવિધરીતે થઈ શકે તેમ બતાવ્યુ તથા જ્ઞાન, ભક્તિ, કર્મનો સમુચ્ચય કરી ભારતીય સંસ્કૃતિના હાડમાં પહેલ સમન્વયવૃત્તિ જાગ્રત કરી.

પરિણામે આજે આપણે હિંદુધર્મના જે સદંશો જોઈએ છીએ તે સ્વીકાર પામ્યા. દા. ત. મનુએ ગમે તેટલું કહ્યુ પણ યજ્ઞની હિંસા તો ગઈ જ. યજ્ઞમાં પશુને સ્થાને પતકાળુ, નાળિયેર, સોપારી, વપરાવા લાગ્યા. બુદ્ધધર્મે લોકોના હૃદયમાં જીવવાની લાગણી એટલી હદે મૂકી હતી કે એ પતકાળુ કાપવા પણ યજમાનમાંથે કોઈ માણસ દ્વિજ-વર્ગમાથી આજે તૈયાર થતુ નથી. એને માટે વાવરીને બોલાવવો પડે છે. કારણ કે પતકાળું આખરે તો બકરાને સ્થાને જ છે. વસ્તુત પ્રાચીન કાળથી યજ્ઞહિંસા વિષે વિકાસ પામવા મથતી વિચારધારા ચાલી જ આવતી હતી. ઐતરેય બ્રાહ્મણનો એક ફકરો લઈએ—

‘દેવોએ બલિદાન માટે એક માણસનો વધ કર્યો, પણ તેના શરીરનો જે ભાગ બલિદાન દેવા પાત્ર હતો, તે માણસમાંથી નીકળી ઘોડામાં પ્રવેશી ગયો ત્યારથી ઘોડો બલિદાન આપવા માટેનુ પ્રાણી ગણાવા લાગ્યો. માણસના શરીરનો બલિદાન માટે વાપરવા યોગ્ય ભાગ ઘોડામાં પેસી ગયો ત્યારે દેવોએ મનુષ્યને એ માટે નાલાયક ઠરાવ્યો.

દેવોએ ઘોડાને વધેર્યો, પણ તેના શરીરના જે ભાગનુ બલિદાન

આપી શકાય તેમ હતું તે ભાગ ઘોડામાથી નીકળી બળદમા પ્રવેશ્યો. ત્યારથી બળદ એ બલિદાન માટેનુ પ્રાણી ગણાવા લાગ્યુ

દેવોએ બળદનો વધ કર્યો, પણ તેના શરીરનો હવ્યભાગ તેમાથી નીકળી ઘેટામા પેસી ગયો ત્યારથી ઘેટા બલિદાન માટેનુ પ્રાણી ગણાવા લાગ્યો

દેવોએ ઘેટાને વધેર્યો, પણ તેનો હવ્યભાગ તેમાથી નીકળી બકરામા પ્રવેશી ગયો ત્યારથી બકરો બલિદાનઆપવા માટે યોગ્ય પ્રાણી ગણાયો

બલિદાન લાયક ભાગ બકરામા લાબામા લાબા કાળ સુધી ટક્યો ત્યારથી બકરો આ બધા પ્રાણીઓમા બલિદાન માટે યોગ્યતમ મનાય છે

દેવોએ બકરો માર્યો, પણ બકરાનો હવ્યભાગ તેમાથી નીકળી પૃથ્વીમા પેઠો ત્યારથી પૃથ્વી બલિદાન આપવા યોગ્ય ગણાવા લાગી

જે જે પ્રાણીઓમાથી બલિયોગ્ય ભાગ ચાલ્યા ગયા છે તે બધા બલિદાન આપવા માટે યોગ્ય નથી તેથી કોઈએ તેમનુ માસ ખાવુ નહિ

બલિદાન માટે યોગ્ય ભાગ પૃથ્વીમા પ્રવેશ્યો એટલે દેવો પૃથ્વીને ઘેરી વળ્યા—એટલે તે બલિદાન માટેની જાગર બની ગઈ

પશુબલિદાન વખતે ધરાતો પુરોડાશ એ બલિ માટે મારેલુ પ્રાણી છે જાગરનુ પરાળ એ પ્રાણીના વાળ છે તેના ફોતરા એ ચામડી છે તેના નાના નાના કણો તે લોહી છે ચોખાને દળી જે બારીક લોટ બનાવવામા આવે છે, તે માસ છે આ ઉપરાત જે કાઈ પોચક તત્ત્વ ચોખામા હોય તે આ પ્રાણીના હાડકા છે જે પુરોડાશનો બલિ ધરે છે તે બધા પ્રાણીઓનો હવ્યભાગ ધરે છે'*

યજ્ઞની ભાવનાના વિકાસ આ નાનકડા ફકરામા સ્પષ્ટ રીતે પડ્યો છ અલબત્ત, યાજ્ઞિકોને આ સ્વીકાર્ય નહિ બન્યુ હોય પણ

* Quoted in 'Hindu India', from original sources, by S K Ayanger

એ વિચારધારા ઘણા પ્રાચીન કાળથી હતી. છાંદોગ્ય ઉપનિષદમાં શ્રીકૃષ્ણને યજ્ઞને અહિંસક સ્વરૂપ આપનાર તરીકે નોંધ્યા છે. ને રાજા વસુચૈદ્યોપરિચરની પણ યજ્ઞમાંની હિંસા–બર્બરના તરફની અરુચિ, પુરાણોમાં નોંધાયની છે.

બુદ્ધે આના આધાર ને જાતઅનુભવ પર યજ્ઞહિંસા સામે બળવો કરેલો. ને પાછલા સમયમા ગીતાએ જ્યારે યજ્ઞનો અર્થ વિસ્તારી જપ, ત્યાગ, પ્રાણાયામ, કર્મયોગ–બધા યજ્ઞો છે એમ કહ્યું ત્યારે પુરોહિતોએ એને સ્વીકારવો જ રહ્યો. એટલું જ નહિ પણ ખુદ પોતાના ભોજનમાથી માસ વર્જ્ય થયું, ને છેવટે બુદ્ધનો અવતાર તરીકે સ્વીકાર પણ થયો. પણ આ સમન્વયમાં પુરોહિતો ને તેનું શાસન તો છેવટે રહ્યું જ.

પણ પુરોહિતવર્ગે લોકોને પોતાના માર્ગે વાળવા માટે જે બુદ્ધિપૂર્વકનો પ્રચંડ પ્રયાસ કર્યો તે જોઈએ, તો દંગ થયા સિવાય રહેવાય તેવું નથી. શુગવંશથી તે હર્ષના અવસાન સુધીના કાળમાં નીચેની સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રો ને પુરાણો રચાયા, ને તે બધુ કાવ્યશૈલિએ શ્લોકોમાં રચાયુ. રાજાઓનો તેમને ટેકો મળ્યો તે વાત સાચી હતી, પણ લોકોનો જે ટેકો મળ્યો તેનુ કારણ તો પુરાણો જ હતાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ વિષ્ણુપુરાણ | ૨૩૦૦૦ | શ્લોકો | ૧૦ વાયુપુરાણ | ૨૬,૦૦૦ | શ્લોકો |
| ૨ નારદીય પુરાણ | ૨૫૦૦૦ | ,, | ૧૧ સ્કંદપુરાણ | ૮૧ ૧૦૦ | ,, |
| ૩ ભાગવતપુરાણ | ૧૮૦૦૦ | ,, | ૧૨ અગ્નિપુરાણ | ૧૫,૪૦૦ | ,, |
| ૪ ગરુડપુરાણ | ૧૯૦૦૦ | ,, | ૧૩ બ્રહ્માંડપુરાણ | ૧૨ ૦૦૦ | ,, |
| ૫ પદ્મપુરાણ | ૫૫,૦૦૦ | ,, | ૧૪ બ્રહ્મવિવર્તપુરાણ | ૧૮,૦૦૦ | ,, |
| ૬ વરાહપુરાણ | ૨૪,૦૦૦ | ,, | ૧૫ માર્કંડેયપુરાણ | ૯,૦૦૦ | ,, |
| ૭ મત્સ્યપુરાણ | ૧૪,૦૦૦ | ,, | ૧૬ ભવિષ્યપુરાણ | ૧૪,૫૦૦ | ,, |
| ૮ કૂર્મપુરાણ | ૧૭,૦૦૦ | ,, | ૧૭ વામનપુરાણ | ૧૦,૦૦૦ | ,, |
| ૯ લિંગપુરાણ | ૧૧,૦૦૦ | ,, | ૧૮ બ્રહ્મપુરાણ | ૧૦,૦૦૦ | ,, |

આ પૌરાણિક યુગમાં જે ધર્મશાસ્ત્રો લખાયાં કે સંસ્કારાયાં તેમાંથી મુખ્ય આટલાં છે–

| | | | |
|---|---|---|---|
| મનુ | વિષ્ણુ | અત્રિ | હારિત |
| યાજ્ઞવલ્ક્ય | પરાશર | ઉશનસ | વ્યાસ |
| અંગિરસ | શંખ | યમ | લિખિત |
| આપસ્તંબ | દક્ષ | સંવર્ત | ગૌતમ |
| કાત્યાયન | શતતાપ | બૃહસ્પતિ | વસિષ્ઠ |

પૌરાણિક ધર્મની ખૂબી–મંદિરો, ને વૈદિકયુગમાં જે હતા જ નહિ, અથવા ભિનમહત્ત્વના હતા, તે દેવોની પૂજા છે. વેદમાં મુખ્ય દેવતા ઇંદ્ર, વરુણ, દ્યૌ, છે. પૌરાણિક ભારતના મુખ્ય દેવતા છે: બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ. જે વિવિધ પછાત જાતિઓને બુદ્ધધર્મે પોતામાં સમાવી હતી તે બધીને પાછી ખેંચવા માટે એમની ટોળીના અનેક દેવતાઓને સ્થાન આપતાં એ મંડળ તેત્રીશ કરોડ સુધી પહોંચી ગયું. પૌરાણિકયુગની બીજી વિશિષ્ટતા છે વ્રતો ને તીર્થયાત્રાનો મહિમા. આ તીર્થયાત્રાએ ભારતવર્ષને માનસિક રીતે એક કરવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે, તે તો પૌરાણિકધર્મના વિરોધીઓને પણ સ્વીકારવું પડે તેવું છે.

પુરોહિતવર્ગના આ હલ્લા સામે ઈ. સ. ૭૦૦ થી ૮૦૦ વચ્ચે બુદ્ધધર્મ નબળો પડ્યો. આ નબળા પડવાનું કારણ શું આ હલ્લો જ હતું? જેણે આવા અદ્‌ભુત વિહારો બાંધી પોતાની અતુલ શ્રદ્ધાનું પ્રદર્શન કર્યું હતું તે ધર્મ બહારના હલ્લાથી શું તૂટી પડે? લોકોના હૈયામાંથી એ ધર્મનું આસન ડગી જવાનાં બીજાં કારણો નહોતાં!

બુદ્ધધર્મ નાશ નહોતો પામ્યો–વિલીન થયો હતો. પુષ્યમિત્ર શુંગ સિવાય બીજાએ બૌદ્ધો પર ખાસ જુલમ કર્યો દેખાતો નથી. બુદ્ધે સળગાવેલ દીપ ફૂંક મારીને ઓલવાયો છે, તે કરતાં વિશેષ તો પોતાના દીવામાં દીવેલ ખૂટતાં જ એ ઓલવાયો છે.

બુદ્ધધર્મ તરફ અપ્રીતિ થવાનું મુખ્ય કારણ તે કાળે ઊભા થયેલ એક મહાપ્રશ્નનું નિરાકરણ કરવામાં એણે દેશના આગેવાન તેમ જ જનસામાન્યને ગળે ઊતરે તેવા ઉપાયો ન બતાવ્યા, તે છે.

ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ઈ. સ. ૭૦૦ સુધીનો કાળ આપણા દેશ માટે એક રીતે ઘણો કપરો હતો. એ સમય દરમિયાન આ દેશ પર મેનેન્દ્ર ને દિમિત્રની સરદારી નીચે યવનોએ, કનિષ્ક ને તેના પિતાની સરદારી નીચે કુશાણોએ, શકસ્થાનમાંથી શકોએ, ને તે પછી હૂણોએ હુમલા કર્યા. જાણે મધ્ય એશિયાનો માનવ-સાગર આ આઠ સદી સુધી માઝા મૂકીને આ તરફ ધસ્યા કર્યો. એલેક્ઝાંડરના આક્રમણ વખતે પંજાબના ગણરાજ્યોએ એના ધસારાને થંભાવ્યો હતો. તેના સેનાપતિ સેલ્યુકસનો મુકાબલો ચાણક્યે સંગઠિત કરેલ મગધસામ્રાજ્યે કરેલ. પણ મૌર્યવંશ નબળો પડતાં, કેન્દ્ર નબળું પડ્યું. ગણરાજ્યોને તો એ કેન્દ્રે કૌટિલ્યનીતિ પ્રમાણે નબળાં પાડ્યાં જ હતાં. પરિણામે યવનરાજ દિમિત્ર અયોધ્યા સુધી પહોંચ્યો. તેના પછી મેનેન્દ્રે રજપુતાના ને ગુજરાતની સીમાઓ લીધી. ભરૂચમાં મેનેન્દ્રના સિક્કા ચાલ્યા. તે પછી આવ્યા શકો. તેઓ ઉત્તરમાં યવનો આવ્યા હતા તે રસ્તે, આવી, સિંધમાં પાતાનપ્રસ્થ (હૈદરાબાદ) લઈ, સૌરાષ્ટ્ર છતી, અવંતિ લઈ, મથુરા સુધી પહોંચ્યા. નીચે નાસિકમાં પણ એમની હાક સંભળાઈ. ક્ષત્રપ ચષ્ટન, મહાક્ષત્રપ રુદ્રદામા અને ક્ષત્રપ નહપાન જેવા આ સમય વિસ્તાર પર ફરી વળ્યા. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જાતિઓનું મિશ્રણ, રિવાજોની ઊથલપાથલ, વિચારો ને માન્યતાઓનું ઘર્ષણ થયું. આને જ પગલે આવ્યા હૂણો.

એટલે, આ કાળે આર્યાવર્તના લોકો પાસે મુખ્ય પ્રશ્ન હતો— આ વિદેશીઓનો સામનો કેવી રીતે કરવો તે. પરરાજ્યચક્ર આવતું હતું. શું કરવું? સામાન્ય રીતે આવી રાષ્ટ્રીય આફત વખતે બધે જ

નિયમો કડક થાય છે, શિસ્ત સખ્ત બને છે, વિચારભેદોને દાબી દેવામાં આવે છે. જે વર્ગ શાસન ચલાવતો હોય તેના હાથમાં વિશેષ અધિકારો મુકાય છે. લડાયકવૃત્તિને સન્માનવામાં આવે છે. જે સમાજ આ નથી કરતો તે મોટે ભાગે ટકી પણ શકતો નથી. અશ્વમેધપુનરુદ્ધારયુગ, એ આ આઠ સદી સુધી ચાલેલા વિદેશી અસંસ્કૃત જાતિઓના આક્રમણ સામે લડવાનું આહ્વાન છે. ગીતા એનો જયઘોષ બની છેઃ 'क्लैब्यं मा स्म गमः पार्थ' 'युध्यस्व विगतज्वरः' 'ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि'. ગુપ્તવંશની કીર્તિ, યશસ્તંભો, ઇલોરાનું દેવોને પણ હેરત પમાડે તેવું કૈલાસમંદિર, એલિફન્ટાની મહકાય ત્રિમૂર્તિ, ને દૂર દૂર કંબોજ (કંબોડિયા) માં સર્જાયેલ અંકોરવાટનું વિજયી સામ્રાજ્યના પ્રતીકસમું મંદિર—એ આ યુગ-સમરયાના અશ્વમેધપુનરુદ્ધારયુગને પોતાને સૂઝેલ ઉકેલનાં પ્રતીકો છે.

બુદ્ધધર્મ આવાં વિદેશી આક્રમણો વિષે શું કહેતો હતો? એ અહિંસાપ્રિય ધર્મ હતો. એનો સંદેશો રાષ્ટ્રના સીમાડાની મર્યાદામાં પુરાયલો નહોતો. એનો સંદેશો તો સ્પષ્ટ હતો—'વેર, વેરથી શમતું નથી.' ને 'સૌની સાથે પ્રેમ'ની-હળવામળવાની એમની પ્રથા હતી. ઉપરાત, જે જાતિઓ—ઋષિક-તુખાર, યવન, શક કે હૂણોની આવતી હતી, તે બધી જ કાંઈ બુદ્ધધર્મને સાવ અજાણી નહોતી. એક યા બીજા સ્વરૂપે બુદ્ધ કે જૈનધર્મ આમાની ઘણી જાતિઓમાં પહોંચી ગયો હતો. રાજા એક કોમનો હોય કે બીજી કોમનો, તેમાં તેમને રસ નહોતો. રાજા સર્વને હિંસા ને અપ્રતિષ્ઠા સામે ચારે પ્રકારનાં અભયદાન આપે તેટલું જ બસ હતું. આ સ્થિતિમાં, જે આર્યો અહીં શાસન કરતા હતા તેની. ને જે બુદ્ધધર્મ જાતિ, રાષ્ટ્રની સીમા કે હિંસાની પ્રતિષ્ઠામા માનતો ન હોય તેની વચ્ચેના મતભેદ ઉગ્ર થાય, મનુ જેવા સ્મૃતિકારો બૌદ્ધો ને બૌદ્ધ ભિક્ષુણીઓને નિંદે અને કઠોર શાસન નીચે મૂકે તે સમજાય તેવું છે. મનુસ્મૃતિનું બૌદ્ધમતવિરોધી

વલણ. એ વાતાવરણની ભૂમિકા પરથી વાંચવું જોઈએ. પણ આ છતાં બૌદ્ધો કાંઈ પોતાના માર્ગમાંથી પાછા થોડા જ ફરવાના હતા ! જે આક્રમણકારો આવ્યા તેમાંના મોટા ભાગના બૌદ્ધો બની ગયા. મૈનેન્દ્ર ને કનિષ્ક બે સમ્રાટો તેના નમૂના છે. તેમના આક્રમણની મોખરે ઘણીવાર બૌદ્ધ સાધુઓ ચાલીને માર્ગ બતાવતા. જૈન આચાર્ય કાલકાચાર્યની કથા પ્રમાણે અવંતિના રાજા ગર્દભિલ્લે એક કન્યા પર અત્યાચાર કર્યો, એટલે કાલકાચાર્ય શકસ્થાનમાં ગયા, ને ત્યાંથી શકોને સૌરાષ્ટ્ર મારફતે લાવી અવંતિના રાજા ગર્દભિલ્લનો નાશ કર્યો. સામાન્ય રીતે પ્રજાતંત્રની તરફેણ કરનારા જૈનો ને બૌદ્ધોએ રાજાઓને નિરંકુશ બનતા જોયા, કે એકાધિકારતંત્રની વિચારસરણીને બળવાન બનતી જોઈ, ત્યારે તેમણે આવનારાઓને બૌદ્ધ કે જૈન-ધર્મની દીક્ષા આપી મંજારી બનાવવાનો માર્ગ લીધો. ને તેમ કર-કરવામાં તે લોકો ઠીક ઠીક અંશે સફળ થયા. તેના પુરાવારૂપે આ યવનો, શકો અને કુશાનોએ આપેલ દાનપત્રો, ચણાવેલ સ્તૂપો, ને કોતરાવેલ નાસિકની ગુફાઓ પડી છે. કનિષ્ક ને મૈનેન્દ્ર આ મોટાં ઉદાહરણો છે. મૈનેન્દ્ર સાથે આચાર્ય નાગસેનને થયેલ પ્રશ્નચર્ચાનું પુસ્તક 'મિલિન્દ પ્રશ્ન' બૌદ્ધ સાહિત્યનો અગત્યનો ગ્રંથ ગણાય છે. કનિષ્કે અશોકની જેમ જ બૌદ્ધધર્મની ત્રીજી સંગતિ (પરિષદ) બોલાવી હતી, ને સમગ્ર બૌદ્ધસાહિત્યનું સંસ્કરણ ને સંશોધન કર્યું હતું, તે જાણીતી વાત છે

પણ જે રાજવંશો અહીં હતા, તેમને આ મંજૂર થોડું જ હોય ! ક્ષત્રિયોને બ્રાહ્મણધર્મ સાથે જે વિગ્રહ શતપથબ્રાહ્મણના કાળથી ચાલતો હતો તેની માંડવાળ કરવાનું પણ રાજકર્તાવર્ગને આ વખતે વાજબી લાગ્યું હોય, એમ પણ બને. રાજકર્તાવર્ગ હવે ચાતુર્વર્ણ્યવ્યવસ્થાને ટેકો આપે ને બ્રાહ્મણને પૂજે, અને સામે પક્ષે બ્રાહ્મણો રાજકર્તાવર્ગમાં દૈવત્વનું આરોપણ કરી અભયદાન કરે, તેવું કાંઈક ગોઠવાયું લાગે છે.

અશ્વમેધ–નરહરયુગના સમ્રાટોના જે શિલાલેખો ને દાનો છે તેમાં 'ચાતુર્વર્ણનો સંકર રોકવાવાળા' એ વિશેષણ ખાસ વપરાતું દેખાય છે.

મૌર્યવંશ પછીની સાત આઠ સદી સુધી આ બંને વિચારણાઓએ જાણે મેદાન સર કરવાની દોટ માંડી છે. જ્યારે ઘોડાઓ દોડતા હોય છે ત્યારે બંનેની શ્રેષ્ઠ શક્તિઓ પણ બહાર આવે છે. તેવું જ આ કાળે બન્યું છે. બ્રાહ્મણધર્મે પણ બૌદ્ધધર્મને પાછળ રાખી દેવા જે પુરુષાર્થ કર્યો તે વિસ્મય પમાડે તેવો છે.

બૌદ્ધધર્મે બ્રાહ્મણધર્મને માર્ગ આપવો જ પડ્યો. તેનું કારણ સામાન્ય લોકો પણ, બૌદ્ધો વિદેશી આક્રમણકારો સાથે એક થઈ જતા હતા તે ગળી શકે તેમ નહોતા જ. દેશ પર આક્રમણ કરનારા સાથે એક થનાર સંપ્રદાયને જના દેશવાસીઓ અપ્રીતિથી જુએ તે સહજ હતું.

બીજી બાજુ આ કુશાણ, શકો ને હૂણો આવ્યા પછી બૌદ્ધધર્મે જે સ્વરૂપ પકડ્યું, તે બ્રાહ્મણધર્મ કરતાં કાંઈ ચડિયાતું પણ નહોતું.

અશોકે જે રાજ્યાશ્રય આપ્યો તથા ભોજન ને આશ્રયની જે વિપુલતા કરી આપી તેને પરિણામે સંઘમાં ધીમે ધીમે આળસ, પ્રમાદ, બેદરકારી ઊભા થયાં. સંઘમાં સાધુ થવા માટે નહિ, પણ અન્ન ને આશ્રયની નિશ્ચિંતતા માટે, વૈરાગ્યનો જેના મનમાં ઉદય થયો ન હોય તેવા લોકો પણ સારી પેઠે દાખલ થયા. ઉપરાંત, ભિક્ષુણી સંઘ પણ હતો જ. એટલે વૈરાગ્યનાં બી વિનાના જે સ્ત્રીપુરુષો સંઘમાં આવ્યાં તેમણે છેવટે સંઘની સમાજમા નાલેશી કરી. આ બધાં સ્ત્રી-પુરુષોને બેઠાં બેઠાં ખાવાનું મળતું હતું. શ્રમ કરવાનો નહોતો, ને મનમાં તો સાસારિક સુખો તરફ વૈરાગ્ય ઊપજ્યો નહોતો, એટલે થાય શું? છૂપી રીતે ગંદા વ્યવહારો, મંત્રતંત્રની ઉપાસના કરનાર વજ્રયાનની ઉત્પત્તિ ને ફેલાવો, આ કારણે જ બુદ્ધસંઘમાં થયો હશે.

બ્રાહ્મણધર્મને તો આટલું જ જોઈતું હતું. તેઓને તો દોડવું'તા ને ઢાળ મળી ગયો ! સાધુસંઘના આ દૂષિત વ્યવહાર પર તેઓ તૂટી પડ્યા. ને પાછળથી હિંદુધર્મમાં જે સંન્યાસીવર્ગ ઊભો થયો તેમાં સ્ત્રીને દીક્ષા ન દઈ, આવી ગંદકી પેસી ન શકે તે માટે પાકી ગોઠવણ કરી.

બુદ્ધધર્મે પોતાની મોટા ભાગની વિશિષ્ટતાઓ ખોઈ બેઠો હતો મૂર્તિપૂજા, અવતારપૂજા, સંસ્કૃતનું મહત્ત્વ, ભક્તિ દ્વારા તરી જવાની ઇચ્છા—આ તત્ત્વો હિંદુધર્મે અપનાવી લીધાં, ને જે ગંદકી હતી તેનાથી તે કાળે દૂર રહી બુદ્ધધર્મને હટાવી દીધો.

બુદ્ધધર્મ આટલી સહેલાઈથી અહીંથી ગયો તેનું એક કારણ એ પણ હતું કે એણે દરેક ગૃહસ્થના રોજબરોજના, માસિક કે વાર્ષિક, ક્રિયાકાંડો કે ઉત્સવો આપ્યા નહોતા. નવા આપ્યા નહોતા એટલે જૂના ચાલતા હતા. જન્મ, લગ્ન, મૃત્યુ, આ બધા મહત્ત્વના પ્રસંગે બુદ્ધધર્મે ગૃહસ્થ માટે કોઈ વિધિ, ક્રિયા, ઉત્સવ સૂચવ્યા નહોતા. બ્રાહ્મણોએ આ પ્રસંગો માટે હિંસા વિનાની વિધિઓ, વ્રતો, ઉત્સવો ગોઠવી દીધા એટલે બુદ્ધધર્મના ઉપાસકના ગૃહસ્થજીવનમાં પણ આ બ્રાહ્મણવર્ગનો પ્રવેશ તો ચાલુ જ રહ્યો—જૈનધર્મે તો પોતાના લગ્નવિધિમાં બ્રાહ્મણોને સ્વીકારીને સમાધાન કરી જ લીધું.

હિંદુધર્મે ધ્યેય સાથે સંમતિ જાહેર કરી, પણ જનસમાજને ધીમે ધીમે સંન્યાસ તરફ નહીં જવા પર જ ભાર દીધો. સામાન્ય રીતે દરેક માણસને ચાર આશ્રમોનું ક્રમશઃ પાલન કરવાનું હતું. બ્રહ્મચારી, ગૃહસ્થ ને વાનપ્રસ્થ વ્યક્તિને સમાજના જીવનક્રમમાં અતૂટ સ્થાન હતું. મનુ આના ખાસ આગ્રહ કરે છે, ને નમૂછિયા જુવાનો ગૃહસ્થ થઈ પ્રજાતંતુને વધાર્યા સિવાય સાધુ થાય તેને નિંદે છે પર દેશી આક્રમણો સામે જે લડાયક મનોવૃત્તિ દેશમાં ઊભી થઈ, તેની

સાથે પણ આ જ બંધબેસતું હતું. લડાઇપ્રિય લોકોને બુદ્ધધર્મની આ અયોગ્યતાનું અહીં જ લાગતું હતું તેમ નથી. કોન્ફ્યૂસિયસના એક અનુયાયીએ પણ ચીનના શહેનશાહને એક વિનતિપત્ર સાતમી સદીમાં મોકલેલું, તે વાંચવા જેવું છે: 'આ પંથમાં અત્યારે લગભગ એક લાખ સાધુ ને એક લાખ સાધ્વીઓ છે. આ બધા બ્રહ્મચર્ય પાળે છે. રાજ્યના હિતમાં એ છે કે, આ બધાને પરણવાની ફરજ પાડવી જોઈએ. એમનાં એક લાખ કુટુંબો બંધાશે, ને આવતી લડાઇમાં લશ્કર વધારવામાં ખપ લાગે તેટલી પ્રજા આથી ઉત્પન્ન થશે.'

જેમને લડવું પડે છે તેમને, કે લડાઈનો મહિમા ગાવો છે તેમને શાંતિનો ઉપદેશ દેનારો ધર્મ ન રુચે તે તો ઉઘાડી વાત છે. બુદ્ધધર્મે જે માર્ગ આ જંગલી આક્રમણકારોને સંસ્કારી કરવાનો લીધો, તે જ આખરે તો હિંદુધર્મે પણ લેવો જ પડ્યો. શક, હૂણ, ગુર્જર, ને બીજા ટોળાંમાંથી જ આજના રજપૂતો, કાઠી, જાટ બન્યા છે. ને તેમને હિંદુધર્મે પોતામાં સમાવી હિંદુધર્મની દીક્ષા આપી છે. તેમની વંશાવળી છેક સૂર્ય ને ચન્દ્રવંશ સાથે જોડી, તેમની વફાદારી પોતાના કલ્પેલા સમાજ સાથે સાંકળી છે. ને એમાં, સુનાપરન્તના જંગલી પ્રદેશમાં જવાનો ઉપદેશ દેનાર ભગવાન તથાગતનો જ વિજય છે.



# પ્રકરણ : ૧૩

બે ઘોડાઓ શરતમા ઊતર્યા હોય તે દૃશ્ય જોયુ છે? મોઢે ફીણ આવે, નસકોરા ફાટી જાય, ને અંગેઅંગ પરસેવે રેબઝેબ થઈ જાય, તો પણ દોડ અટકતી નથી દરેક ઘોડો બીજાને હરાવવા શક્તિનુ છેલ્લુ ટીપુ ખરચી નાખે છે. એના સવારે એને મારવો પડતો નથી, શરતનુ જ તે ઝનૂન છે

બૌદ્ધ જૈનધર્મ ને પુરોહિતધર્મ શરતે ચડ્યા હતા એટલે શરતની શરૂઆતથી તે અંત સુધી હિંદુસ્તાન, બંનેની સર્વશ્રેષ્ઠ કૃતિઓથી ઝગાઝગા થઈ રહ્યુ છે જેને રાજકીય ઇતિહાસકારો ગુપ્તોનો સુવર્ણયુગ કહે છે સાહિત્ય, શિલ્પ, સંગીત, વૈદક—સઘળામા આ કાળ દરમિયાન ભરતી છે અલબત્ત, શરતનો ઘોડો જેમ હરીફ જતા ગાર બેસી જાય છે, તેમ દસમી સદી પછી હિંદુધર્મ પણ બેસી ગયો છે

સ્પર્ધામા સમગ્ર પૌરુષતત્ત્વ જાગી ઊઠે છે એટલે ભારતવર્ષે આ કાળે વૈદક, રસાયણશાસ્ત્ર, શિલ્પ, નાટ્યશાસ્ત્ર, નૃત્યશાસ્ત્ર અને કથાસાહિત્યમા અમૂલ્ય રત્નો જેવા ગ્રથો આપ્યા છે જીવોને અભયદાન ને રોગશુશ્રૂષા, એ બૌદ્ધો ને જૈનોએ સમાજની રગમા ઉતારી દીધા હતા

વૈદક ને રસાયનવિદ્યાનો ફેલાવો આપોઆપ થાય તેમ હતુ સમાજ ને રાજ્યનો એ પ્રથમધર્મ હતો, એ વાત તે પછી દરેક ધર્મના રાજા ને શ્રેણીઓએ ચાલુ રાખી હતી ફાહિયાન લખે છે "બધા મહત્ત્વના નગરોમા સુખી ગૃહીઓ તરફથી મફત રુગ્ણાલયો

ચાલે છે. જ્યાં ગરીબ ને અનાથ લૂલાં-લંગડાં આવે છે. તેમની સંભાળ સારી રીતે લેવાય છે. એક વૈદ્ય તેમની દેખરેખ રાખે છે. ખોરાક ને ઔષધ બન્ને તેમને ત્યાં જ પૂરાં પાડી બીજી બધી સગવડો આપવામાં આવે છે, ને સાજા થયા પછી તેઓ ઘેર જાય છે.'

આ પ્રણાલિકા જ્યાં જ્યાં બૌદ્ધ, ને તેને સમાવવા પ્રયત્ન કરતો હિંદુધર્મ ગયો ત્યાં પણ ચાલુ જ રહી.

કંબોડિયામાં અંકોરનગરની બહાર એક શિલાલેખ છે, તેમાં લખે છે કે, કંબોજનો રાજા જયવર્મા આઠમો પોતાના રાજ્યમાં ૧૦૨ રુગ્ણાલયો પોતાના ખર્ચે ચલાવતો. વર્ણ કે જાતિના કશા ભેદભાવ વિના સૌ ત્યાં શુશ્રૂષા પામતા. આ ૧૦૨ રુગ્ણાલયો ચલાવવા માટે ૮૧,૬૦૦ સ્ત્રીપુરુષો રોકાયલાં હતાં. રુગ્ણાલયોમાં શું શું દવાઓ અપાતી તેની યાદીમાં હરસ માટેની ગોળીઓની ૧૯૬૦ પેટીઓ વપરાતી તેનો ઉલ્લેખ છે.'

અહીં, ને જ્યાં આ ભારતીય સંસ્કૃતિ ગઈ ત્યાં, દરદીઓ જે સારવાર પામ્યા, તે સારવાર એમ ને એમ તો ઊભી નહિ થઈ હોય. તેમાં પ્રયોગો થયા હશે, નોંધો થઈ હશે, ને છેવટે વૈદકનાં શાસ્ત્રો રચાયાં હશે. ને ખરે જ આ કાળમાં આવું સંશોધન કરનાર નાગો દેખાય છે. ચરક અને સુશ્રુત તો પોતાના સંશોધનને પરિણામે ઋષિકોટિમાં મુકાયા છે.

બૌદ્ધ પરિપાટી પ્રમાણે ચરક કનિષ્કના દરબારમાં હતા. ચરક પણ પોતાની વિદ્યા આત્રેય મુનિના સંશોધનના પ્રતાપે વિકસી છે એમ માને છે.

ચરકના મહાકાર્યનો અંદાજ કાઢવા આટલું જ બસ છે, કે ચરક ૨૦૦૦ ઉપરાંત વનસ્પતિ–ઔષધિઓનું વર્ણન ને વિવરણ કરે છે. ને આ બધી વનસ્પતિઓ વર્ષના કયા ભાગમાં મેળવવી તે

સૂચવે છે બાળકોના રોગો માટે તે ખાસ ધ્યાન આપે છે વૈદ્યોને તે જે કહે છે તે કદીય વાસી થવાનુ નથી 'ધન કે સાંસારિક પદાર્થો માટે રોગીઓની સારવાર ન કરતા જે વૈદ્ય પોતાની વિદ્યા વેપારી ની જેમ વેચે છે, તે સોનાને બદલે ધૂળ લેનારા જેવા છે વૈદે જીવના જોખમે પણ પોતાના દરદીને ન તજવો ને જીવતરના અંત સુધી વિદ્યાનો અભ્યાસ ને સશોધન કર્યા કરવુ '

સુશ્રુત વાઢકાપનુ કામ શીખનારાને પ્રત્યક્ષ અનુભવ લેવાનો આગ્રહ કરે છે ગોખણપટ્ટીથી આ કામ આવ તું નથી તેમ કહે છે ને શબને કાપના પડેના ટેવ પાડવા કોળા કે કાકડી પર છરી સાવધાનતાથી ચલાવવાનુ શિખવાડવા કહે છે જુદા જુદા ૧૨૭ વાઢકાપના સાધનોનો તે ઉલ્લેખ કરે છે, ને તે એવા ધારદાર જોઈએ કે વાળને પણ ચીરી શકે

કુમારભૃત્ય જીવક ફક્ત રાજા બિંબિસાર અજાતશત્રુ તેમ જ બુદ્ધ ને તેના સઘનો જ વૈદ્ય હતો તે જાણીતુ છે

નાહિયાનને ત્યારે નવાઈ તો પશુરુગ્ણાલયો જોઈને લાગેલી અમરતુ પણ સામ્રાજ્યના વિકાસ સાથે હાથીઓ ના રોગો અગે સશોધન થાય તે અનિવાર્ય હતુ જ

વનસ્પતિની જેમ જ, રસાયણ ઔષધો માટે બૌદ્ધ આચાર્ય નાગાર્જુનનુ નામ મોખરે છે પારાને મારીને ઔષધ તરીકે વાપરવાની પ્રથા તેણે ચાલુ કરી તેમ કહેવાય છે લોહ ને સોમન ઔષધ તરીકે સાતમી સદીમા આપ્યા હિંદુસ્તાનમા વપરાતા હતા આ રસાયણશાસ્ત્રનુ એ કાળમા એટલુ મહત્ત્વ દેખાય છે કે નાલંદા વિદ્યાપીઠે પોતાની અલગ રસાયણશાળા ને ભઠ્ઠીઓ રાખી હતી

ત્યારે, યુરોપમા સોળમી સદીમા એક સ્વિસ દાક્તરે પારો વાપરવાની ભલામણ કરી ત્યારે આખો સમાજ એની સામે ઊઠવી

ગ્યાતે જેને વાચીને આનંદ-અતિરેકે માથે મૂકીને નાચ્યો હતો તે શાકુંતલ, તે જમાનાના સમાજનું આબેહૂબ ચિત્ર ઊભું કરતું મૃચ્છકટિક, ને રાજકારણનો ખ્યાલ આપતું વિશાખદત્તનું મુદ્રારાક્ષસ, આ જમાનાના સર્જન છે.

ને કાદમ્બરીકાર બાણ, ને તેના આશ્રયદાતા હર્ષના નાગાનંદ ને રત્નાવલિ તો કેમ વીસરાય? કાદમ્બરી જન્માતરો સુધી અવિચલ રહેતા અમનધવન પ્રેમની છંદતાલના કર્ણમધુર ઝંકારથી કહેવાયેલ કથા છે, તો નાગાનંદ 'જન પશુજગ કાજે' સર્વ તજનાર તથાગતના આદર્શને પૌરાણિક વાર્તા ઉપાડીને બ્રાહ્મણોની જ ભાષામાં કહેવાનો પ્રયત્ન છે રાજકુમાર જીમૂતવાહન નાગોને બચાવવા ગરુડને ઓળખાણ આપ્યા સિવાય પોતાની જાતને ખાઈ જવા દે છે ને ગરુડ એના બલિદાનથી આશ્ચર્ય પામી મગતા જીમૂતવાહનને કાંઈક માગવાનું કહે છે, ત્યારે જીમૂતવાહન 'સર્વનું કલ્યાણ' જ માગે છે'

રથચક્રોના અવાજથી ગાજતા રઘુનરા કે બાણના સુસવાટાથી કંપતા વાતાવરણવાળા કિરાતાર્જુનીયથી આ જુદી જ સૃષ્ટિ છે એક છે ચક્રવર્તી સમ્રાટની યશકથા, ને બીજી છે ધમગોપા તથાગતની કથા

કવિ દંડીનું 'દશકુમારચરિત' તો એક નવી જ સૃષ્ટિ છે એ છે સામ્રાજ્યે આણેલ સંપત્તિથી ફેલાતા વિનાસ ને સ્વચ્છંદી જીવનની વાર્તા એક રાજકુંવર ખોવાઈ જતા તેના દસ મિત્રો તેની શોધમા ઊપડે છ એ દસને જે વિવિધ અનુભવો થાય છે તેની એ વાત છે એમા વેશ્યાઓ, ચોરો પાખંડી સાધુઓ, લૂટારા—ઘણા મળે છે ને વાર્તાના નાયકના હોઠ ચુંબન કરી કરીને એટલા તો સૂજી ગયા છે કે એ બે હોઠ ભેગા કરી શકતો નથી, ને પરિણામે દંડીને દશકુમારચરિતનું બારમુ પ્રકરણ એક પણ ઓષ્ઠ્યની વ્યંજન વાપર્યા વગરનું લખવું પડ્યુ છે' એક પણ ઓષ્ઠ્યાની વિના આખુ પ્રકરણ

રચવામાં દંડીની કુશળતા બેશક વખાણવા લાયક છે જ, પણ જે કારણે આમ લખવું પડ્યું તે કારણ સમાજની શોચનીય ગતિ પણ સુસ્પષ્ટ રીતે કહી દે છે.

આ જાતની શૈલી કે શબ્દરચનાકૌશલ તે કાળે ખાસ ખીલવવાની હરીફાઈ થતી હોય તેમ લાગે છે. કિરાતાર્જુનીયમાં કેટલાક એવા શ્લોકો છે કે જેની દરેક લીંટી આગળથી વાંચો કે પાછળથી, એક સરખી જ વંચાય. ભટ્ટીકાવ્ય આમ તો રામ-રાવણ વચ્ચેનું યુદ્ધ છે, પણ તે એવી રીતે રચાયું છે કે એનો વાચક સંસ્કૃત વ્યાકરણ સાથોસાથ શીખી જાય.

રઘુવંશ, કિરાતાર્જુનીય વગેરે એક વિચારને વેગ આપે છે, ને નાગાનંદ, બુદ્ધચરિત વગેરે બીજા વિચારને વેગ આપવા મથે છે; તો ભર્તૃહરિ આ બંનેની વચ્ચે જાણે ઝોલાં ખાય છે. ભર્તૃહરિનાં શતકો આપણા વારસાના કીમતી રત્નો છે. કારણ કે એમાં એક રાજાની જ નહિ પણ એક સમાજ, કર્મવિરતિ ને વિક્રમપૂર્ણ કર્મ વચ્ચે ઝોલાં ખાતો હતો—ખેંચતાણ અનુભવતો હતો, તેનું સચ્ચાઈ ને શોભાભર્યું વર્ણન છે—

> भिक्षाशनं तदपि नीरसमेकवारं
> शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।
> वस्त्रं च जीर्णशतखण्डमयी च कन्था
> हा हा तथापि विषया न परित्यजन्ति ॥

વળી એક શ્લોકમાં કહે છે કે; 'ભોગલાલસાને લઈ ફરી હું સંસારમાં પડ્યો અને ભોગોમાંથી નિવૃત્ત થઈ ફરી પાછો હું સંન્યાસી બન્યો. આ બે વૃત્તિઓ જાણે કે હું નાનું બાળક હોઉં તેમ મને કેમ ખેંચ્યા કરતી હશે!'

× × ×

પૌરાણિક કલ્પના વધારે મનભાવે તેવી થાય તે સહજ હતું મહા યાન બૌદ્ધધર્મે દેવને શરણે જઈ ભક્તિ દ્વારા જ કર્મશુદ્ધિ, ને આત્મપરીક્ષણ દ્વારા નહિ પણ દેવની કૃપાથી પુણ્ય મેળવવાની વાત, અંશધીપરથી દાખલ કરી હતી પણ બુદ્ધના મૂળ તત્ત્વજ્ઞાનને એ સંપૂર્ણપણે છોડી શકે નહિ, ને જેટલે અંશે છોડે તેટલે અંશે એની ને પૌરાણિક ધર્મની વચ્ચે તફાવત રહે નહિ આથી પૌરાણિક ધર્મની જાગ્રતિ સાથે દેવમંદિરો બાંધવાનું કામ પૂરજોસથી શરૂ થયુ ને ધીમે ધીમે આખુ હિંદુસ્તાન, ને ખાસ કરીને દક્ષિણ ભારત તેનાથી ભરાઈ ગયુ

કારીગરોને પણ પૌરાણિક ધર્મ પોતાની પ્રતિભા બતાવવાનો વધારે અવકાશ આપતો હતો બુદ્ધધર્મમા શરૂમા તો બુદ્ધની પ્રતિમા થઈ શકતી જ નહિ બીજાની બની શકે, પણ બુદ્ધની જગ્યાએ કા તો ફૂલ, કા તો ધર્મચક્ર ને કા તો ચરણ જ હોય બુદ્ધને પથ્થરમા ઉતારવા એ જાણે માનવીની શક્તિ બહારનુ હતું પણ ધીમે ધીમે તે ન રહ્યુ બુદ્ધને તેના વિવિધ અવતારોમા—પ્રજ્ઞાપારમિતા કે અવ લોકિતેશ્વર રૂપે, ચીતરવા કે કડારવાનુ શરૂ થયુ પણ તેમા ભાવ પ્રદર્શનની એક મર્યાદા હતી કા તો એ પ્રસન્ન સમાધિસ્થ હોય ને કા તો એ કરુણાભીના હોય એ બે ભાવોમા બુદ્ધયુગે અનુપમ સિદ્ધિ મેળવી તેમા શકા નથી અજતાના વિહારો ને મથુરાની બુદ્ધમૂર્તિઓ એની શાહેદી છે પણ આખરે શિલ્પીએ આ બે ભાવો પર જ રમવાનું હતું પૌરાણિક ધર્મમા તો દેવદેવીઓનો પાર નહોતો. શકર, રામ, પરશુરામ કૃષ્ણ કાર્તિકેય, ગણેશ, ઇંદ્ર તેની અપ્સરાઓ વિષ્ણુના દસ અવતારો એ દરેક દેવના પણ અનેક કથાપ્રસગો દા. ત શકરનું કામદહન, કૃષ્ણની ગોપલીલા, કસ-ચાણૂર મર્દન, સમુદ્ર મથન, ને એ રીતે અનેક દેવો, ને અગણિત કથાપ્રસંગો બીજુ રમ્ય ભવ્ય ભાવોને તેમા યોગરુમ ખુલ્લું મેદાન હતું ને પૌરાણિક

શિલ્પીઓએ આ ભાવોમાં પોતાની જાતને ડુબાડી દઈ અદ્ભુત સર્જન કર્યું હતું. તેનો શ્રેષ્ઠ નમૂનો છે ઇલોરા. બુદ્ધયુગે પોતાનો યશ અજંતામાં સ્થાપિત કર્યો હોય તો પૌરાણિક ધર્મે તેની પતાકા ઇલોરામાં બાંધી છે. એ છે ઇલોરાનું પ્રખ્યાત કૈલાસમંદિર. તે અંગેનું દાનપત્ર કહે છેઃ 'કૃષ્ણરાજે એલપુર પહાડ પર અદ્ભુત દેવમંદિર બંધાવ્યું. દેવોએ પોતાના વિમાનમાં વિહાર કરતાં એ જોયું, ત્યારે દંગ થઈ વારંવાર વિચાર કરવા લાગ્યા, ને છેવટે માંહોમાંહે કહેવા લાગ્યા: 'આ શિવાલય સ્વયંભૂ છે. આવું સૌંદર્ય કોઈ માનવીને હાથે શક્ય નથી.' જે સ્થપતિએ આ કંડાર્યું, તેણે પણ પૂરું કર્યા પછી નજર નાખી ત્યારે વિસ્મિત થઈને બોલ્યો 'મને ખબર નથી કે મારા હાથે આ કેમ બન્યુ હશે!'

ઇલોરાના સ્થપતિઓએ પહાડમાંથી ૧૦૦ ફૂટ ઊંચી ને ૨૦૦ ફૂટ પહોળી એક શિલા પસંદ કરી, ને પછી એને અંદરથી કંડારવાનું શરૂ કર્યું. પહેલાં દેવળનું મથાળ–વિમાન કોર્યું, ને એમ કરતાં કરતાં છેક નીચે સુધી લાવ્યા. સામાન્ય અંદાજે, આ કંડારવા બે લાખ ટન પથ્થર બહાર કાઢવો પડ્યો હતો, એમ કહે છે.

કૈલાસમંદિરનું વર્ણન કરવું મુશ્કેલ છે જે સ્થપતિઓએ આ મહાન કાર્ય કલ્પ્યું, ઉપાડ્યું, પૂરું કર્યું, તેની શ્રદ્ધા, ઉપાસના ને કારીગરીને વંદીએ. તે કાર્યની કલ્પના એટલાથી જ આવશે કે આ મંદિર પૂરું થતાં એક સદી લાગી છે શ્રદ્ધાની ધારા એક સ્થળે સો વર્ષ સુધી અણથાકી–અણતૂટી વહી. સૌને દંગ કરે તેવા પ્રત્યક્ષ હાથી જેવડા હાથીઓ, પચાસ ફૂટ ઊંચા દ્વારસ્તંભો, ત્રણ માળનું દ્રાવિડીઅન મુખદ્વાર, અનેક દેવદેવીઓ, તેના વાહનો, અપ્સરાઓ, સન્તો. દુ:ખની વાત એટલી જ છે કે આ વૈશ્ય કે શૂદ્ર સ્થપતિઓનાં નામો આપણી પાસે નથી. પણ કૈલાસનું સર્જન, પૌરાણિક ધર્મે સ્થપતિઓને સ્વપ્નું ને પ્રેરણા આપ્યાની સાબિતી છે.

દક્ષિણમાં, આકાશે અડતાં ને ગોપુરમ્‌થી શોભતાં મોટાં નગરસમાં, ને સેંકડો સ્તંભો ને સરોવરથી શોભતાં મહામંદિરોનો ઉગમ પણ આ કાળમાં જ થયો છે. એલિફન્ટા બેટ પરની વિશાળ મહાકાય મૂર્તિઓ પણ આ કાળની જ ભેટ છે. મહામલ્લપુરમ્‌ પાસે એક ૯૦ ફૂટ લાંબા ને ૨૫ ફૂટ પહોળા ખડકમાં ગંગાવતરણનું લાક્ષણિક શિલ્પ સર્જાયું છે. દેવદેવીઓ ને ઋષિઓ ગંગાને અવતરતી જોઈને આનંદનૃત્ય કરે છે. વનમાં મુનિઓ બે હાથ જોડીને વંદના કરે છે. પહાડોની ગુફાઓમાંથી વાંદરા, સિંહ, હાથી, મોર, સસલાં—સૌ કુતૂહલતાથી નિર્ભયપણે ગંગાવતરણ જોઈ રહ્યા છે. એમને જાણે ખબર છે કે આમાં એમનું પણ કલ્યાણ છે. એક તપસ્વી બિલાડી એક પગે તપ કરતી આ જુએ છે, ને ઉંદરડા તેના પગ પાસે રમે છે!

ભારતવર્ષની બહાર જેમ બૌદ્ધધર્મે બોરોબદુરનું સર્જન કર્યું, તેમ પૌરાણિક ધર્મે સર્જ્યું છે કંબોડિયામાં અંકોરવટનું મહામંદિર. કંબોડિયામાં વસાહત સ્થાપનાર કંબુ નામે બ્રાહ્મણ હતો. ત્યાં મળી આવતા ઘણાખરા શિલાલેખો સંસ્કૃતમાં છે, ને ત્યાંના ક્ષેમવંશના બત્રીશે રાજાઓના નામને છેડે 'વર્મા' છે. કંબોડિયાનું મહારાજ્ય ચીન સમુદ્રથી બંગાળના ઉપસાગર સુધી ફેલાયલું હતું. તેણે પોતાની સમૃદ્ધિ ને યુદ્ધકેદીઓની મદદથી, આજે પણ અવાચક કરી મૂકે તેવાં મંદિરો ને નગરો બંધાવ્યાં હતાં. એ બધામાં સૌથી વિશાળ હતું અંકોરવટનું મંદિર. દુનિયામાં એવડું વિશાળ મંદિર હજી પણ બંધાયું નથી. એની વિશાળતાનો ખ્યાલ લાવવા આટલું જ બસ થશે, કે અંકોરવટનું પ્રવેશમંદિર (દેઢી) ૧૦૦૦ ફૂટ લાંબી છે, ને ત્યાંથી મુખ્ય મંદિર સુધી જવાનો આંતરમાર્ગ ૨૦૦૦ ફૂટ લાંબો છે. મંદિરની દીવાલ ૩ માઈલ લાંબી છે, ને રક્ષણ માટે ખોદેલી ખાઈ ૬૦૦ ફૂટ પહોળી છે. મંદિર ત્રણ માળનું છે, ને છેડી છત સુધીની ઊંચાઈ ૨૧૩ ફૂટ છે. ને આ વિશાળ મંદિર, ઉપરથી નીચે

સુધી પશુઓ, પંખીઓ, ફૂલ, વેલ, નાચતી કન્યાઓ, વિષ્ણુના દસ અવતારો ને રામાયણ અને મહાભારતના અનેક પ્રસંગોથી કોતર્યું છે. જાણે મંદિર પથ્થરનું નહિ પણ લાકડાનું છે–તેટલી છૂટથી આ ભરચક કોતરકામ થયું છે. બારીબારણાં, ને સ્તંભોના પથ્થરોને એવા તો લીસા બનાવ્યા છે કે જાણે સંઘેડાઉતાર હોય નહિ ! બહારની મોટી દીવાલ પર પણ વિવિધ નર્તિકાઓની આકૃતિઓ સર્જી છે. જાણે નૃત્ય કરતી કરતી નીચેની પાણીથી ભરેલી ખાઈમાં પોતાનું સૌંદર્ય જોઈ રહી છે !

અંકોરવટના અધિદેવ વિષ્ણુ છે, પણ પુરાણના બીજા દેવતાઓ કાંઈ વીસરાયા નથી. કામદહન, અર્જુન ને કિરાત, રાવણ કૈલાસને ડોલાવે છે તે, એવી ઘણી ઘણી કથાઓને અંકોરવટના ઝરૂખા, જાળીઓ ને પરસાળ પર અવતારી છે. કેટલીક જગ્યાએ તો આ કોતરણી માત્ર અરધો ઈંચ જ ઊંડી છે. છતાં એવી સુકોમળ ને જીવંત છે, કે એને કોતરનારા શિલ્પીઓએ જાણે આની પાછળ સમગ્ર આયુષ્ય ખર્ચ્યું હશે એમ લાગે.

મંદિરની દક્ષિણ ભુજા પર મંદિર બંધાવનાર રાજા સૂર્યવર્માની પોતાની મૂર્તિ છે. બ્રાહ્મણ પુરોહિતોથી વીંટળાયેલો રાજા સૂર્યવર્મા પોતાનું સૈન્ય એકઠું કરવાની આજ્ઞા માગે છે. બીજા આલેખનમાં રાજા પોતાના પ્રચંડ હાથી પર બેઠો છે; એની આજુબાજુ ચૌદ ચામરધારીઓ છે. એક વાંસ પર ગરુડ પર બેઠેલા વિષ્ણુનું ચિહ્ન છે. નીચે રાજાનુ સૈન્ય કૂચ કરે છે. તેમાં વિવિધ દેશના સૈનિકો છે. બ્રાહ્મણો પણ યજ્ઞવેદિના પવિત્ર અગ્નિને લઈને સાથે ચાલે છે.

તે જ પરસાળમા એક બીજું લાક્ષણિક આલેખન છે. પુરોહિત-સંસ્કૃતિનું એ અંગ પણ ત્યાં આબેહૂબ મુકાયું છે. એ છે 'સ્વર્ગ', ને 'નરક.' મૃત્યુના દેવતા યમરાજ ન્યાયાસન પર બેઠા છે. તેની

મદદમાં કર્મઅકર્મનો ચોપડો રાખનાર ચિત્રગુપ્ત છે. સ્રીઓ ને પુરુષો હારબંધ ન્યાયાસન પાસે આવે છે. સ્વર્ગ છે ઉપર, ને નરક છે નીચે. બત્રીશ જાતનાં વિવિધ નરકો દેખાડ્યાં છે. યમદૂતો તે તરફ પાપીઓને ઢસડી જાય છે. દરેક દશ્ય નીચે તેની સમજણ આપતા લેખો મૂકયા છે. જેઓ દેવ ને બ્રાહ્મણના નિંદકો છે તેઓ જીવ છે. જંતુઓ ને સર્પોથી ખદબદતા નરકમાં અસત્યવાદીઓને કાંટાળા ઝાડે લટકાવ્યા છે. જેઓ બીજાની મિલકતને નુકસાન કરે છે તેઓને પીલવામાં આવે છે. જેઓ વિશ્વાસઘાત કરે છે તેઓને ઊભા વહેરવામાં આવે છે. જેઓ ચોર છે, દેવું ભરતા નથી, તેઓને ઊકળતા તાવડામાં નાખે છે, અગ્નિ પર શેકે છે. બધી જ યાતનાઓ ઝીણવટથી ચીતરી છે. બીજી બાજુ સ્વર્ગમાં જે વિવિધ સુખો છે તેને પણ બતાવ્યાં છે. પાલખી ને સુખાસનોમાં બેસી અનેક જાતનાં ભોજનો એ આરોગે છે.

અંકોરવટ, કંબોડિયાના જંગલ નીચે છેક ૧૯૦૭ સુધી દટાયલું હતું. ૧૯૦૭ માં ફ્રેન્ચોએ તેનું સંશોધન શરુ કર્યું. ભારતવર્ષે બૌદ્ધ ને હિંદુ સંસ્કૃતિ દ્વારા કંબોડિયામાં જે ઊંડી ને વ્યાપક અસર કરી હતી તેના પ્રતીકસમુ એ વિશાળ મંદિર ઊભું છે.

પુરોહિતોએ તે વખતે કેટલો મોટો કાબૂ રાજ્યકર્તાવર્ગ પર મેળવ્યો હશે તેની સાબિતી ૧૧૮૬ નો અંકોરનગરનો એક શિલાલેખ આપી જાય છે. એ ૧૪૫ સંસ્કૃત શ્લોકમાં લખાયો છે, ને એક મંદિરને લગતો છે.

એ મંદિર, એક મહાયાનપંથી રાજાની માતાની મૂર્તિ, જે પ્રજ્ઞાપારમિતાનો અવતાર હતી એમ મનાયુ, તેને અર્પણ થયુ છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે બુદ્ધ ને હિંદુધર્મ વચ્ચે કેટલો નજીવો તફાવત રહ્યો હશે. ભારતવર્ષની જેમ ત્યાં પણ બંને ધર્મો વગર અથડામણે

ચાલ્યા હશે તેમ દેખાય છે. કારણ કે આ અગ્નિએશિયા ને જાવા–સુમાત્રા–બાલીમાં જે બૃહદ્ ભારતનો વિસ્તાર થયો ત્યાં એક જ વંશના રાજાઓ કોઈ બૌદ્ધ હતા, તો કોઈ બ્રાહ્મણધર્મી પણ હતા. જેને જે ઠીક લાગ્યું તેને પૂજ્યા. પણ એકે બીજાનું તોડ્યું નહિ. એટલું જ નહિ પણ રુગ્ણસેવા, સાધુપૂજા વગેરે કામો ગમે તે પંથનો રાજા આવતાં પણ ચાલુ જ રહ્યાં.

'અંકોરનગરના બીજા જે મંદિરમાં રાજાની માતાની મૂર્તિ મૂકી હતી, તેમાં બીજી ૨૬૦ મૂર્તિઓ હતી. જેમાં એક હતી રાજગુરુની પણ. મંદિરના ચોપડા પર ૭૯,૩૬૫ માણસો હતાં. જેમાં ૧૨,૬૪૦ માણસો તો મંદિરમાં જ જમતાં ને રહેતાં. ૧૮ મહાપુરોહિતો હતા. ૨૧૨૫ સાધારણ પૂજારીઓ હતા. ને ૬૧૫ હતી નર્તિકાઓ. મંદિર વાળવાનું ને એવું હલકું કામ કરતા હતા મુદ્રકેદીઓ, જે યદ્ધોની કોટિએ મુકાયા હતા. મંદિરના દેવદ્રવ્યમાં ૪૦૬૨૦ મોતી, ૩૫ હીરા, ને ૪૫૪૦ બીજાં મૂલ્યવાન માણેક હતાં. ૯૬૫ તો રેશમી મચ્છરદાનીઓ હતી, ને ૫૨૩ હતાં સુવર્ણદંડવાળાં છત્રચામર.'

આ શિલાલેખમાં બહુ અતિશયોક્તિ નહિ હોય. સોમનાથના મંદિરમાં પણ સેંકડો નર્તિકાઓ હોવાનું નોંધાયું છે. ને દક્ષિણમાં મદુરા ને ચિદંબરમનાં મંદિરો આવાં જ વિશાળ ને ખર્ચાળ હતાં. મંદિરો, દેવો ને પુરોહિતોના વર્ચસ્વનો એ સમય હતો.

અગ્નિ-પૂર્વના બૃહદ્-ભારતે ભારતવર્ષમા થતા ફેરફારોના પડઘા પાડ્યા છે. ભારતવર્ષમા જ્યારે હીનયાન બુદ્ધમાર્ગનું વર્ચસ્વ હતું ત્યારે ત્યાં પણ બૌદ્ધધર્મ ફેલાયો. નાલંદા સાથે સંકળાયલી વિદ્યાપીઠો સ્થપાઈ. ભારતમાં જ્યારે પૌરાણિક ધર્મે માથું ઊંચક્યું ત્યારે ત્યાં પણ પૌરાણિકધર્મ આગળ આવ્યો. તે તે જ ક્રમે, ભારતમાં

જેનો કાંઠો દેખાતો નથી એવા આ ગંભીર અતાગ દરિયામાં તારો પુરુષાર્થ નકામો છે. તું કાંઠે પહોંચ્યા પહેલાં મરી જઈશ.'

'એમ શા સારુ કહે છે તું? પુરુષાર્થ કરતાં મરીશ તો પણ નામોશીમાંથી તો બચીશ. જે પુરુષાર્થ કરે છે તે દેવો ને પિતરોના ઋણમાંથી મુક્તિ પામે છે. તેને પાછળથી પસ્તાવો થતો નથી.'

'પણ, જે કામ થવાનું નથી, જેનું કોઈ ફળ દેખાતું નથી, એવા પુરુષાર્થથી શું લાભ?'

'દેવી, મનુષ્ય પોતાની સમજ મુજબ આ લોકમાં પોતાના કાર્યોની યોજના કરે છે, ને તેને અમલમાં મૂકે છે. સફળતા મળે કે ન મળે, તે જોવાનું તેનું કામ નથી. ઉદ્યમનું ફળ તો દેવી, ગમે જ છે. મારા બીજા સાથીઓ ડૂબી ગયા ને હું હજી તરી રહ્યો છું, તે તુ નથી જોતી? એટલે હું તો ઉદ્યમ કરીશ જ. જ્યાં સુધી મારામાં બળ છે ત્યાં સુધી સમુદ્રને પાર કરતો પુરુષાર્થ હું કર્યાં જ કરવાનો.'

અપ્રમત્તપણે જાગ્રત રહી યોજનાપૂર્વકનો પુરુષાર્થ, એ આપણે જેનું પતન જોઈ રહ્યા છીએ તે સંસ્કૃતિનો પ્રાણ હતો, ને તેનું મૂળ હતુ ઋગ્વેદકાલીન ઋષિઓના પ્રશ્નમાં—कस्मै देवाय हविषा विधेम। જરા જોવા દો કે આપણે કોને પૂજી રહ્યા છીએ? આપણી ભાવનાનાં ફૂલો મિથ્યાને તો નથી ચડાવતા?

તે જ વાત ઉપનિષદકાલીન ઋષિઓએ કરીઃ प्लवा एते अदृढा यज्ञरूपा। આ બધા યજ્ઞો કાણી હોડી જેવા છે. તેમાં બેસનારા ડૂબી જશે. ને બુદ્ધે તે જ પગલે ચાલી કહ્યું કે 'વેદપ્રામાણ્ય મને મંજૂર નથી. મારું પ્રમાણ તો છે વિવેક સાથે બંધબેસતી વાત કે અનુભવ.' પણ મધ્યકાલીન યુગના બ્રાહ્મણોએ કહ્યું: 'વેદપ્રામાણ્ય પર શંકા ... ઘોર પાપ છે. વેદમાં અનાસ્થાસમું બીજું પાપ નથી.'

# આધારગ્રંથો – વિશેષ વાચન

પ્રકરણ ૧ તથા ૨

૧. Pre-historic India—Stuart Piggot, પ્રકરણ: ૫-૬-૭
૨. વેદની વિચારધારા—લેખક તથા અનુવાદકનાં ટિપ્પણો
૩. India–a Short Cultural History—H. G. Rawlinson, પ્રકરણ. ૨
૪. Civilization in Ancient India—R. C. Dutt, પ્રકરણ: ૧-૨-૪-૫
૫. Vedic India—Regozin, પ્રકરણ: ૮-૯
૬. Indian Philosophy—રાધાકૃષ્ણન્, પ્રકરણ ૩

પ્રકરણ ૪

આ પ્રકરણ લખવામાં મુખ્ય આધાર Vicissitudes of Aryan Civilization in India ના ત્રીજા પ્રકરણનો લીધો છે, એ મારે સાભાર નોંધવું જોઈએ પૂના હાઈકોર્ટના શ્રી એમ એમ. કુંતેએ છેક ૧૮૮૦માં આ પુસ્તક લખ્યું હતું. પાણિનિ સુધીના ઇતિહાસને એમણે આટલા વર્ષો પૂર્વે જે રીતે વર્ણવ્યો છે, તે માન ઉપજાવે તેવું છે.

પ્રકરણ: ૫

૧. Epic India—C. V. Vaidya
૨. પ્રાચીન સાહિત્ય—રવીન્દ્રનાથ ઠાકુર
૩. મહાભારત કથા—રાજાજી

પ્રકરણ: ૬

૧. Civilization in Ancient India—પ્રકરણ ૯
૨. ઉપનિષદની વાતો (મરાઠી)—શંકરરાવ દેવ
૩. કઠોપનિષદ
૪. Indian Philosophy—રાધાકૃષ્ણન્, પ્રકરણ ૩-૪

પ્રકરણ : ૭

૧. 'ધમ્મપદ', 'બુદ્ધચરિત' અને 'બુદ્ધધર્મ અને સંઘ'—કોસાંબીજી
૨. Life of Buddha—Rock Hill
૩ ગૌતમબુદ્ધ—રાધાકૃષ્ણન્
૪. 'પચાસ સંવાદો' તથા 'બુદ્ધવાણી'—સ. સા. મંડળ, દિલ્હી
૫. Hindu Polity—R. P. Jayswal, પ્રકરણ: ૬
૬. Lectures on Ancient Indian Polity—Shyamshastri, પ્રકરણ: ૫–૬
૭. ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—જયચંદ્ર વિદ્યાલંકાર, પ્રકરણ: ૧૧
૮. Vicissitudes of Aryan Civilization—M. M. Kunte, પ્રકરણ: ૩–૪

પ્રકરણ : ૮

૧. Civilization in Ancient India—R. C. Dutta, Book IV પ્રકરણ: ૧
૨. India-a Short Cultural History—H. G. Rawlinson. પ્રકરણ: ૫
૩ Evolution of Indian Polity—R. Shamshastri, પ્ર. ૬
૪. Pageant of India's History—G. E. Sen, પ્રકરણ: ૬
૫. ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—જયચંદ્ર વિદ્યાલંકાર, પ્રકરણ: ૧૬
૬. Hindu Polity—R P. Jayswal, પ્રકરણ. ૧૮

પ્રકરણ : ૯

૧. India, through Ages—Jadunath Sarkar, પહેલાં બે વ્યાખ્યાનો
૨. યુરોપના પ્રવાસપત્રો (હિંદી)—રાજેન્દ્રબાબુ
૩. શિક્ષણસાધના—આચાર્ય ક્ષિતિમોહન સેન
૪. વર્ણવ્યવસ્થા—ગાંધીજી
૫. મધુકર—વિનોબાજી
૬. ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—જયચંદ્ર વિદ્યાલંકાર, પ્રકરણ: ૮

પ્રકરણ : ૧૦


૧ Evolution of Indian Polity—પ્રકરણ ૨ તથા ૪
૨. Hindu Polity—R P. Jayswal, પ્રકરણ: ૨-૩-૪-૫-૬-૭-૮-૧૧-૧૪
૩. Local Self-Government in Ancient India—Radhakumud Mukerjee, પ્રસ્તાવના તથા પ્રકરણ ૧-૨-૩
૪. Corporate Life in Ancient India—R. C. Mazumdar
૫. મહાભારત—અનુશાસન પર્વ


પ્રકરણ : ૧૧


૧. ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—જયચંદ્ર વિદ્યાલંકાર, પ્રકરણ ૧૮
૨. Short Cultural History of India—પ્રકરણ ૫-૬
૩. Pageant of India's History—Sen, પ્રકરણ ૭-૮


પ્રકરણ : ૧૨


૧. Evolution of Indian Polity—પ્રકરણ: ૫-૬-૭
૨. Civilization in Ancient India—ભાગ-૪, પ્રકરણ: ૧૨, ભાગ-૫, પ્રકરણ: ૧૫
૩ ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—પ્રકરણ ૨૧
૪ Vicissitudes of Aryan Civilization—પ્રકરણ: ૩
૫ College History of India, VOL I—V. Lakshman Ayer—પ્રકરણ ૨૮ ૩૩
૬ હિંદી સંસ્કૃતિ અને અહિંસા—ધર્માનંદ કોસાંબીજી, પાનું-૩૭, ૪૫, ૪૭ ૧૦૨, ૧૦૩


પ્રકરણ : ૧૩


૧ Pageant of India's History I—પ્રકરણ ૧૧-૧૨-૧૨
૨. ભારતીય ઇતિહાસ કી રૂપરેખા—પ્રકરણ ૨૧
૩ India-a Short Cultural History—પ્રકરણ ૧૦-૧૧
૪ A College History of India—V L Ayer, પ્રકરણ ૨૮


★




હિન્દ-ચીન વચ્ચેનો વ્યાપારી માર્ગ




મધ્ય એશિયામાં બુધ્ધધર્મનો વિસ્તાર-વણઝાર માર્ગો સાથે

